पुस्तक ९मुं. अंक २ जो.

# सत्संग.

भाद्रपद. सं. १९७३

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

मासिक

## મ્હાલો મ્હને થોડું ભલે મ્હાલો પરન્તુ સર્વદા.

લેખક—રા. જનાર્દન. ન્હાનાભાઈ પ્રભાસકર.

(૧)

આવે વસન્તઋતુ યદા
કોયલ મધુરૂં ગાય છે;
જાતાં વસન્ત ઋતુ અહા,
મુંગી બની સંતાય છે;
એવાં મ્હને ગમતા નથી,
સહકાર થોડા સમયના—
મ્હાલો મ્હને થોડું ભલે,
મ્હાલો પરન્તુ સર્વદા !

## ભારત માતાને.

(રા. સ્નેહસાગર)

દ્રુત વિલંબિત.

ભારત મા ! ઢળું હું તુજ પાદમાં,
હૃદયથી વદું: વંદે માતરમ્.

(તોટક)

જનની, મમ ઉર વીણા અહ ! તું,
જનની, મમ ધર્મ: સહુ મમ તું;
તુજમાં મમ આત્મ: હદે ઝરણાં,
જનની, મધુરાં વહતાં સઘળાં.
મુજ અંગ મહીં તુજ આત્મ જહાં!
વહતું વપુમાં તુજ રૂધિર મા;
નવ જીવનના ઝરણાં તુજથી,
વહતાં મમ દીન ભણી જનની;
મુજ બાહુ મહીં બળ તુજજ મા,
મુજ અંતરમાં તુજ ભક્તિ અહા !

સુરા માંસાદિક ધૂર્તોએ પ્રવર્તાવ્યાં છે. વેદમાં એ છેજ નહિ. અને એ ચાલવાનું કારણ એમનાં માન મોહ અને લોભ.

(૨) આમ એક તરફ જ્ઞાનધર્મ પશુહોમને નિન્ઘ ઠરાવતો હતો, તેમ બીજી તરફ એજ કાર્ય ભક્તિપ્રધાન ભાગવત પન્થ કરતો હતો. ભગવદ્ગીતામાં યજ્ઞ એ આખા વિશ્વની ભાવના થઇ જાય છે; અને એ ફેરફાર અપૂર્વ વિચાર-પરિવર્ત નહોતો પણ વેદના બ્રાહ્મણભાગમાં યજ્ઞનું જે સ્વરૂપ બતાવ્યું છે તેનુંજ એમાં સ્ફુટરૂપે પ્રતિપાદન થતું હતું. હિંસાત્મક યજ્ઞ સામે ભાગવત ધર્મનો વિરોધ મહાભારતના નારાયણીય પર્વમાં સારી રીતે જણાય છે.

વળી, ભાગવત ધર્મમાં પશુહિંસાનો નિષેધ કેટલા આગ્રહથી કરવામાં આવ્યો હતો-એ શ્રીમદ્ભાગવતના નારદમુનિ અને પ્રાચીનબર્હિષ રાજાના સંવાદમાંથી જણાઇ આવે છે. એ સંવાદમાં રાજા જેણે અસંખ્ય યજ્ઞો કર્યા હતા તેને નારદ કહે છેઃ—

भो भो प्रजापते राजन् पशून् पश्य त्वयाध्वरे ।
संज्ञापिताञ्जीवसंघान् निर्घृणेन सहस्रशः ॥
एते त्वां संप्रतीक्षन्ते स्मरन्तो वैशसं तव ।
संपरेतमयःकूटैश्छिन्दन्त्युत्थितमन्यवः ॥

હે રાજા ! તેં નિર્દયતાથી હજારો પશુઓને યજ્ઞમાં માર્યા છે એ જો: તેઓ, તારી ક્રૂરતા સંભારીને, ક્યારે એ મરે કે આ લોઢાના શસ્ત્રોથી એને કાપીએ-એમ ક્રોધથી ભરાઇ, પરલોકમાં તારી વાટ જોતાં બેઠાં છે.

(૩) આમ ઔપનિષદ અને ભાગવત ઉપદેશ પશુહોમને જોસથી નિન્દે છે, પણ તેઓનું કાર્ય પૂરેપૂરૂં ફતેહમન્દ થયુંજ નહિ, જો હિન્દુ ધર્મના મધ્ય ભાગમાં—દેહમાં નીલાની કરોડ છે તેમ-અને ટકી રાખનાર જેઇતી અનુકૂળતા વેદના બ્રાહ્મણભાગના વા તે કરતાં પણ પ્રાચીન પૂર્વના કાળથી ચાલતા આવેલા પંચમહાયજ્ઞના ધર્મમાં રહેલી હતી. એ પંચ મહાયજ્ઞમાંના ભૂતયજ્ઞમાં પ્રાણિમાત્રની બન્ધુતા અનુભવવા માટે—પશુપંખી અને કીટ પર્યન્તને-ગૃહસ્થે જાતે પ્રતિદિન અન્નદાન કરવાનો વિધિ હતો. આ પ્રતિદિન અનુભવાતા બન્ધુભાવે ક્રમેક્રમે અહિંસાને પહેલી મૂકી હતી-અને એ ક્રમ-બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ, સર્વનું એકસરખું મત છે, લગભગ એકજ શબ્દોમાં એનું પ્રતિપાદન થયું છે. વળી આ અહિંસાધર્મની ભાવનાએ પ્રજાના શ્રૌત યજ્ઞ ઉપર પણ ઘણી અસર કરી; વર્ષને જુદે જુદે ઋતુ-સન્ધિને કાળે શ્રુતિમાં જે યજ્ઞો કરવાના કહ્યા હતા તેમાં ઘણું ભાગે પશુનું બલિદાન આપવામાં આવતું એને સ્થાને ધાન્યનો પ્રયોગ દાખલ થયો—અને શ્રૌત યજ્ઞોએ ધીમે ધીમે કાળ જતાં સ્માર્ત ઉત્સવોનું રૂપ લીધું.

(૪) આમ ઔપનિષદ ભાગવત અને પંચયજ્ઞાનુષ્ઠાનના ધર્મે અહિંસા ધર્મને વિસ્તાર્યો. પણ આ માર્ગમાં વ્હેતું સૌથી મ્હોટામાં મ્હોટું વ્હેણ મહાવીર સ્વામી અને ગૌતમ બુદ્ધે પ્રવર્તાવેલા ઉપદેશરૂપી છે. ગૌતમ બુદ્ધે હિંસા કરતાં પણ વિશાળ અનર્થરૂપ જે વાસના યા અહંબુદ્ધિ ('આત્મવાદ')—જેમાંથી સ્વર્ગની લાલસા અને સ્વર્ગાર્થે યજ્ઞ ઉત્પન્ન થાય છે તે ઉપરજ કુહાડો માર્યો—અને પ્રાચીન ઔપનિષદનો વૈરાગ્યધર્મ ચારે વર્ણમાં વિસ્તાર્યો; આમ 'આત્મવાદ' અને વાસના સાથે હિંસા પણ કાઢી. મહાવીર સ્વામીએ સંસાર અને કર્મનાં બન્ધન તોડવા માટે તપનો મહિમા કહ્યો; પણ એમના આખા ધર્મને મોખરે-પંચવ્રતમાં મુખ્ય વ્રત—અહિંસાને મૂકી. આ વ્રતનો સ્વીકાર એમના પહેલાંથી ચાલતો આવ્યો હતો, પણ એમને એનો એવો સમર્થ ઉપદેશ કર્યો કે ઔપનિષદ અને ભાગવત ધર્મની બજાર-મનુસ્મૃતિમાં વર્ણવી છે તેવી—જે દ્વૈધીભાવની સ્થિતિ પ્રવર્તતી હતી તેમાંથી દેશના મ્હોટા ભાગને તાર્યો; હજારો સ્ત્રી-પુરુષોએ 'अहिंसा परमो धर्मः' એ સિદ્ધાન્તને જીવનનો

મહામન્ત્ર કર્યો, અને આજ હિન્દુસ્થાન અહિંસા ધર્મના આચાર વડેજ પૃથ્વીના સર્વ દેશોથી જે જુદો અંકાઇ આવે છે એ મહિમા ઘણે ભાગે મહાવીર સ્વામીનો છે. ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામીના ઉપદેશનેજ પ્રતાપે, પ્રાણીઓની હિંસા ન કરવી એટલુંજ નહિ, પણ પ્રાણીઓને સુખી કરવાં એવી ભાવના અશોક રાજાના વખતમાં દેશમાં સ્પષ્ટ સ્થપાઇ ગએલી આપણે જોઇએ છીએ. રાજાએ પોતે માંસાહાર ત્યજ્યો એટલુંજ નહિ, પણ પશુઓને માટે ઔષધશાળાઓ બાંધી જેમાંથી આપણી પાંજરાપોળોની સંસ્થા ઉત્પન્ન થઇ છે. પણ અશોકનું સામ્રાજ્ય એ ખરેખર ધર્મચક્રપ્રવર્તનરૂપ હતું અને તેથી આમાં જુલમી કાયદા કરતાં હૃદયના ઉપદેશથી કાર્ય કરવાની રીત વિશેષ હોઇ, હિન્દુસ્થાનના સર્વ ભાગમાંથી પશુહિંસા સર્વથા લુપ્ત થઇ ગઇ હશે એમ અનુમાન કરી શકાતું નથી. ગમે તેમ હો, પણ એના સમય પછી હિન્દુ ધર્મના શ્વેત કીર્તિપટ ઉપર શ્યામ છાંટા દેખાયા કરે છે. 'અનુકમ્પાર્દ્ર' પણ 'પશુમારણકર્મ દારુણ' શ્રોત્રિય કાલિદાસના સમયમાં પણ છે. અશ્વમેધ યજ્ઞ વચ્ચે વચ્ચે થતા જાય છે, અને પશુહોમ કર્મનો સંપ્રદાય બ્રાહ્મણોના કેટલાક વર્ગમાં થોડો ઘણો પણ ચાલ્યા કરતો હશે એમ નિઃશંક અનુમાન થાય છે. કાદંબરી—જે લાંબાં સમાસ, લાંબાં વાક્યો, અને એક શબ્દના અનેક અર્થ સમજવાની બુદ્ધિની વ્યાયામશાળાજ કે મનોહર વર્ણનોનો ચિત્રપટજ નથી—એ હિન્દુસ્થાનની તે સમયની ધાર્મિક સ્થિતિ ઉપર બહુ પ્રકાશ નાંખે છે. એમાંથી એક તરફ જાબાલિ મુનિના આશ્રમનું અને બીજી તરફ દ્રાવિડ ધાર્મિકના નિવાસસ્થાનનું એક તરફ મહાશ્વેતાના શિવાલયનું અને બીજી તરફ એજ દ્રાવિડ ધાર્મિકની ચંડિકાના મન્દિરનું વર્ણન સરખો તો હિન્દુસ્થાનના મેલા ઉજળા બને ધર્મવિભાગનું દર્શન થશે, અને એમાં ખરો આર્ય ધર્મ તે ઉજળો છે, અને મેલો ઘણે ભાગેઃ અનાર્યજ છે એ અભિપ્રાય પ્રતીત થયા વિના રહેશે નહિ.

આ અવલોકનનો હેતુ અહિંસા પરત્વે આપણા દેશની ખરી ઐતિહાસિક સ્થિતિ વર્ણવવાનો છે. એ સ્થિતિ બહુધા અહિંસા–પ્રધાન છે–અને એને પરિણામે બંગાલ, પંજાબ, કશ્મીર અને સિન્ધ બાદ કરતાં હિન્દુસ્થાનના મ્હોટા ભાગે–ખાસ કરી એના દ્વિજવર્ણે–હિંસા ત્યજી દીધી છે. એ સ્થિતિ સાધવામાં ઔપનિષદ અને ભાગવત ધર્મ, તેમજ પંચ મહાયજ્ઞાનુષ્ઠાનરૂપ સ્માર્ત ધર્મ (બાહ્યેશું કાળથી ચાલતો આવેલો)–એઓએ ઘણો ભાગ લીધો છે; અને એજ દિશામાં સૌથી માનવંતુ કાર્ય જૈન ધર્મે કર્યું છે. એ ધર્મે અહિંસાને આપેલું પ્રાધાન્ય સુપ્રસિદ્ધ છે એટલે જૈન ગ્રન્થોમાંથી હું એ સંબન્ધી વચન ટાંકીને તમારો વખત લેવા માગતો નથી. હિન્દુ શાસ્ત્રમાં કોઇ કોઇ સ્થળે માંસાહાર અને માંસ બલિદાનનાં વાક્યો જોઇને મૂઝાવાનું નથી–એ વાક્યો ઉપર ઢાંક પીછોડો નાંખવાનો અપ્રમાણિક માર્ગ લેવાનું કાંઇજ કારણ નથી; વસ્તુતઃ એ વાક્યો તે તે સમયની વસ્તુસ્થિતિના માત્ર અનુવાદ રૂપ છે–અર્થાત્ પ્રચલિત આચાર એ નોંધે છે: પણ એ આચાર સારો છે કે કેમ એ પ્રશ્ન જ્યાં ઉઠે છે ત્યાં–ઔપનિષદ, ભાગવત, પંચમહાયજ્ઞાદિક ધર્મ–જૈન ધર્મની પેઠેજ–એક અવાજે અહિંસાનોજ વિધિ કરે છે અને જે વિધિ તેજ આપણું કર્તવ્ય; અનુવાદ તો પ્રાકૃત સ્થિતિનો પણ હોય.

સદ્‌ગૃહસ્થો, આ અહિંસા ધર્મનો આપણા દેશનો ઇતિહાસ આપવામાં મેં આપનો ઘણો વખત રોક્યો પણ તેમ કરવામાં મારો મુખ્ય હેતુ કેવલ વ્યાવહારિકજ છે, અને તે એ સૂચવવાનો કે એ ધર્મ બ્રાહ્મણ અને જૈન બંનેના છે કેમકે એ સંપૂર્ણ વ્યવહારમાં ઉતાર્યો છે, તો બ્રાહ્મણોએ એને ધર્મ ભાવના તરીકે માન્ય કર્યો છે–જ્યારે કે જૈને સંપૂર્ણ અમલમાં

શક્યા નથી. તો હવે બ્રાહ્મણોની ફરજ છે કે તેઓએ જૈનો સાથે મળી એ ધર્મનો જીવનમાં સંપૂર્ણ સ્વીકાર કરવો જોઇએ.

હવે હું આ વિષયની કેટલીક વ્યવહાર બાજુ ઉપર આવીશ.

**(૧) દસેરાને દિવસે પરહારે તેમજ માનતા વગેરે બીજે અનેક પ્રસંગે**

**વ્યવહાર સુચનાઓ.** દેવીના મન્દિરોમાં, પશુહિંસા થાય છે તે અટકાવવાના શાન્તિથી અને ઉપદેશથી પ્રયત્ન કરવા જોઇએ: કારણકે આપણા વિશુદ્ધ ધર્મ ઉપર આ હિંસા કલંકરૂપ છે. દસેરાને દિવસે પાડો (મહિષ) મારવાથી દેવીએ કરેલો મહિષાસુરનો વધ આપણે અનુભવીશું નહિ. એ વધનો સાક્ષાત્કાર ત્યારેજ થશે કે જ્યારે અજ્ઞાનરૂપી પાડો—જે યમરાજ (મૃત્યુ) નું વાહન કહેવાય છે—તે પાડાનો આપણે વધ કરીશું. દેવી આગળ નિર્દોષમાં નિર્દોષ પ્રાણી અસંખ્ય બિચારાં બકરાંઓને રેંસીશું તેથી આપણું કલ્યાણ થવાનું નથી. ખરી 'અજા' તે 'अजामेकां लोहितशुक्लकृष्णां' એ શ્વેતાશ્વતર શ્રુતિમાં વર્ણવેલી અનાદિસિદ્ધ સત્ત્વ રજસ અને તમસની બનેલી પ્રકૃતિ છે—એને વિદારવી, અને એના સંબન્ધથી અવિદ્યોપહિત અનાદિસિદ્ધ ચૈતન્ય 'અજ' રૂપ જે જીવ બનેલો છે તેનો નાશ કરવો—એજ ખરું બલિદાન છે. પણ આજકાલ—જોકે પૂર્વેપણ તેમ નહતું એમ નહિ—કતલખાનાંમાં અસંખ્ય પ્રાણીઓનો વધ થાય છે ત્યાં પૂર્વોક્ત યજ્ઞહિંસા અટકાવવાથીજ સન્તોષ માને કેમ ચાલશે? એ યજ્ઞહિંસા અને એ કતલખાનાં અટકાવવાં જરૂરનાં છે, પણ એનો ખરો માર્ગ મારા નમ્ર મત પ્રમાણે દેશી રાજ્યોને અને બ્રિટિશ સરકારને અરજી ઉપર અરજી કરવી કે બકરી ઇદ સામે સુલેહનો ભંગ કરવો એ નથી. કોઇપણ ધર્મનો આચાર ખરા હૃદયમાંથી ઉદ્ભવે નહિ ત્યાંસુધી એની કાંઇજ કિંમત નથી. દેશમાં અહિંસાનો ઉપદેશ વિસ્તારો અને કતલખાનાં એની મેળે જતાં રહે એવું કરો. શુક્રવારના મેળામાં અને પર્યુષણના તહેવારોમાં કતલખાને લઇ જવાતાં પશુઓને—ખાટકીને મ્હોંમાંગ્યું દ્રવ્ય આપી—છોડવામાં આવે છે એ ખોટું નથી. જ્યાં સુધી આપણામાં દ્રવ્યની દરકાર ન કરતી અને અર્થશાસ્ત્રના નિયમોથી ન અંજાતી એવી તીવ્ર જીવદયાની લાગણી છે ત્યાંસુધીજ જીવદયાનો વાવટો આપણે ઉભો રાખી શકીશું. પણ લાગણી સાથે વિચાર ભેળવીને, આપણી દયાને ખરેખર દયારૂપ કરીએ અને ખાટકીઓનાં ખીસાં આપણે એવી રીતે ન ભરીએ કે જેને પરિણામે વધારે જીવો ખરીદી વધારે જોરથી પોતાનો ધન્ધો તેઓ ચલાવી શકે તે માટે આપણે સંભાળ રાખવી જોઇએ.

હિંસા એટલે કેવળ પ્રાણ હરવો એમ નથી. પ્રાણને હાનિ યાને કોઇપણ પ્રકારની શારીરિક વ્યથા એ હિંસા છે, અને તેથી મુંગા પ્રાણીઓને પડતાં દુઃખો જેમ બને તેમ ટાળવા આપણે મનુષ્યોએ પ્રયત્ન કરવો જોઇએ. આપણા જીવનવ્યવહારમાં પશુઓ સાધનભૂત થાય છે. તેમાં એ જે કામ આપે છે તેના બદલામાં આપણે એમને ખોરાક આપીએ છીએ, પણ મનુષ્ય તરીકે આપણી ફરજ માત્ર એ બદલો વાળવા કરતાં આગળ જાય છે. જ્યારે એ પ્રાણીઓ રોગ, વૃદ્ધાવસ્થા વગેરે કારણથી આપણને નકામાં થાય છે, ત્યારે પણ એમનું પાલન—પોષણ કરવાની આપણી ફરજ છે, એ ફરજ સ્વીકારી આપણે પાંજરાપોળો બાંધી છે. પણ એની દુર્વ્યવસ્થા ઘણી વખત અહિંસા ધર્મવિમુખ જનો તરફથી હાંસી ઉત્પન્ન કરે છે. એ દુર્વ્યવસ્થામાં એક કારણ અધુરી દ્રવ્યશક્તિ હોય છે, પણ વિશેષમાં અજ્ઞાન પણ એમાં થોડો ભાગ લેતું નથી. એ પાંજરાપોળો અર્વાચીન પશુવૈદક અને સામાન્ય આરોગ્યશાસ્ત્ર તથા જન્તુશાસ્ત્રનો પૂરેપૂરો લાભ લઇને

કામ કરે તો આ ખોડાં ઢોરનાં નરક સુંદર પશુપખીઓથી વસેલા બગીચાઓ બની જાય. બેશક, એ કામને એની શ્રેષ્ઠ ભૂમિકાએ પહોંચાડવા માટે અધિક દ્રવ્ય જોઇએ, પણ એ દ્રવ્ય આવી મળશે-ત્યારે આવી મળશે કે જ્યારે દ્રવ્યનો સારો ઉપયોગ થશે એમ તટસ્થ પ્રજાને વિશ્વાસ આવશે. તથા એ સ્થાનોમાં જોવા આવનાર સ્ત્રી-પુરૂષોને આ પશુનાં સ્થાન મનુષ્યનાં વસતિગૃહો અને હોસ્પિટલો જેવાં દેખાશે, અને પશુ અને મનુષ્ય વચ્ચે તે બન્ધુભાવનો અનુભવ ઉત્પન્ન કરી શકશે. પશુઓ બિચારાં ઘરડાં, આંધળાં કે પાંગળાં થઇ જાય ત્યારે આપણા ઘરખર્ચનો બોજો ઉતારવા માટે એમને પાંજરાપોળમાં મોકલવાં એ જીવદયા નથી; બલ્કે પાંજરાપોળ ઉપર જેટલો ખર્ચનો બોજો ખસેડવામાં આવે છે તેટલા પૂરતી એ જીવહિંસા છે એમ કહીએ તો પણ ચાલે. તે માટે પશુ રાખનાર દરેક ધનવાન ગૃહસ્થની ફરજ છે કે પશુને પાંજરાપોળમાં મોકલવામાં આવે ત્યારે એના બાકીના જીવનનો નિર્વાહ કરવા માટે જોઇતાં પૂરતાં નાણાં (હાલ કેટલેક સ્થળે નામની રકમ અપાય છે તેમ નહિ ) એ સંસ્થામાં ધર્માદા આપવાં. આ વ્યવસ્થા પૂરેપૂરી અમલમાં મૂકવામાં આવે તો પાંજરાપોળમાં કેવળ ધર્માદા તરીકે નિભાવવાનાં માત્ર ગરીબ ખેડૂતોનાં અને રબારીનાં ઢોરજ રહે, અને એમનેજ ખરી રીતે આવા ધર્માદા ખર્ચ ઉપર હક છે.

બીજું-જનાવર પ્રત્યે ક્રૂરતા અટકાવવાના કાયદાનો અમલ કરવામાં સર્વ જીવદયા સંસ્થાએ ચાલાક રહેવું જોઇએ. પશુઓ ઉપર શક્તિ કરતાં વધારે ભાર ન ભરવો, શક્તિ કરતાં વધારે કલાક કામ ન લેવું, શરીરે ચાંદાંવાળાં કે પગે ખોડંગાતાં પશુઓ જોવામાં આવે તો એના ધણીને એનાથી કામ લેતાં એકદમ અટકાવવો; એટલુંજ નહિ પણ એટલામાં કર્તવ્યસમાપ્તિ ન માનતાં એ પશુને પાંજરાપોળમાં લઇ જઇ એની માવજત કરી સાજું કરી ધણીને સોંપવું. ઘાંચી, કુંભાર, ગાડીવાળા વગેરે ગરીબ સ્થિતિના પશુ ધંધાદારી શહેરી લોકોનાં પ્રાણીઓની સારવાર કરવામાં એમની સ્થિતિના પ્રમાણમાં તેઓ પાસેથી ખરચ લેવું. પણ આ એક પાંજરાપોળનું જરૂરી કર્તવ્ય માનવું અને તે માટે ફરતા ઇન્સ્પેકટરો રાખવા. પશુઓ માટેની દયા લોકમાં ખરેખરી ફેળાશે ત્યારેજ ગામમાંથી કૂતરાં એકઠાં કરવા ઉપરાંત પાંજરાપોળનું ઘણું કર્તવ્ય છે એ સમજવામાં આવશે.

આ સિવાય પશુઓની જાતિ સુધારવી એને પણ હું જીવદયાના કાર્યમાં ગણું છું. જેમ ડૉકટરનો ધર્મ માત્ર રોગ મટાડવાનોજ નથી. પણ રોગ થતા અટકાવવાનો અને પ્રજાની તંદુરસ્તી વધારવાનો છે, તેમ જીવદયાના ખાતાએ ગામડાંમાં ફરી ઢોરની સ્થિતિથી જાણીતા થઇ, એમને રાખવાની રીતમાં ખેડુતો પાસે સુધારો કરાવી તથા અરોગ અને બલવાન પશુસંતતિ થાય તેવી ગોઠવણ કરી-પશુપાલનની ભાવી મુશ્કેલીઓ પ્રથમથી ઓછી કરવાનાં પગલાં ભરવાં જોઇએ. આ બાબતમાં હાલની સ્થિતિ માટે કદાચ ખેડૂતોનું દારિદ્ર જવાબદાર હશે, પણ એમનું અજ્ઞાન પણ એનાં કારણભૂત છે. અને મુળ અનુપાયતા પણ ઘણાં વર્ષો ચાલ્યા કરવાથી અજ્ઞાન રૂપે જામી ગઇ છે એમ લાગે છે. એ દુર કરવા આપણા ખાતાએ સરકારના વેટેરિનરિ (પશુવૈદક) અને એગ્રિકલ્ચરલ (કૃષિ) ખાતાની મદદ લેવી જોઇએ, તેમ એ ખાતાને મદદ આપવી જોઇએ.

આમ સરકાર સાથ ગૂંથાઇને કામ કરવા ઉપરાંત પ્રજાના સર્વ ભાગને આપણા કાર્ય પ્રત્યે આકર્ષવાની જરૂર છે. તે માટે મારી એક એ સૂચના છે. હું જોઉં છું તે પ્રમાણે "બોમ્બે હ્યુમેનિટેરિયન લીગ" તરફથી એ અમલમાં પણ મૂકાઇ ચૂકી છે-તે એ કે ધર્મ અને જાતિનો ભેદ બાજુપર મૂકી દેશી વિદેશી, ખ્રિસ્તી, હિન્દુ,

ફેરવવાની ચીજો સુચવે છે, જે જેવા આજે મગન છો, પાપ રહિત છો, તેવા હંમેશ રહેજો ! ! અને પ્રપંચને યુક્તિ પ્રયુક્તિથી મારી હઠાવજો ! ! પણ અફસોસ છે કે તેમ બનતું નથી અને નૂતનવર્ષનો દિવસ પસાર થતાં, જેવા હતા તેવા ને તેવાજ બની જાય છે. અને તેથીજ બાર બાર માસના અંતરે નૂતનતા આવી નવીન બનાવવા પ્રયાસ કરે છે. પણ તે સફળ થતી નથી. અને તેને તેથીજ પોતાનો ક્રમ ચાલુ રાખવો પડે છે. જો તેમજ થતે તો નૂતનતાની જરૂર રહેતે નહી ! અને પૃથ્વી ઇંદ્રની અલકાપુરી બની જતે ! ! !

ચાલો ત્યારે આપણે પણ શું કરીએ ? ! એ બિચારી નૂતનતા ચોર્યાસી લક્ષ ફેરા ફરવા સરજાયલી હશે ! વિધિનું ધાર્યું ફેરવવા માનવીનાં શું હિસાબ ? ! ચાલો ત્યારે મહેરબાન તમને મળેલી મુબારકબાદી ભેગી આમારી બેચાર અગડમગડમ લીટીઓ પણ ગણી લેજો ! ! જે તમારાં ભાગ્યનો ઊદય થાય ! ! કારણ ભોળીયાની વાણીમાં જરાપણ સત્યતા હોય છે ! ! અને તેથી લોકો ભોળાં હૃદયવાનને ભલો ગણે છે ! !

ગઝલો.

નવિન આ વર્ષને વિશે, સફળ આશા બધી હોજો ! !
વળી આનંદમાં વિચરી, જગે કિર્તિ અનૂપમ હો !
ફરજ કરવી અદા સૌને, હૃદયે મંત્ર એ ધરવો;
જગતના ન્યાયથી ચાલી, અનૂપમ લાભ છે કરવો.
'ભલું' કરવા બીજાનું કંઇ, કરો મહેનત યથાશક્તિ,
સફળ કરવા સકળ આશા, કરો હરિહરતણી ભક્તિ.

\+ + +

વળી વિશેષમાં કેટલાક ચકરમો દિવાળીને દિવાની કરી મુકે છે ! આવાં શુભ ટાંણાંએ જ્યારે ઉંચ વાસનાઓને સ્થાન આપવાની આવશ્યકતા રહેલી છે ' ત્યારે એવા પ્રસંગને કેટલાકો જુગાર રમવાનો અત્યુત્તમ દિવસ ગણી ! અને તેમાં કાંતો રાયરંક બની આનંદને સ્થાને હૃદયમાં દુઃખને સ્થાન આપે છે ! એ શું એવાં હૃદયીઓનું અપકૃત્ય નથી ? ! ચાલો ત્યારે આપણે સર્વેને મુબારકબાદી આપી નમન કરીશું ? ! !

મુબારક હો ! મુબારક હો ! ! મુબારક હો ! ! !
હિંદ મુબારક ! નૂતન મુબારક ! ! સત્સંગ મુબારક ! ! !
મુબારક ! ! મુબારક ! ! ભોળીયા રાજા.

# પ્રાણી પ્રત્યેદયારાખો.

ભુજંગી છંદ.

જુઓ ગાય આવી ભલી દુધ દેવા,
દહીં ઘી તમે ખાઓ છો ખુબ કેવા;
પડે સંકટો તે તમે નિત્ય ટાળો,
ભલાં હિન્દના બાળકો ગાય પાળો. ૧

કરે ખેડુતો ખેડને નિજ સારી,
કણો નીપજાવે દુઃખો વેઠી ભારી;
સહે છે દુઃખો તે તમે સર્વ બાળો,
ભલાં હિન્દના બાળકો ધોરી પાળો ૨.

જુઓ રંગ કાળો નિરાંતે ચરે છે,
ઘણું ઘાસ ખાવા હમેશાં ફરે છે;
વધે દુધ દેવા મહીં સૌ નિહાળો,
ભલાં હિન્દના બાળકો ભેંસ પાળો. ૩.

ઘણી જાત ભોળી અજાની બિચારી,
લહો ગુણ તેના મનુષ્યો વિચારી;
કસાઇ કરેથી તમે સદ્ય વાળો !
ભલાં હિંદના બાળકો તેજ પાળો. ૪.

ઘણું અંગ ભારે, વળી ઉન ધોળી;
ફરે ખેતરોમાં જુઓ નિત્ય ટોળી !
પીડા પાડતા લોકનાં ચિત્ત ગાળો !
ભલાં હિંદના બાળકો ઘેટું પાળો. ૫.

ઘણા ગાઉ ચાલી મહા કષ્ટ વેઠે,
કરે નોકરો કામ તેનીજ પેઠે;
બધાં દુઃખ કાપીજ રાખો સુખાળો,
ભલાં હિન્દના બાળકો અશ્વ પાળો ૬

ઘણો ભાર વેઠી કરે કામ કેવું ?
મજુરો ધાં જો સહે કષ્ટ તેવું !
કરાવી ગધા વૈતરૂં દીનભાળો,
ભલાં હિન્દના બાળકો રોજ પાળો.૭

રણોમાં ઘણા ગાડે જો કોણ કાપે ?
મહા કષ્ટ વેઠી જુઓ સુખ આપે;
છતાં જીવ લેવા તણો માર્ગ ખાળો,
ભલાં હિન્દના બાળકો ઊંટ પાળો ૮

રૂડી શોભતી રાજની સ્વારી સારી;
કર્યો કીરતારે ઘણું પ્રાણી ભારી;
ઘણું દુઃખ જોઇજ આવે ઉછાળો,
ભલાં હિન્દના બાળકો હાથી પાળો૯

કરે કામ કેવું ધણીનું ય ધારી,
વફાદાર પ્રાણી કરે ચોકી સારી;
જરાવાર તેને ન રાખો નિરાળો,
ભલાં હિન્દના બાળકો શ્વાન પાળો૧૦

દોહરો.

ણી પાળો પ્રીતથી, કરવા જગ કલ્યાણ ?
દેશ થશે આબાદને, રાજી દીન દયાળ ! ! !
"સુરેન્દ્ર" સોજીત્રાદર.

## ધાબળીની ઉત્પત્તિ.

અંગ્રેજીમાં ધાબળીને બ્લેંકેટ કહે છે એની ઉત્પત્તિની એક અજબ કથા વિલાયતના ડેલી ક્રૉનીકલે પ્રકટ કરી છે. આ વાત આજની નહિ પણ સને ૧૩૪૦ ની છે. ટૉમ્સ બ્લેંકેટ નામનો એક વેપારી જે બ્રિસ્ટલમાં આવી રહ્યો હતો, તે એક દિવસ વરસાદથી ઘણો કાયર થયો. રાતના સરદીને લીધે એને કોઇપણ પ્રકારે ઉંઘ આવી નહિ, અને તાપણી માટે લાકડા કે કોયલાની સગવડ કરી શક્યો નહિ ત્યારે આમ તેમ ઓઢવાને માટે કોઇ ચીજની તપાસ કરવા લાગ્યો. તેને ત્યાં એક કાપડનો ટૂકડો પડેલો જણાયો. એને ઓઢી તેણે રાત કાઢી. બીજે દિવસે એણે એવી તરેહનું એક કપડું બનાવવાનો ઓર્ડર આપ્યો અને તેનું નામ પોતાના નામપરથી બ્લેંકેટ રાખ્યું. આ પ્રમાણે આ કપડું બનાવી તે ધન કમાયો, અને પોતાનું નામ પણ અમર બનાવ્યું.

Self help

# જાત મહેનત-સ્વાત્મબળ-વીર્ય વ્યાપાર.

(લેખક-સદ્‌ગુણાનુસાર મુનીશ્રી કર્પૂરવિજયજી)

*He will conquer who works with a will* જે જીવ દઇને દ્રઢ સંકલ્પ બળથી ઉદ્યમ કરશે તે જરૂર જયશ્રી વરશે વિજય પામશે Patience & Persiverance overcome Mountains ધીરજ અને ખંત પૂર્વક સદ્ ઉદ્યમ કરવાથી ગમે તેવા મહાભારત કામ થઇ શકે છે. Man supposes and God disposes માણસ ધારે અને ખુદા પાર ઉતારે. હિમ્મતે મરદા તો મદદે ખુદા. પુરૂષાર્થથીજ કામ સિદ્ધિ થાય છે. No Labour no Fruit-મહેનત કર્યા વગર ફળ મળી શકશે નહિ. As you saw, so you reap-તમે જેવું વાવશો એવુંજ લણશો. First deserve and then desire જે વસ્તુની ઇચ્છા અભિલાષા કરો તેની યોગ્યતા સંપાદન કરી લેવા ખરા પ્રયત્નશીલ બનો.

જ્ઞાની મહાશયો કહે છે કે ચોખી સમજથી અને અટલ તથા હિંમતથી કાર્ય કરવાની તમારી ફરજ છે. ફળને માટે અધીરાઇ કરવાની જરૂર નથીજ. સમય દેશકાળ ભાવ જોઇને ચાલવાની આપણને અનિવાર્ય જરૂર છે. ખરી દિશા (સમજ) સાથે અડગ ઉદ્યમ હોય તો કાર્યસિદ્ધિ થયા વગર કેમ રહે ? જેમ આપણી ઉમેદ ઉંચી તેમ તેને પાર પાડવાનું સંકલ્પ બળ પણ અધિક જોઇએ. 'પારકી આશા સદા નિરાશા'-આપણી જરૂરીયાતો પૂરી પાડવા માટે આપણે જાતે ન્યાય સર ઉદ્યમ કરવો જોઇએ. છતી શક્તિ ગોપવી રાખી બીજા કોઇ આપણે માટે કરી આપશે એવી આશામાં મોં વિકાસીને બેસી રહેવું

કાગળનું એક કારખાનું ૬ લાખ રૂપીઆથી સારી રીતે ખુલી શકે છે. જેમાં સાધારણ કાગળ તૈયાર કરવામાં ૧૨૦) દર ટને ખરચ આવે છે. અને દરમણે ૪-૪-૦ ખર્ચ આવે છે. અને કમમાં કમ તે ૯ રૂપીએ મણ વેચવામાં આવે છે. અને તેથી ઘણો લાભ થવાનો સંભવ છે. ધારો કે ઓછામાં ઓછા પાંચ હજાર ટન પ્રતિવર્ષે કારખાનામાં કાગળ તૈયાર થાય તો એ લાખ પચાસ હજાર રૂપીઆનો લાભ થાય છે. જે વ્યાજથી પ્રાપ્ત કરવા એ અસંભવિત છે.

દક્ષિણ ત્રાવણકોર અને બર્મામાં વાંસ અધિક થાય છે. વાંસના કાગળો ઘણા સરસ બને છે. નામદાર સરકારનું ધ્યાન એ તરફ ગયું હતું પરન્તુ સરકાર કેટલા કામ કરે. હવે આપણા હિંદુસ્તાનના લોકોએ આ લાભકારી વ્યાપારની ઉન્નતિ કરી સ્વ-પરનું કલ્યાણ કરવું જોઇએ.

પ્રણય-ભવન } અલથાણ. } અમ્બેલાલ સવરામભાઇ દેશાઇ.

---

## શ્રી જીવદયા જ્ઞાનપ્રચારક મંડળ આણંદ.

અત્રે તા૦ ૨૮-૭-૧૯૧૭ ના રોજ **શ્રી જીવદયા જ્ઞાન પ્રચારક મંડળ** એ નામની સંસ્થા સ્થાપન કરવામાં આવી છે. તેના મુખ્ય ઉદ્દેશો નીચે મુજબ છે.

(૧) માંસાહાર. તથા જુગાર, મદ્યપાન વગેરેના ગેરફાયદા પ્રજાને સમજાવી તેમને તેવી વસ્તુઓ ત્યાગ કરવાનો ઉપદેશ આપી, તેમને નીતિના રસ્તે ચઢાવવા.

(૨) સઘળા પ્રકારના ઘાતકી પણામાંથી જાનવરો તથા પક્ષીઓને બચાવવા માટે પ્રયત્ન કરો.

(૩) જ્ઞાનનો ફેલાવો કરવા પ્રયાસ કરવો.

ઉપરના મુખ્ય ઉદ્દેશોને અનુસરી ઉક્ત મંડળની સ્થાપના કરેલી છે. તહેવારોના દિવસે જાહેર સભાઓ ભરી લોકોને ઉપદેશ કરવવા માટે, મંડળની સ્થિતિ પ્રમાણે યોગ્ય ગોઠવણ કરવામાં આવશે.

હરિલાલ મંગળદાસ મહેતા,
આનરેરી સેક્રેટરી.




લેખકઃ-રા. મણિભાઇ રણછોડજી દેશાઇ પલસાણાકર.

સ્વામીના ઊદાસ અને ફીક્કા મ્હોં ઊપર કંઇક પ્રસન્નતાની રેખા નિહાળી લક્ષ્મીએ બીછાનામાં સુતાં પ્રશ્ન કર્યો "કેમ નાટક કંપનીએ આપનો ખેલ મંજુર કર્યો ?" અર્ધાંગનાના રોગથી જર્જરિત થએલા મુખ અને શરીરપર દૃષ્ટિ ફેંકતાં રમેશે જવાબ આપ્યો "હાં ! કંપનીના મેનેજરને નાટક બહુજ પસંદ પડયો છે, અને કાલથી રિહર્સલ પણ શરૂ થશે. વળી ખેલની કિંમતના રૂપીઆ જે દિવસે ખેલ મૂકાશે તેજ દિવસે મળી જશે" અભાગી લક્ષ્મી છ મહીનાથી રોગશૈયા ઊપર પડી હતી. લાંબા સમયથી તાવ તેના શરીરના દરેક અવયવોમાં ઘર કરી રહ્યો હતો. રમેશે પણ પોતાની શક્તિ અનુસાર જેટલા ઇલાજ બન્યા એટલા બજાવવામાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા રાખી નહિ. પચિસ રૂપિઆના માસિક પગારમાં દિલ્લીનો ખર્ચ ચલાવતાં ત્રણ વર્ષ દરમ્યાન જે કંઇ પચાસ સો રૂપિઆ લક્ષ્મીએ પોતાની કરકસરતાથી બચાવ્યા હતા, તે સઘળાનો પણ વ્યય થઇ ગયો, ઊપરાંત બસો ત્રણસો રૂપિઆ રમેશને દેવું થયું. એવી રીતે ડૉકટરનું ઘર ભરાવા લાગ્યું પરંતુ લક્ષ્મીની તંદુરસ્તીમાં લેશ માત્ર પણ ફરક થયો નહીં. રમેશની મુશ્કેલી દિન પ્રતિદિન વધતી ચાલી. દવા લાવવાનો તથા ગૃહકાર્યનો બોજો પોતાના શરીર પર હોવાથી ઑફિસે અનિયમિત જવાતું. અને એજ સબબને લીધે સાહેબની કટાક્ષ વાણી સાંભળવી પડતી. આખરે એક દિવસે કંટાળી સાહેબે રમેશના ઉપર ચીઠ્ઠી લખી રૂપીઆ વિસની નોટ સાથે મોકલી, લખ્યું હતું કે "આપ

નિત્ય અનિયમિત હાજરી આપતા હોવાથી આપની જગ્યા ઊપર બીજા માણસને મુકરર કીધો છે, અને બાકીના હિસાબના રૂપીઆ વીસ ચીઠ્ઠી સાથે મોકલ્યાં છે" માથાં ઊપર હાથ મુકી રમેશ ઘેર આવ્યો. નીચેનાં ખંડમાં બેસી પોતાનાં અનિવાર્ય દુઃખોપર અશ્રુ મારવા લાગ્યો! પરમેશ્વરની પ્રાર્થના કરી કરીને થાક્યો પરંતુ લક્ષ્મીની તંદુરસ્તીમાં જરા પણ સુધારો થયો નહિ. લક્ષ્મી પણ પતિનાં દુઃખોને સમજતી હતી, સમજીને મનમાં ને મનમાં મુંઝાતી હતી, પરંતુ પોતાની અશક્ત હાલતથી લાચાર હતી, સમયપર પતીને આશ્વાસન આપતી, પોતેપણ ધિરજ ધરતી પરંતુ એકાંતમાં તેના નયનો ચોધાર અશ્રુના પ્રવાહથી છલકાઇ જતાં. આખરે તેણીએ સલાહ દીધી કે આપ ચાલુ જમાનાને અનુસરી એક અત્યુત્તમ નાટક લખી કોઇ કંપનીને વેચો જેથી આપણી મુશ્કેલીઓ પણ કંઇક અંશે ઓછી થશે. રમેશને બાલ્યા વસ્થાથીજ લખવાનો ઘણો શોખ હતો. તેણે કેટલાંક ઊત્તમ કાવ્યો પણ માસિકોમાં આપ્યાં હતાં, કંઇ ઉપન્યાસ પણ લખેલાં તૈયાર હતાં, પરંતુ ધનનાં સંકોચને લંઇ છપાવી જનસમુહના કરકમળમાં મુકવા ભાગ્યશાળી થયો હતો નહી. લક્ષ્મીએ ઉપલાં કાવ્યો વગેરે પોતે વાંચ્યા હતાં અને તેથીજ તેને સંપૂર્ણ વિશ્વાસ હતો કે જો તે છપાવી વેચાય તો એકજ દિવસમાં એક હજાર રૂપીઆનું વેચાણ થઇ શકે. પરંતુ દુર્ભાગ્યવશાત તે છપાવી શક્યાં નહી. હવે દરિદ્રતાથી કંટકાઇ જઇ સ્ત્રીની સલાહ યોગ્ય ધારી એક નાટક રચ્યો અને તેનું નામ" કાળરાત્રિ" રાખ્યું. કાળરાત્રિ નાટકની ચોપડી લઇ કેટલીક કંપનીના મેનેજરોને મળ્યો, પરંતુ કોઇએ કહ્યું ભાષા Up-to-date નથી. કોઇએ કહ્યું ગાયનો ઊત્તમ નથી. વળી કોઇએ કહ્યું"અમે તો ફક્ત ધાર્મિક ખેલોજ રાખીએ છે. આખરે એક કંપનીના મેનેજરે ગુણની કદર તેમજ ખેલની પ્રશંસા કરી કાળરાત્રિ નાટક લીધો. અને વાયદો કીધો કે પ્રથમ ખેલને દિવસે રૂપિઆ બસો આપને આપવામાં આવશે.

રમેશે ઘર આવી ઉપરોક્ત બીના લક્ષ્મીને કહી સંભળાવી. લક્ષ્મીનાં રોગી મુખ પર થોડાક સમયને માટે પ્રસન્નતાની ઝમક ફેલાઇ રહી. લક્ષ્મી તો લાંબા સમયથી પતિની રચના કોઇના હાથમાં જાય તો તેની યોગ્ય કદર થાય એમ ચાહતી હતી પરંતુ આજ સુધી એવો સમય પ્રાપ્ત થયો હતો નહી. આજે એ પ્રસંગ દ્વારપર આવીને ઉભેલો જોઇ લક્ષ્મીની ખુશીને દબાવવાનું સ્થાન પણ રહ્યું નહીં. લક્ષ્મીએ કહ્યું હું તો આપને પ્રથમથીજ કહી ચુકી હતી કે એની હાથોહાથ માંગણી થશે. રમેશે કહ્યું કે "રૂપીઆ મળતાંની સાથેજ કરજદારોને પતાવી તને ડાક્ટરની સલાહનુસાર હવાફેર કરવા લઇ જઇશ" રમેશ ત્યાંથી જતાની સાથેજ લક્ષ્મીની આંખમાંથી અશ્રુ સરી અધરને સ્નાન કરાવવા લાગી. લક્ષ્મી ગળગળીત સ્વરે સ્વાગત કહ્યું "હાય! એ મારે સારૂ કેટલું કરી રહ્યા છે? આટલી ગરીબીમાં પણ એ મારાં સુખની વાત યાદ કરી, કેટલા પ્રસન્ન થાય છે? અને હુ? ફક્ત સુખને બદલે દુઃખજ અર્પી રહી છુ! કેટલી અભાગી!!

(૨)

કાળરાત્રિનું, રિહર્સલ શરૂ થયું હતું, મેનેજરના આગ્રહથી રમેશને નિત્ય નાટકગૃહમાં જવું પડતું હતું, રિહર્સલ જોતાં મેનેજર નાટકની બહુજ પ્રશંસા કરતો હતો. આથી રમેશનું હૃદય ફૂલતું પરંતુ પાણીના પરપોટાની માફક ફુરતજ સમાઇ જતું હતું. જ્યારે એ એન્ટ્રેન્સમાં અભ્યાસ કરતો હતો ત્યારથીજ એ કવિતા રચતો હતો. એનું હૃદય ખરેખર કવિત્વમયજ હતું. પરંતુ આ સમયે તેને પ્રશંસાને સ્થાને જરની વધુ આવશ્યક્તા હતી. સવાર સાંજ કરજદારો આવી માથું ખાતા હતા, પૈસા સિવાય લક્ષ્મીને માટે પણ દવા અને ખોરાકમાં ન્યૂનતા રહેતી હતી. જો ફક્ત સહચારિણી

ન રહી તો જીવીને પણ શું કરીશ ! લક્ષ્મીના અત્યંત આગ્રહને લઇ કાળરાત્રિ નાટક મ્યુની-સિપાલીટિની સરકારી બત્તીના ઊજાસમાં બેસી લખ્યો હતો. તેણીનીજ હિંમતે તે નાટક લઇ કંપનીઓના મેનેજરની પાસે આંટા ફરતો હતો. આ બધું ફક્ત એકજ જીવને માટે હતું. ખરેખર કવિનું હૃદય સાચી પ્રશંસાની સામે ત્રણે લોકની વસુધાને છોડવા પણ તત્પર હોય છે ! પરંતુ રમેશ એવી હાલતમાં આવી પડ્યો હતો કે આ પ્રસંગે તેને પ્રશંસાથી પણ અધિક રૂપીઆની જરૂર હતી. ડૉક્ટરના દિલાસાથી એને આશા હતી કે હવાફેરથી લક્ષ્મીની તંદુરસ્તી સુધરી જશે, આંગળીના વેઢા ઊપર નાટકના દિવસની રાહ જોતો હતો કે ક્યારે ખેલ પડે ને રૂપીઆ મળે કે તેજ દિવસે લક્ષ્મીને લઇ હવા ફેર કરવા જાઉં કંપનીનો મેનેજર જ્યારે નાટકની પ્રશંસા કરતો ત્યારે તેનું હૃદય કરૂણાથી ઊભરાઇ જતું હતું. તેની સામે રોગોથી હેરાન થએલી લક્ષ્મીનું મુખ દર્શન દેતું, તેજ સમયે મેનેજરની નજર ચુકવી તે બે આંસુ પોતાની મેલી ધોતીના છેડાથી લુછી લેતો હતો. લક્ષ્મી નિત્ય તેને મેનેજરની વાતો પૂછતી, રમેશ પત્નીના બીછાનામાં બેસી દરેક વાતો કહેતો હતો. લક્ષ્મીનું હૃદય સ્વામીની કીર્તિ સાંભળી ગૌરવથી ઊભરાઇ જતુ હતું. પરંતુ લાંબા સમયથી તાવ તેના દરેક હાડકામાં પ્રવેશી ચૂક્યો હતો. ફક્ત સ્વામીને બતલાવવાને ખાતરજ તેણી હસતું મુખ રાખવાની કોશિશ કરતી હતી, પરંતુ સર્વ વ્યર્થ હતું।

નાટકને દિવસે લક્ષ્મીએ ઘણાજ આગ્રહથી સ્વામીને કહ્યું " આજે નાટકમાં કાં જતા નથી ? હું તો સારી છું. જરૂર જાઓ, આજે પહેલોજ ખેલ છે. મારી એકની ચિંતા ન કરો !" રમેશનાં હૃદયમાં પોતાનો પહેલોજ ખેલ જોવાનો જરાપણ આગ્રહ નહી હતો. બે વર્ષ અગાઊ છાપામાં પોતાનાં કાવ્યો જોઇ જેટલો પ્રસન્ન થતો હતો, તેનો એક અંશ પણ આજે પોતાનો પ્રથમ નાટક જોવાને તેનામાં પ્રસન્નતા ન હતી. તેનું કંઇક દિલ તો હતું પરંતુ લક્ષ્મીને એકલી છોડીને કેમ જઇ શકે ? સ્વામીના હૃદયના ભાવ અવલોકીને લક્ષ્મીએ કહ્યું " આજે તમારે જવુંજ પડશે. આપે એમજ ધારી લેવું કે હું આપની આંખ દ્વારાજ નાટક જોઇ રહી છું. લક્ષ્મીના અત્યંત આગ્રહને લઇ રમેશ જવાને તૈયાર થયો. ધોએલું ધોતીઊં, ફાટેલાં જોડા, તેમજ સાધારણ એંગર્ખાર ટોપી મુકી રમેશ લક્ષ્મીને સાવધાન રહેવાનું કહી બહાર નીકળ્યો.

આઠ દિવસ અગાઊ શહેરમાં "કાળરાત્રિ" નાટકની મોટી મોટી નૉટિસો લોકોનાં ઘરની દિવાલોને સુશોભિત કરી રહી હતી. પુષ્કળ હેંડબિલો વેચવામાં આવ્યાં હતાં. દરેકપર " પંડિત રમેશચંદ્ર શર્માનો બનાવેલો અદ્ભુત કાળરાત્રિ નાટક" કરી લખ્યું હતું. આથી શહેરમાં રમેશનું નામ ઠેકઠેકાણે પ્રસરી ગયું હતું. અગાઊથીજ સીટો રિઝર્વ્ડ થઇ ચુકી હતી.

નાટક શરૂ થયો, ગાયન પર ગાયન, અંક પર અંક, નાચ પર નાચ અને ભાષા તથા શબ્દની ગુઢાર્થતા જોઇ પ્રેક્ષકો મોહિત થઇ ગયા. કોઇ કોઇ એક્ટર પર તો બબ્બે ચચ્ચાર વખત once more નો અવાજ નાટયગૃહને ધરતીકંપની માફક ધ્રુજાવવા લાગ્યો. પ્રેક્ષક વર્ગમાંથી રમેશની પ્રશંસાના પોકારો પણ આવવા લાગ્યા. માંહોમાંહે પૂછાવા લાગ્યું કે નવો લેખક કોણ છે ? પરંતુ રમેશને કોઇ ઓળખતું હતું નહી.

બીજો અંક શરૂ થયો. કાળરાત્રિનો શીન જોઇ લોકો કાંપવા લાગ્યા, બલ્કે પોતાવત્ પણ ભુલી ગયા. સર્વે કોઇની છાતી આશ્ચર્યજનક બનાવ જોઇ ધડકવા લાગી, સર્વે એકતાર હતા. રમેશને ચક્કર આવવાં લાગ્યા, તેણે પ્રેક્ષક વર્ગ તરફ દૃષ્ટિ ફેંકી, તો એકી નજરે જોતા હતા. સમય એવો બારીક હતો કે "સોય પણ અવાજ લોકોનાં કાર્યમાં ખલેલ પહોંચાડતો હતો." આ સમયે રમેશને લક્ષ્મી યાદ આવી. તૂર્તજ ઊઠી બહાર આવ્યો. મેનેજરે કહ્યું

" આપના નાટકે તો એકજ રાતમાં નામનાં કરી લીધો છે. આશ્ચર્ય છે ! કંઇ જાદુઇ કલમથી લખાયલો જણાય છે ! પધારો કેટલાક સુવિખ્યાત પુરૂષો આપની મુલાકાત અર્થે બેઠા છે,"

વિનયશઃ સર્વેની મુલાકાત કરી રમેશે ઘર તરફ પ્રયાણ કર્યું. તેનું માથું ફરતું હતું. શેરીમાં દાખલ થતાંની સાથેજ એકદમ કાંપી ઊઠ્યો, મહાકષ્ટે ઘરની પાસે આવ્યો. દ્વારપર હાથ મુકતાંજ તેનું હૃદય ધ્રુજવા લાગ્યું, ધડકતી છાતીએ દ્વાર ખોલી ઘરમાં પ્રવેશ કર્યો.

આથમતા ચંદ્રની રૈશની ખડકી દ્વારા લક્ષ્મીનાં મ્હોં ઊપર પડી રહી હતી, માંનો કે તેણી 'હંમેસની શાંતિમાં' સુઇ રહી હતી ! રમેશે લક્ષ્મી, લક્ષ્મી ? કરી બૂમ પાડી પરંતુ વ્યર્થ. ઊત્તરજ નહી ! ધડકતાં હૃદયે તેણે તેણીનો હાથ પોતાના હાથમાં લીધો, પરંતુ તે ઠંડો થઇ ગયો હતો, છાતી ઊપર હાથ મૂકતાં તે પણ ધડકતી બંધ હતી !

"લક્ષ્મી" "લક્ષ્મી" નો પોકાર કરતો રમેશ તેણીની પાસે શાંતિથી બેઠો અને તેની નિર્જીવ છાતીપર નયનાશ્રુ વર્ષાવતું પોતાનું માથું મુકયું ! ફરી તે દરિદ્રતાનું અસહ્ય દુઃખ સહન કરવા પાછું ન ઊઠયું તે નજ ઊઠયું ! !

બીજે દિવસે "પં. રમેશચંદ્ર શર્માનાં પોતાની પત્ની સહિત સ્વર્ગે સિધાવ્યાના સમાચાર પેપરોમાં પ્રસિદ્ધ થયા" તેનો સ્વહસ્તે "કાળરાત્રિ" નો નાટક ખરેખર પોતાને માટેજ 'કાળરાત્રિ' નિવડયો. આવા એક સર્વોત્કૃષ્ટ સાહિત્ય સેવકનું દરિદ્રતાનાં કષ્ટથી અકાળ મૃત્યુ થાય તો કયા અભાગીનું હૃદય ખિન્ન થયાવિના રહેશે ? પ્રભુ એવા નિઃસ્વાર્થી પ્રેમી આત્માઓને અમર શાંતિ આપો ! !+

+હિંદી ઊપરથી.




પંજાબકેસરી રણજીતસિંહનું નામ ઇતિહાસમાં અમર છે. તે ઘણો પ્રતાપી રાજા હતો. સીખ પ્રજાનો ઉદય જેમ આ રાજાના રાજત્વ થી થયો હતો તેમ સીખોનો અંત પણ એ રાજાના અવસાનની સાથેજ થઈ ગયો હતો ! રણજીતસિંહનો પુત્ર પણ તેના જેવોજ પરાક્રમી હતો. કાવ્ય અને સાહિત્યનો તેને ઘણો શોખ હતો. મહારાજાએ તેને વટાલી પ્રાંતની હાકેમી આપી હતી. શરૂઆતમાં તો તેણે સારી છાપ બેસાડી હતી પણ પાછળથી ખરાબ મિત્રોના પરિચયને લીધે તે એશઆરામી અને સ્વચ્છંદી બની ગયો હતો. ચોમાસા–શિયાળામાં તે વટાલી માં રહેતો અને ગરમીના વખતમાં દાના નગરમાં રહેતો. દાનાનગર વટાલીથી દશ મૈલ ઉત્તર દિશામાં છે. ત્યાં તેણે એક વાટિકા અને રાજમંદિર બનાવ્યાં હતાં. એ એક પહાડી પ્રાંત હોવાથી સ્થળે સ્થળે પાણીનાં ઝરણો દ્રષ્ટિગોચર થાય છે. મોટી બિયાસ નદી એ પ્રદેશમાં વહન કરી રહી છે.

એક દિવસ કુંવર બિયાસ નદીને કિનારે આવેલા વીરાવલ ગામની પાસે ખેતરોમાં એકલો ફરી રહ્યો હતો ત્યાં તેણે કેટલીક સ્ત્રીઓ અને કન્યાઓનું ટોળું જોયું. તે સર્વે પાણીના બેડાં પોતાના શિર ઉપર રાખીને ઘર તરફ જતી હતી. રાજકુમાર તેમની પાછળ ગયો તે એક સર્વાંગ સુન્દર કન્યાના રૂપથી વિમોહિત થઇ ગયો હતો. ગામમાં જઇને તેણે ખાત્રી કરી તો માલમ પડયું કે તે કન્યા એક ધનાઢ્ય જાટની પુત્રી હતી. કુંવરનો તેની સાથે વિવાહ કરવાનો વિચાર હતો. તેથી તેણે તે દિવસથી હંમેશ વિરાવલમાં આવવાનો આરંભ કરી દીધો.

ગામના સાદા જમીનદારો કુંવરને ઓળખતા નહોતા. તેણે દીનાનગરના એક સરદારના પુત્ર તરીકે પોતાનો પરિચય કરાવ્યો ને વખતો

વખત પોતાની પ્રિયતમાના કુટુંબને મળતો હતો અને તેમને પોતાના ગામમાં તેડી જઇ મોટું આદર–માન આપતો હતો. થોડાજ વખતમાં તેણે તે મનને વશ કરી લીધો અને પછી વિશેષ ધામ–ધુમ વિના તે જમીનદારે પોતાની પુત્રીનો તે કુંવરની સાથે વિવાહ કરી દીધો.

રાજકુંવરના મિત્રોને અને ભૃત્યોને આ જોઈ આશ્ચર્ય થયું. પણ કોઇ કાંઇ બોલી શક્યું નહિ. તે તરૂણ નવદંપતી સ્વર્ગીય સુખમાં પોતાના આનંદજનક દિવસો વ્યતીત કરવા લાગ્યાં. એમ કરતાં દોઢેક વર્ષ તે પ્રેમાલયમાં સ્વપ્નસદશ વ્યતીત થઇ ગયું. એક દિવસ લાહોરથી એક દૂત મહારાજાની આજ્ઞાપત્રિકા લઇને કુંવરની પાસે ઉપસ્થિત થયો. કોઇ અગત્યના કામ માટે કુંવરને મહારાજાની સેવામાં હાજર થવાનો હુકમ હતો.

દૂતને વિદાય કરીને દુઃખિત અવસ્થામાં કુંવર પોતાની રાણી પાસે રજા માગવા આવ્યો. રાણીની આંખમાં અશ્રુપાતનો આરંભ થઇ ગયો તે ગદ્‌ગદિત સ્વરે બે હાથ જોડી બોલી 'આ દાસીને કદાપિ ભૂલશો નહિ' એમ કહીને ફૂલની માળા પતિના ગળામાં નાંખી તેને વિદાય કર્યો.

બીજે દિવસે કેટલાક સવારોને સાથે લઇ રાજકુમાર વટાલીથી ચાલ્યો અને સત્વર અમૃતસરમાં પોતાના પિતાની પાસે આવીને હાજર થયો. મહારાજા રણજીતસિંહને ભારત સરકારના પ્રતિનિધિને–ગવરનર જનરલને મળવા જવાનું હતું. તેથી તેણે મોટી તૈયારી કરી હતી. લાખો રૂપીઆનું ગરીબોને દાન આપ્યું હતું. રાજકુંવરને અમૃતસરમાં આવેલો જોઇ તેણે તરત કોઇ આવશ્યક કાર્યને માટે તેને કાબુલ રવાના કરી દીધો. પછી પોતે અંગ્રેજ અધિકારીને મળવા ગયો. બે સપ્તાહ સુધી એ સુખકર મેળાપ રહ્યો. અંગ્રેજો એ શીખ રાજાનો વૈભવ, રાજ્યવ્યવસ્થા અને જાહોજલાલી જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા. છેવટે બન્ને પક્ષની વખતે મિત્રતા કાયમ નિભાવવાની સરત કરી રણજીતસિંહ પોતાની રાજધાનીમાં પાછો આવ્યો.

કુંવર કાબુલથી પાછો આવ્યો ત્યારે તેને મુલતાન મોકલવામાં આવ્યો. અને એ અવધિમાં બે વર્ષ નીકળી ગયાં. વટાલીમાં પાછા આવવાનું તેનાથી બની શક્યું નહિ. વળી તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં તેનો પિતા તેની સાથેજ જતો. આથી વિરાવલમાં જઈ પોતાની હૃદયવલ્લભાને મળી આવી તેને આશ્વાસન આપવાનું અશક્ય હતું. કુંવરને ઘણીવાર એમ થયું કે સર્વ ઘટનાનો પિતાની પાસે ઉલ્લેખ કરી ક્ષમા માગવી; પરંતુ રાજાના રોષની બીકે તે તેમ કરી શક્યો નહિ.

રાણી જિંદ રણજીતસિંહની વહાલી પત્ની હતી. રાજપુત્રનો વિવાહ પોતાના એક સંબંધીની કન્યા સાથે કરવાનો તેનો વિચાર હતો. તે ઘણીવાર વિવાહની વાત કાઢતી પણ કુંવર તેનો ઇનકાર કર્યા કરતો હતો. લાયક ઉમ્મર થવા છતાં કુંવર શા માટે લગ્ન કરતો નથી એ પ્રશ્ન રાણીના હૃદયમાં ઉપસ્થિત થયો અને તપાસ કરાવતાં માલમ પડયું કે કુંવરે ગુપ્ત વિવાહ કરી એક સાધારણ જાટ પુત્રીને પ્રેમાર્પણ કરેલું છે. રાણી કુલાભિમાનિની હતી. તેને એ વાત રૂચિ નહિ. કુંવરની ઉપર તેણે સખત જાપતો રાખ્યો.

આ પ્રમાણે વળી એક વર્ષ વધારે વ્યતીત થઇ ગયું. પતિવ્રતા જાટ કન્યા પોતાના પ્રિય પાત્રનો વધારે વિયોગ સહેવા માટે હવે અસમર્થ થઇ. તેણે પોતાના પિતાને સર્વ હકીકત કહી અને વેશ બદલી મહારાજાના મહેલમાં જવાનો પોતાનો વિચાર વ્યક્ત કર્યો. બિચારો જમીનદાર તો બહુજ ડરતો હતો. તેણે પોતાની પુત્રીને આગામી ભયનું બહુ બહુ રીતે સૂચન કર્યું. પણ તે પ્રેમોન્માદિની યુવતીએ તે ઉપર કાંઇ પણ ધ્યાન આપ્યું નહિ.

બીજે દિવસ તે સ્ત્રી રાજમહેલમાં જઇ મજુરણના વેશમાં કામ કરવા લાગી. તેણે

બાગમાં જઇને એક બુઢ્ઢી સ્ત્રીને પૂછ્યું કે "આજકાલ રાજકુમારનો કઇસ્ત્રી ઉપર પ્રેમ છે?"

બુઢ્ઢીએ જવાબ દીધો "રાજપુત્ર તો વિવાહના નામથીજ દૂર નાસે છે. તે કોઇપણ આન્તર્ વેદનાને લીધે સદૈવ દુઃખી અને ઉદાસ રહે છે"

એટલામાં કુંવર પણ ત્યાં આવી ચડ્યો. બુઢ્ઢી એટલું કહેતી કહેતી ત્યાંથી ચાલી ગઇ. તે મજુરણે કુંવરના પગમાં આશ્રય લીધો. કુંવરે તેને ઓળખી લીધી. કેટલીકવાર સુધી બન્ને જણાં સ્તબ્ધ અને અવાક્ રહ્યાં. અન્તે રાણીએ પોતાના અપરાધની ક્ષમા માગી. રાજકુંવર તેનો હાથ પકડી તેને રાજ મહેલમાં જ્યાં રાજા બેઠા હતા ત્યાં લઇ ગયો. હરકોઇ બીના જ્યારે અસહ્ય થઇ પડે છે ત્યારે માણુસો-અને તેમાંએ વિશેષ કરીને પ્રેમ પ્રણયી પાત્રો સાહસિક બન્યા વિના રહેતાં નથી! પ્રેમનો અપ્રતિહત વેગજ સાહસને ઉત્પન્ન કરે છે.!

રાજપુત્ર અને તેની પત્ની રાજાના પગમાં પડ્યાં. ગદ્ગદિત સ્વરે કહ્યું 'આ આપની પુત્ર વધૂ છે, મને અને એને ક્ષમા આપો'

રાજાએ કહ્યું 'કુંવર! તેં આ સાહસ કર્યું છે. યુવાનીના તરંગમાં તે અયોગ્ય યોગ્યનો વિચાર કર્યો નથી. પણ જ્યારે તું વિશુદ્ધ પ્રેમથી જોડાયો છે ત્યારે મારે તેનો સ્વીકાર કરવો જોઇએ.

થોડા સમય પછી રાજકુંવરને માટે મહેલનો એક વિભાગ ખાલી કરી આપવામાં આવ્યો. કુંવર અને તેની રાણી તેમાં સુખથી રહેવા લાગ્યાં. તે દંપતીના સૌજન્યથી સર્વે પ્રસન્ન હતાં. કિન્તુ જિન્દા રાણીનું પત્થરથી પણ વધારે કઠિન દિલ પીગળી શક્યું નહિ. તે સદૈવ પોતાની પુત્રવધૂને પજવવા લાગી. હલકા કુળની કન્યાને તે પુત્રવધૂ તરીકે રાખવા ખુશ નહોતી! તેથી તેને વારંવાર નુકશાન પહોંચાડતી હતી. સુશીલ પુત્રવધૂ સાસુનો જુલમ મુંગે મોઢે સહન કરતી! તે ઉદાર હૃદયથી ઘુટડા ગળી જતી હતી! અને કોઇક દિવસ જરૂર સુખની ઘડી આવશે એમ આશામાં દિવસો નિર્ગમન કરતી હતી.

કેટલાક દિવસો વીતી ગયા. એક દિવસ પ્રાતઃકાળમાં તોપો અને બંદુકોના અવાજથી કુંવરને ત્યાં પુત્રજન્મની વધાઇ પ્રદર્શિત થઇ. રાણા રણજીતસિંહે વધામણી લાવનાર સેવકને પોતાના ગળામાંની મોતીની માળા પ્રદાન કરી. વળી હજારો ભિક્ષુકોને અને અનાથોને ધન-ધાન્યાદિની બક્ષીસ આપી.

કુંવર એક મહિનાનો થયો ત્યારે તેની જનની તેને તેડીને સર્વેની મના છતાં પોતાની સાસુ જિન્દા રાણી પાસે ગઇ. તેણે તેની પાસે જઇને બાળકને હાથમાં લઇ કહ્યું 'માતાજી! મારી કોઇ તકસીર હોય તો તે આ બાળકની ખાતર ક્ષમા કરો. હું આ આપના વંશવર્ધક પુત્રની આપને ભેટ કરૂં છું.

જિન્દાની આંખોમાંથી અગ્નિના કણ વરસવા લાગ્યા. શરીર ક્રોધથી કંપવા લાગ્યું તેણે રોષાતિશયથી એ ન્હાના બાળકનો પગ પકડી તેને સો ગજ નીચે આવેલા એક વાડામાં ફેંકી દીધો. દાસ-દાસીઓ તો તેનું આ નિર્દય કાર્ય જોઇ સ્તબ્ધજ થઇ ગયાં. સર્વેના મોઢામાંથી 'હાય' એવો ધ્વનિ નીકળ્યો. રાજપુત્રની રાણી તો તદ્દન બેશુદ્ધ બની અવાક થઇ ગઇ! જ્યારે તે શુદ્ધિમાં આવી ત્યારે મહારાજ રણજીતસિંહ પાસે જઇ પહોંચી. રાજાની આગળ તે વખતે હજારો માણુસો બેઠાં હતાં; છતાં તેથી જરાપણ સંકોચ ન પામતાં તે વિખરાએલા વાળે, લાલ નેત્રોથી રાજાની સામે જોઇ રહી. રાજાએ તેના આગમનનું કારણ પૂછ્યું, ત્યારે તેણે ઉશ્કેરાએલા અવાજે જિન્દા રાણીના સર્વે અત્યાચારની વાત કહી અને પુત્ર વિયોગથી બ્હાવરી બની તે રાજાને પૂછવા લાગી. 'પિતાજી! મારૂં બાળક ક્યાં છે એ કુમળું ફુલ ક્યાં!

એ ફૂળ ચોળી નાંખ્યું ! લાવી આપે. એ બાળકને ! શું તમને મારી દયા નથી આવતી ! શું તમે પણ એ પિશાચિણી . રાણી જેવા નિર્દય થશો ? મારો કુંવર ભૂખ્યો થયો હશે ! તેણે ઘણીવારથી સ્તનપાન કર્યું નથી. મહારાજ ! શું એ કુંવરને મારી દુષ્ટ સાસુએ–આપની રાક્ષસી રાણીએ મારી નાંખ્યો ? હાય હાય ! આ ખાલસા રાજ્યનો પણ પરમાત્મા એ રીતે નાશ કરે !! "

આટલું કહી રણજીતસિંહની એ પુત્રવધૂ જમીન ઉપર બેભાન થઇ પડી ગઇ ! દાસીઓ એ તેને શુદ્ધિમાં લાવવા ઘણો યત્ન કર્યો પણ વ્યર્થ ! તેના પ્રાણ પરલોકે પ્રયાણ કરી ગયા હતા ! પુત્રના વિરહથી તે જમીન ઉપર પડતાંજ મરણ શરણ થઇ ગઇ હતી ! જિન્દા રાણીની અંતરેચ્છાએ ઉતરતા કુળની તેની પુત્રવધૂ મરણ તો પામી, કિન્તુ સતીનો શાપ મિથ્યા ન થયો ! ખાલસા રાજ્યનો તરતજ નાશ થઇ ગયો !

ખરનાળા.] મીરજ.



# વિવિધ વિષય.

## મોટર ઘોડા

મોટર ગાડી પછી મોટર ઘોડા પણ આવી પહોંચ્યા, અમેરીકન કારીગરોએ ' ગૅસોલિન–મોટર–એંજિનની મદદથી એક એવું યંત્ર બનાવ્યું છે કે તે ઘોડાનું કામ કરે છે: એની શિકલ ઘોડા જેવી નથી, તેમ તે દાણો કે ઘાસ પણ ખાતો નથી તો પણ તે ઘોડે: છે, અને તેની પેઠે લગામથી ચાલે છે, અને ગાડીઓ ખેંચે છે. એ એક પેટીના આકારનું યંત્ર છે. તેના ઢાંકણ પર એક નાનું પીપ જડેલું છે, તેમાં કેટલીક મશીનરી (યંત્રકામ) છે. પેટીમાં બે મોટા મજબૂત હાથાઓ લગાડેલા હોય છે. એક મોટી સાંકળથી તેને ગાડી સાથે જોડી દે છે. તે ગાડીથી લગભગ બે ગજ આગળ રહે છે. અને પીપ પર કેટલીક હલોમાં લગામ ફેરવેલી હોય છે. ગાડીપર બેઠેલો કોચમેન એ લગામ પકડી રાખે છે. અને ઘોડાની પેઠે તે યંત્રને ચલાવે છે. લગામના ઝટકાથી જેમ ઘોડા ચાલવા માંડે છે, ખેંચવાથી અટકે છે, જરા વધારે ખેંચવાથી પાછો હઠે છે, એ પ્રમાણે તે યંત્ર પણ ચાલે છે, અટકે છે, પાછું હઠે છે, તથા ડાબું જમણું વળે છે. લગભગ ૨૮૦ મણ સુધી વજન એક સાધારણ યંત્ર ખેંચી શકે છે. અમેરિકાના સરકારી વિભાગમાં એનો ઉપયોગ તોપ વગેરે ખેંચવાના કામમાં સારી રીતે થાય છે. ગૅસોલિન મોટર એંજિનના અનેક ઉપયોગોમાંનો આ એક છે. હવાઇ વહાણો ઉડાવવામાં સમુદ્રીય વહાણો ચલાવવામાં ખેતીના વગેરે ઘણાં ઉપયોગોમાં મોટર એંજિનની મદદ લેવાય છે. આ મોટર ઘોડાનું કામ જોઈ આપણે હીમંતથી કહી શકીશું કે " મોટર મનુષ્ય ચાલતા ફરતા જોવાના દિવસો હવે દૂર નથી !

ધોળકાના સુવિખ્યાત વૈદ્ય જાફરભાઈ જીવણભાઈની

# રામબાણ દવાઓ.

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### શુક્રસંજીવની ગુટકા.

દરેક માણસ સમજે છે કે ધાતુની મજબુતીથીજ શરીરની શક્તિ અને મજબુતી કાયમ રહે છે, આવી જીવનરૂપ ધાતુનો કોઇ પણ કુટેવદ્વારા કે અનીયમીત રીતે ગેરઉપયોગ કરવાથી શરીર નિર્બળ થઇ જાઇ કફતર, વાંસાનું ફાટવું, ચહેરાનું ફીકું પડી જવું, જ્ઞાનતંતુઓની નબળાઇ, થોડી મહેનતે વધારે થાક લાગવો, મગજનું ખાલી પડી જવું, બેચેની, કામ કરવા ઉપર કંટાળો. હોજરીનો બિગાડ, યાદશક્તિનું કમી થવું, ઉધરસ, ક્ષય, શ્વાસ વિગેરે વિગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે. તેનો અને તે સિવાય ધાતુ બિગાડથી થયેલા તમામ દરદોનો નાશ કરી શુક્રસંજીવની ગુટિકા કાયમનું પુરૂષત્વ બક્ષે છે, તેમજ પાચનશક્તિને સુધારી દસ્તને સાફ લાવી કોઇ પણ રસ્તેથી જતી ધાતુને અટકાવી ગમે તે કારણથી પ્રાપ્ત થયેલી નામર્દીનો નાશ કરી શક્તિ અને વિર્યને વધારી શરીરને મજબુત કરી પરિપૂર્ણ મરદાઇ બક્ષવી એ તેનો મુખ્ય ગુણ છે. છતાં કોઇ શખસ સાબિત કરી આપશે કે શુક્રસંજીવની ગુટિકામાં શક્તિ અને વિર્ય વધારવાનો ગુણ નથી તો તેને રૂ૦ ૫૦૧નું ઈનામ આપીશું.

ગોળી ૧૫૦ની ડબી ૧ની કીં. રૂ. ૨-૮-૦

### તાજુબી ચેગ્ય તિલ્લો.

ગમે તે કારણથી નરમ પડેલી ગુપ્ત ભાગની રગો ઉપર આ તિલાને માલેસ કરવાથી ફરીથી ટટાર બની રગોની કમજોરી દૂર થાય છે.

**કીંમત શીશી ૧નો રૂ૦ ૧—૦—૦**

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### જવરહર—ગુટિકા.

અમારી જવરહર ગુટિકાથી દરેક જાતના તાવો ન જાય તો લીધેલા પૈસા પાછા આપીશું અને ચોથીઓ તાવ નથી જતો એવું સાબિત કરનારને રૂ. ૫૦૧નું ઇનામ આપીશું

**ગોળી ૬૪ની ડબી ૧ના કીં રૂ. ૧-૦-૦**

તદન મફત.

ધાતુપુષ્ટિ નામનું પુસ્તક—નઠારી સોબત અને ખરાબ વિચારોથી મનુષ્યને શરીરને પાયમાલી કરનારી કુટેવો પડે છે. તેવી કુટેવોમાંથી મુક્ત કરવામાં આ પુસ્તક એક સાચા મિત્રની ગરજ સારે છે અને તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય, ઉમદા વિચાર અને સંપુર્ણ સુખ મેળવવાના અખુટ સાધનો બતાવે છે તે સીવાય અમારી અકસીર દવાઓની સંપૂર્ણ માહિતી મળે છે ફક્ત એક પોસ્ટ કાર્ડ લખવાથી તદન મફત મોકલવામાં આવે છે.

### પરમિયાની અકસીર દવા.

આ દવા ગમે તે કારણથી થયેલા અને ગમે તેટલી મુદતનાં તેમજ કોઈ પણ જાતનાં પરમિયાનો જડમૂળમાંથી નાશ કરી તન્દુરસ્તી સાથે તાકાત આપે છે અને થતી બળતરા, ચાલતું પર, (રસી) સાંધાનો અને પેઢુનો દુખાવો, કળતર, નિચેની રગમાં થતી પીડા, પાતળી પડેલી ધાતુ, ટીપે ટીપે આવતો પેશાબ ઉપરના ભાગનો સોજો, વગેરે દરદો અને આ સીવાય પરમિયાથી થયેલા તમામ દરદોનો ટુંક વખતમાં નાશ કરી આવેલી નિર્બળતાને દુર કરી શરીરને શક્તિ આપે છે.

**ડબ્બી ૧ની કીંમત રૂ. ૨—૦—૦**

ધાતુપુષ્ટિ નામનું પુસ્તક મંગાવી વાંચો

અમારી દરેક દવાની માહિતી માટે ધાતુપુષ્ટિ નામનુ પુસ્તક મંગાવી વાંચો.

**વૈદ્ય જાફરભાઇ જીવણભાઇ.**

આરોગ્ય વર્ધક ઔષધાલય-મુ૦ ધોળકા—(ગુજરાત)

# રવિકાન્ત ભાગ ૧લો.

સન્માર્ગ દર્શક—સુબોધમય, રસમય, ધાર્મિક, નીતિમય ગ્રંથ, સદરહુ પુસ્તક સરકારી કેળવણી ખાતા તરફથી લાયબ્રેરીને માટે મંજુર થયેલ છે. તેમજ સાક્ષરોના તથા વિદ્વાન્ સજ્જનોના તથા પેપરો તેમજ માસિકોના એડીટરોના ઉત્તમ અભિપ્રાય મળેલ છે. પુસ્તકનું સાઈઝ-સારા સફેદ ગ્લેઝ સી-તેર રતલી કાગળ સુપરરોયલ બાર પેજી ફરમો પૃષ્ટ ચાલુ પૈકા ટાઈપના ૪૨૦ સોનેરી નામોવાલું પાકું પૂઠું કી° રૂ. ૨) પો. સાથે. હિન્દુસ્તાન બહારવાળાની કી. ૨-૪-૦ પો. સાથે.

ગુ૦ ટ્રે૦ કૉલેજના લેઈટ પ્રિ૦ મે૦ ક૦ પ્રા૦ ત્રિવેદી–પુસ્તક ઉત્તમ પ્રકારના સદબોધને આપવાવાળું છે. ગ્રંથકારે ચંદ્રકાન્તના લેખકની શૈલી આદરી છે. દાન ભક્તિ, પરોપકાર, કર્મ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર ઇત્યાદિ વિષયોનું વિવેચન ઘણુંજ રસિક અને અસરકારક રીતે કર્યું છે. જીવનયાત્રા સફળ કરવાનો ઉત્તમ માર્ગ દર્યો છે તેનું આમાં બહુ સારી રીતે પ્રતિપાદન કર્યું છે. કર્મ, જ્ઞાન તથા ભક્ત અન્યોઅન્ય કેવો સંબંધ ધરાવે છે તે આ ગ્રંથમાં સ્પષ્ટ કર્યું છે. દરેક પાનામાં જીવનને સદ્દલક્ષણી અને સુખમય કરવાનો માર્ગ જોવામાં આવશે.

અમદાવાદના આ૦ જડ્જ મે૦ ગા૦ ઝ૦ યાજ્ઞિક–આ પુસ્તક યુવાન કિંવા સ્ત્રી હરકોઇને અતિ ઉપયોગી થઇ પડે એમ છે. તેની શૈલી સરલ ને રસમય છે. જે કારણને લઈને મનુષ્ય સદપુરૂષાર્થને પંથે વળી પોતાની ઉન્નતિને સાધી શકે તેનું આમાં બહુ સારી રીતે વિવરણ થયેલ છે. તેના દરેક વિષય દાખલા દ્રષ્ટાન્તથી યથાર્થપણે સમજાવ્યાછે. આ પુસ્તક સર્વાંશે બોધક હોઇ વાંચનારને તેનું કલ્યાણ થાય તેવા માર્ગે પ્રેરે તેમ તથા પ્રભુ પ્રત્યે શ્રદ્ધા ને ભક્તિભાવ ઉત્પન્ન કરે એમ છે.

મે. સાક્ષર શ્રી ન૦ પુ૦ સંઘવીજી–આ પુસ્તકમાં નીતિ વૈરાગ્ય અને ભક્તિના વિષયો ઘણાવિસ્તારમાં લીધેલાં છે. ઘણાં પુસ્તકો વાંચીને તથા પોતાની પણ મત વાપરીને કર્તાએ આ પુસ્તક રચ્યું છે. આવાં પુસ્તકો અભ્યાસ માટે–ઉન્નતિ માટે ઘણાં લાભકારક છે.

હ૦ ડે૦ કલેક્ટર મે૦ મ૦ અ૦ ઠાકોર–આ ગ્રંથ ઉત્તમ પ્રકારના સદબોધથી યુક્ત છે. તેમજ રસમય તથા અસરકારછે. તેના વાંચનથી આનંદ સાથે જ્ઞાન મળે એમ છે જેથી સદ્દવર્તન શીલ સદ્દપુરૂષાર્થી બની સુખી થવાય તેવા સાધનોનું આમાં બહુ સારી રીતે વિવરણ થયેલ છે.

સાહિત્ય માસિક–સદરહુ પુસ્તકમાંથી દરેક વ્યક્તિને ઇશ્વર સંબંધી નીતિ સંબધી વ્યવહાર સંબંધી જ્ઞાન પ્રાપ્ત થાય એમ છે.

જૈન એડવોકેટ–સદરહુ પુસ્તકના વિષયોનું એવું તો ઉત્તમ પ્રકારે વિવેચન થયેલ છે કે વાંચકના મનમાં તેની ઉંડી છાપ પડતાં તે વિષેનો શાન્ત–ગંભીર અને મીઠો બોધ મુમુક્ષને મળી શકે એમ કહેવું ઉચતજ છે. તેમજ મુમુક્ષ–જીજ્ઞાસુને પોતાની જીજ્ઞાસા પુરાય એવી મહત્વની બાબતોનું દર્શન કરાવનાર આ પુસ્તક છે.

આ શિવાય વિદ્વાન સજ્જનોના પણ આ પુસ્તક વિષે સારા અભિપ્રાય મળેલ છે. પરંતુ સ્થળ સંકોચને લીધે ફક્ત થોડાક જનોનાજ અભિપ્રાયનું ટુંક ટાંચણ અત્રે દર્શાવેલ છે. સદરહુ પુસ્તક અમારે ત્યાંથી અગર બુકસેલરોને ત્યાંથી મળશે.

**ચુનીલાલ નરભેરામ દેસાઈ.** ધાસીરામની પોળ અમદાવાદ.

---

પ્રસિદ્ધ કરનાર તંત્રી દ્વારકારાય ........ દેશાઇ, સત્સંગ ઓફીસ ........રોડ-સુરત.
સુરત ........ ........, ........ જૂની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય"

પુસ્તક ૯મું. અંક ૫ મો.

# સત્સંગ.

માર્ગશીર્ષ. સં. ૧૯૭૪.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

માસિક

## લાયબ્રેરીઓને "સત્સંગ" મફત.

શ્રી જીવદયા જ્ઞાન પ્રચારક ફંડ તરફથી મળેલી મદદને આધારે લગભગ ૬૯૦ લાઇબ્રેરીઓને 'સત્સંગ' ફકત પોષ્ટ ખર્ચથી આપવાનું નકકી કર્યું છે.

કાર્તિક સં. ૧૯૭૪ના અંકમાં જણાવ્યા પ્રમાણે ૪૨૬ લાઇબ્રેરીઓનાં નામ નોંધાયા છે.

આ અંક નીકળતાં સુધીમાં બીજી ૩૭ નકલની માગણી થઇ છે. તેમાં ત્રણની માગણી નામંજુર રાખી ૩૪ લાઇબ્રેરીઓને મોકલવા સરૂ કર્યું છે.

એકંદર ૪૬૦ લાઇબ્રેરિઓ નોંધાઇ છે.

હજી ૧૪૦ લાયબ્રેરીઓને આ લાભ મળશે.

તંત્રી.

# સ્વપ્ન સંયમ.

( લેખક:—મગુભાઈ રણછોડજી દેશાઈ પલસાણાકર—રંગુન. )

હરિગીત.

( ૧ )

વિહરે સ્વચ્છંદે શ્યામ વાદળ વ્યોમમાં અથડાય છે;
નિસ્તેજ હાલત જોઇને રે ! ચંદ્ર દિલ દુભાય છે.
રે ! પહાડનાં શિખરો કહીં વિચારમાં વીંટળાય છે;
કાં ચંદ્ર હાલત તેજ હીણુ શી દુર્દશા આ થાય છે ?

( ૨ )

ઉદય પછી છે અસ્ત હાં, ચડતી પછી પડતી ખરે.
અંધકારની છાયા રહે, બળેતા દીવા પાછળ અરે.
અનુભવ અરે એ રીતનો નિશ્ચય ઘણાંને થાય છે
તોપણ સમજ શક્તિ તણાં નવ દ્વાર કદી ખોલાય છે

( ૩ )

કંઇ પૂર્ણમાં પળશું પછી સઘળા કાર્યથી નિવૃત્ત થશે ?
પણ ભાન કંઇ રહેતું નથી કે ક્ષણ પછી શું શું થશે ?
શક્તિ નથી કંઇ કોઇને જે વિધ્નનું છેદન કરે;
તો ક્યાં પછી તીજ દેહનો લાંબો ભરૂસો તે કરે.

( ૪ )

કેવા સમજવા તેહને જે કાલની વાતો કરે;
એવી રીતે આ ભવ વિશે તે ધર્મ કાર્યે ઢીલ કરે
નિરખોપુનઃ આ ચંદ્ર નિજ પ્રકાશને ફેંકી રહ્યો;
ને વ્યોમનાં સૌ તારલામાં શ્રેષ્ઠ તે અળગો થયો.

( ૫ )

આ શું થયું ? આ શું થયું ! એ તારલો ક્યાં જઇ પડ્યો.
પડતી થતાં તેવી હતો, તે નહી હતો એ થઇ રહ્યો.
એવી દશા છે સર્વની, રાજા મહિપતિ હો ! ભલે,
જરજમીર વળી સત્તા વિશે જે ગર્વમાં ફૂલ્યા ફરે.

( ૬ )

નિર્જમાન મોટા માંગતા કે વાતમાં રાજી હતા,
મ્હોટાઇ ગણતાએ મહી આજે અરે ક્યાં જઇ ચડ્યા
જેજે હતા તે નહી હતા આજે થયા કાં પરહર્યા;
પણ નામ તેનું છે અમર જે ધર્મમાં ચૂસ્ત રહ્યા.

( ૭ )

તુલસી અને નરસિંહનાં કાવ્યો અમોલાં જે લખ્યાં;
વળી રામદાસ મીરાતણાં, એક એકથી આદકા ચડયાં.
એ નામ લેતાં ભાવનાં, એક દિવ્ય તેજ દ્રષ્ટી પડ્યું;
અભિમાન સર્વે તો ગળ્યું જ્યાં તેજ તે દ્રષ્ટી ચડ્યું.

( ૮ )

સ્તબ્ધ હવો હું જોઇને તે દિવ્ય તેજ પ્રભાવને;
વળી તેજ મધ્ય એક મૂર્તિ આવતી ધીમે ધીમે.
કરૂણા થઇ જગદીશની, દર્શન અનૂપમતો થયાં;
શ્રી હસ્ત સેવક રંકના, પ્રભુચરણમાં જઇને પડ્યા.

( ૯ )

નિશ્ચય થયો પછી માહ્યરો એ પ્રાપ્ત પદ નવ છોડવું;
આ જીવન આપણું જગજીવનનાં નામ મહીં બસ જોડવું.
વત્સ ! કહી મમ કર ગ્રહ્યો હું હર્ષ ભર ઉભો થયો;
હસ્ત જોડી કરુણ સ્વરથી સ્નેહ ભર હરીસુ વદ્યો.

( ૧૦ )

આપે કહ્યું અર્જુનને ગીતા મહીં એવું અરે !
દર્શન મારાં દોહલાં કોટી પ્રયાસે તે મળે.
દોહલાં દર્શન અરે ! કોટી પ્રયાસે અપ્રાપ્ત જે;
તે હાથથી સાને તજું કિંચિત પ્રયાસે જે મળે."

(૧૧)

" હે બાળ ! તુજ હૃદય ઉચ્ચ—વળી ભાવ સઘળી
શુદ્ધ છે;
છે સમજ શક્તિ શ્રેષ્ઠ પણ-ગંભ ભાવ નવ સમજી શકે.
તે ભાવમાં છે ધર્મ તત્વ ગુપ્ત શક્તિ જાણ તું;
સ્વધર્મ સમજી જે શકે તેનો અરે ! હું દાસ છું.

(૧૨)

તેવા જનોને તિર્થયાત્રા વન નદી ભમવું પડે,
વળી મંત્ર જાપજીની અરે કિંતુ જરૂર કદી નવ પડે.
વ્હેવારમાં જે કુશળ રહી ને ! શુદ્ધતાથી હું ભજે;
તેવા જનોની સેવામાં, મારે સદા વસવું પડે.

(૧૩)

આ વિશ્વમાં હું એક છું, આ વિશ્વ આખું હુંજ છું;
છે વાસ મારો સર્વમાં રજ રજ મહીં હું છું પ્રભુ.
એ મૂર્ખ માનવ જે અરે! તે મોહમાં વશ થાય છે;
ચોરાશીના ફેરા મહીં, નિશ્ચય અરે! અથડાય છે.

(૧૪)

તે માર્ગ સાચો છે ભૂલ્યા માર્ગે ચડયા અવળા અરે!
અને તેજ માર્ગે ચાલીને મળવા મને તેતો મથે;
રે! કરૂણ સ્વરથી હું વધો "અહીં ધર્મ માર્ગ અનેક છે.
આપે કહ્યું છે અરે! એ ભૂલ અહીં તો થાય છે.

(૧૫)

કૃપા કરી આ રંક પર, માર્ગ બતાવો તો કંઇ;
જેથી કરીને સર્વનું કલ્યાણ થાયે રે! અહીં.
માર્ગ નથી શું એ તણો કે આપનું કાર્ય નહી;
વિસ્તારથી મને એ કહો કે શાંત થાઉં હું જરી."

(૧૬)

મમ કર ગ્રહો પ્રભુએ અને રે! સાથમાં લીધો ખરે!
કંઇ અપૂર્વ શક્તિ આવતાં, આકાશમાં ઊડતો અરે!
પહોંચ્યા અમે ગીરીશૃંગપર છોડયો અરે! જે કર ગ્રહો;
આજ્ઞા કરી પ્રભુએ પછી, "હે વત્સ અવલોકો હવે!

(૧૭)

વિસ્મય હવે તે જોઇને કો સૃષ્ટી નજરે આવતી;
રજ પણ ફરક ત્યાં છે નથી જે સ્વર્ગની કહેવાવતી.
પણ દ્વેષ ત્યાં દીસે નહી સ્નેહ શૃંગ ત્યાં નજરે પડે,
છે ભ્રાતૃ ભાવનું સ્થાન એ સહુ સંગમાં સુખે રહે

(૧૮)

તપના પ્રભાવે પુષ્પનો, પ્રકાશ વધે તો હોય જેમ;
જળધારા વહે પર્વત તણી જયધ્વની કરતી હોય તેમ.
કલ્લોલ કરતા પક્ષીઓ સૌ ઝૂલામાં ઊડી રહ્યાં;
વળી કેરલાં સરિતા તટે, કલ્લોલ કરી બેસી રહ્યાં

(૧૯)

હરણો અરે કંઇ રમતરંગી, કિલકિલાટ કરી રહ્યાં
ગજ, કેસરિને ગાય બકરી, રે! સાથમાં વિચરી રહ્યાં.
રે! માનવી મહાનંદમાં સૌ મસ્ત થઇ ફરતા હતા.
ચિંતા અને વળી રોગ આદિ દુઃખથી મુક્ત હતા

(૨૦)

મારૂં અને તારૂં વળી કંઇ ભેદભાવ હતો
એક માના બાળસમ સૌ સાથમાં રહેતાં
લઘુ વયના બહુ બાળકો કંઠે ધરે સર્પો
વળી સિંહ વ્યાઘ્રાદી ઊપરે સ્વાર થઇ ફરતા

(૨૧)

કંપી અરે! કાયા મમ, થરથર નિહાળીઆ
ગભરાટમાં હરીને વધો "શું થાય છે પ્રભુ આ
પછી હર્ષભર હરિ તો વધા, એવું નથી કંઇ બાળ અહીં
નિપજતા નથી એવી અરે! આ દેશ-પવિત્ર જાણું

(૨૨)

રે સર્વે પોતા વત્ ગણી સહુ સાથમાં વિચરે અને
નુકશાન કરતો કો નથી, સૌ સહાય અહીં કરતા
અન્ય તણું ભલું ઇચ્છીને આનંદ તેમાં મા..
રે! માનવી સૌ અહીં તણાં, દુઃખ કદી નથી જાણતાં

(૨૩)

વસુદૈવ કુટુમ્બકમ્ એ સર્વેનો મંત્ર અહીં;
વર્તન અરે છે સર્વનું એ મંત્રને શ્રેષ્ઠ ગણી
એ મંત્રની સહાયે કરી સૌ અહં બ્રહ્માસ્મિ થયા;
રે! હું અને મારૂં તજી, સહુ રાગથી મુક્ત રહ્યા

(૨૪)

જે દેશનું દર્શન કરે, તે દેશ સ્વર્ગ કહેવાય છે
આ સ્વર્ગથી ઉતરે નહી, જે પૃથ્વી પર પુજ જન્મ છે
પણ સ્વાર્થ મતીનાં માનવી, એ પૃથ્વીપર દીસે ઘણા;
ને હાલ અવનતી જેહવી, તે પાપ એ સૌનાં નડે.

(૨૫)

જો પુનઃ તેને પરમ પદ પર, લાવવા ઇચ્છો તમો;
તો હું અને મારૂં તજી એક કુટુંબ સમ વર્તન કરો.
જેથી તમારી પૃથ્વી સારી, સ્વર્ગથી શ્રેષ્ઠ થશે;
ને પ્રાણીઓ સૌ સ્વર્ગ કરતાં, શ્રેષ્ઠ સુખ ભોગવશે.

(૨૬)

અંધકારથી જાગૃત હજો! એ શબ્દો કહ્યું તો પડઘા;
જાગૃત થઇ હું જોઉં તો રે! પાંચના ટકોરા પડયા.
રે! સ્વર્ગ સુખને પામતા છે સર્વ શ્રેષ્ઠ માર્ગ આ!
સત્વર મળો એ દિન સૌને સ્વર્ગનું સુખ માણવા

## "તુંહિ તુંહિ રટ આનંદ."

તુંહિ તુંહિ રટ આનંદ
હે મન ! તુંહિ તુંહિ રટ આનંદ.
તુંહિ રામ હે, તુંહિ કૃષ્ણ હે—
તુંહિ લાલ મુકુન્દ,
હે મન ! તુંહિ તુંહિ રટ આનંદ.
કાશી તીર્થ ગિરનાર ગુફામેં—
મિલા ન પરમાનંદ
હે મન ! તુંહિ તુંહિ રટ આનંદ.
ભેડક ભડક ગુરુરાજ ચરનમેં—
જબ આયા મેં રંક,
હે મન ! તુંહિ તુંહિ રટ આનંદ.
ગુરુને એકહિ શબ્દ શીખાયા—
વેદ પ્રશ્રિત સોહમ,
હે મન ! તુંહિ તુંહિ રટ આનંદ.
તન કાશી હે મન ગીરનારી—
યહિ ભૂલા અત્મન,
હે મન ! તુંહિ તુંહિ રટ આનંદ.
આત્મ જ્ઞાન પ્રસાદ પીલાયા—
તૂટ ગયા જમફંદ
હે મન ! તુંહિ તુંહિ રટ આનંદ.
પ્રાણી માત્ર જડ ચેતનમેં—
દિખલાયા પરબ્રહ્મ,
હે મન ! તુંહિ તુંહિ રટ આનંદ.
ગર્જન નિશદિન એમ મંત્ર હમ—
સત્ ચિત્ ને આનંદ.
હે મન ! તુંહિ તુંહિ રટ આનંદ.

અલખ મન્દિર
ગિરનાર } "નલિનીકાન્ત"

## અનન્ય પ્રેમ.

अनन्याश्चिन्तयंतो मां ये जनः पर्युपासते,
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

भगवद्गीता.

હરિણી.

અનિશે પેટાવ્યો છે પ્રયત્ન કર્યા પછી,
ઉકળવા મૂક્યું તોએ હજી ઉકળ્યું નથી;
ભૂખી રાધા જાણી પ્રભુ બહુ ફૂંકતા,
ઉપર ઉડી રહ્યા સાધુસમા પ્રભુ દીસતા !
સમિપ આવીને ભામા જ્યાં પ્રભુજી કને,
ઉકાળવું શાને માટે પૂછે કપટી મને.
શ્રમ લહો, લાવો, આવું નહિ તમને ઘટે,
મુજને કહેતે તો ન શું હું ઉકાળતે !
મહીં તો ભામા ઇર્ષા થકી બળતી હતી,
ઉકળતું રાધા માટે હતી પૂરું જાણતી;
પૂછતાં "રાધા માટે" યદા પ્રભુજી કહે,
કહે છે આપો આવું જઇ ઝટ તેહને !
નમતું જોને આપ્યું પ્રભુ નમતા મ્હને,
મનવિષે ભામાજીને હતો અભિમાન એ;
મનમાં આવી લીલા પ્રભુ કરતા હતા,
દિનનો એનો એનો અભિમાન ઉતારવા.
દૂધ લઇ ભામે જાઓ થઇ કરી પણ આપજો,
ઠીક કહી ગયાં આવો બીજો મળે નહિ લાગ જો;
વચન વદતાં જાતાં જાણી થશે દૂધ તાઢડું,
ગૃહ લઇ જઇ ત્હેને તેણે ફરીથી ઉકાળીયું !
પય લઇ જઇ આપ્યું રાધા તણે કર ઉમ્યુજી,
બળબળતું યે તેણે પીધું વદી મુખ 'કૃષ્ણજી !'
તુરત તહીંથી આપી આવી અહા ! કહેતા વળે.
"હૃદય મુજ આ સાથી ભામા બળે નહિ જે બળે
પ્રભુજી વદતાં ભામા સર્વે કળા સમજી ગઇ
પય ઉનું પીધું રાધાએ ત્યાં બળે ઉર છે અહીં;
નિજ ભગતને થાતાં દુઃખો સહુ પ્રભુજી સહે.
યદુપતિ અને રાધા એ પ્રેમ અનન્ય છે !
મુજ ભૂલ થઇ પાચુ હું હું ક્ષમા ચરણે મુકી *
નિજ શિર પછી પુરા પ્રભુ શરણે ઝુકી ! !

ઉડાગ
તા. ૧૫-૧૨-૧૭

જનાર્દન ન્હાનાભાઇ
પ્રભાકર.

* રા. લલિતે કહેલા એક કથાનક ઉપરથી.

# ભોળીરાજનો ભડભડાટ.

હો ! શું ગયા ? હા ! અરે શું ગયા ? ! હાંરે હાં ગયા ગયા ! અરે પણ કોણ ગયા ? રે ગયા ! આપણા જાણીતા માનીતા લોકપ્રીય ! કાવ્ય રસીક ! પ્રધાન અરે ગુજરાતનો હીરો ! અને દેશ ભક્તો ધીરો ! કવીરાજ જીવનરામ અજરામર ગયો ! સ્વર્ગે સીધાવ્યો ! પણ હું તો માનું છું કે કાવ્યરસનાં અમી ઝરણા સુકી અમર થયા છે ? જુની ઢબના જે અત્યુત્તમ કાવ્યનો રસમય સ્વાદ ગુજરાત–કાઠીયાવાડને એઓશ્રીએ ચખાડયો તેજ ! બાકીનું સોએ સો ટકા સાથે લઇ ગયા છે ? અરે ખરેખર એજ શોકાગ્નિ પ્રજળાવે છે. અરે પણ લોકો શા માટે એથી દીલગીર થતા હશે ? હાલમાં ગુજરાત–કાઠીયાવાડમાં કવીઓનો શું તોટો છે ? ! ઘેર ઘેર કવી ! છાપરે છાપરે કવી ! અને રસ્તામાં રઝળતા સુદ્રલીસો પણ કવી ! અને બાકીનાં રહેલા .આ ભોળીયારાજ પણ કવી ( કવો નહીં હં ! ) જ્યા જુઓ ત્યાંજ કવી !!! એ માટે તો આપણા પેલા લોકપ્રીય રા. ઓલ્યા જોષીને ગુજરાતીનાં દિવાળીના અંકમાં "કવીની કવ્વાલી" નામનું કાવ્ય રચી બહાર પાડવું પડયું હતું.

જ્યાં જ્યાં નજર મારી ચડે
ભાળું કવીનાં જુથડાં,
રવી અસ્ત થતાં તારલા
ઝગમગ કરે ગુજરાતમાં.

( ઇત્યાદી. )

જ્યારે કવીઓનાજ જુથો જણાય છે ત્યારે તેમાંથી એક કવી ગયો તો શું ??! જાણે કાનખજુરાનો એક પગ તુટી ગયો તેથી શું તે લંગડો થયો ? !!!

* * * *

પણ સચુર પ્રિય વાંચક ! કાનખજુરાનો એક પગ ન તુટતાંજ માથુંજ તુટી ગયું તો શું રહ્યું ? ! નિર્જીવ ખોખું !! ત્યારે આ પણ તેવુંજ સમજવાનું. ગુજરાત–કાઠીયાવાડના કવીઓ તે જાણે એક કાનખજુરો ! અને તેનું માથું તે કવીરાજ જીવનરામ અજરામર તે ગયા ! બહકે તુટી ગયું એટલે શું રહ્યું ?! કદાચ નહીં ! છેલ્લા દમની નીશાની આપતા તડફડ કરતા ટાંટીઆ રહ્યા ! ! ત્યારે ભલે ફડીઆ-કવીઓ પોતાના દીવાગી કરી કરી ધરાવતા હોય ! પણ આપણે તો નીર્જીવ ખોખુંજ ગણીશું !!! અને એ આના આત્માની સદા શાંતી ઇચ્છીશું !!!

* * *

જાપાનનું જાપાન ! જાપાન ! ઉન્નતી શિખર ઉપર જાપાન ! જાપાને પોતાની સત્તા સંપૂર્ણ સાધવામાં રોકાયેલું જાપાન ! લોકોને આબેહુબ કળાનો નમુનો લાગે છે. જેના જાપાનીસો ખંતીલા તેમજ ધર્મવાન છે,– તેવા એ લોકોના રિતરિવાજો પણ વિચિત્ર છે. ઘણા લેખકોએ એ લોકોના વિચિત્ર રિવાજો દર્શાવ્યા છે, તેમ હું પણ જાતે જોઇ ત્યાં સાંભળી લખું તો શું ખોટું ?!!!

(૧) જાપાનીસો જ્યારે પોતાના અસલ પહેરવેશમાં નિર્લેપિત થાય છે ત્યારે મરદ અને ઓરત કોણ ? એ એક મ્હોટો સવાલ થઇ પડે છે. તેવીજ હાલત બાગીચોની પણ છે!!

(૨) જાપાનીમ મજુરો પોતાનું તથા પોતાના માલીકનું તથા મજુરીએ, રખાવનારનું નામ પોતાની ટોપી ઉપર તથા પીઠ ઉપર લખી રાખે છે !!

(૩) જાપાનીઓનાં લગ્નનાં રિવાજ પણ ઘણા વિચિત્ર છે. માંબાપ કન્યા પસંદ કરે છે ત્યાર બાદ છોકરાંઓની અનુમતી લેવાય છે. વળી લગ્ન કરાવનાર એક બહારનો માણુસ રહે છે તેને જોડું મરણ પર્યંત પોતાનાં ગુરૂની સ્થાને ગણે છે અને છે. એને તેના બોલાને ઉથાપતું નથી !!

(૪) જાપાનમાં સ્ત્રીઓ વારવા કેહેનાર ઘણા થોડ છે, અને તેઓ પોતાનું ગુજરાત પણ એમાંથી સારી રીતે ચલાવી શકે છે !!

(૫) જાપાનીસો પોતાના દેહને જાનના જોખમે પણ સાચવે છે.

(૬) ગરીબોના છોકરાં પોતાનાં વાલીની તથા રહેઠાણની એક ચીઠ્ઠી લખી ગળે બાંધી મુકે છે ! જેથી ગુમ થવામાં કાઇની પણ સ્હાય લઇ શકે !!

(૭) જાપાનીસો પોતાના ઘરમાં નોકરો ઘણા રાખે છે પરંતુ તેઓને ખોરાકી ઉપરાંત પગાર જુજ આપવામાં આવે છે.

ભોળીયારાજ.

# વિવિધ વિષય.

## થરમા ફોન.

અત્યાર સુધી ટેલીફોનને અલૌકિક સમજાતું હતું પણ હમણાં એક " થરમા ફોન " નામનું નવું યંત્ર નીકળ્યું છે, તેના સંબંધમાં એમ કહેવાય છે કે તે ટેલીફોનને બંધ કરી દેશે. આ યંત્રની શોધ ઇંગ્લાંડના એક શિક્ષક મિ. ડી. વી. લેંગ, જેઓ ઉટરેચટ વિદ્યાલયમાં કામ કરે છે તેમણે કરી છે આ યંત્ર ઘણું અમુલ્ય તથા ઉપયોગી થઇ પડશે વાયરલેસ ટેલીગ્રાફમાં પણ એનો ઉપયોગ કરી શકાય છે. આમસ્ટરડામના અમેરિકન એલચીએ એના સંબંધમાં લખ્યું છે કે આ યંત્ર એટલું નાનું છે કે ગજવામાં ઘડીઆલની પેઠે રાખી શકાય છે. એના રિસીવર તથા ટ્રાંન્સમીટર એટલાં બધાં નાના છે કે તેને જોતાં આશ્ચર્ય થાય છે. નાનામાં નાની ઘડીઆલના આકારનું પણ બની શકે છે. યંત્રની નવાઇ એ છે કે તેમાં ઝાઝો ખર્ચ થતો નથી. યંત્રમાં શબ્દો તદન સ્પષ્ટ અને શુદ્ધ સંભળાય છે. ટેલીફોનમાં કોઇ કોઇ વિદ્યુત તરંગોથી તાર ગરમ થવાથી પકડનારને ઇજા થાય છે આમાં તે ભય નથી. રિસીવર હલકો તથા સુન્દર છે, કે તે કાન સાથે ચોંટી જાય છે, અને સર્વ સ્પષ્ટ સંભળાય છે. હાથ લગાડવાની જરૂર રહેતી નથી. હાથથી લખતા જાય તથા કાનથી સંભળાય એવી સગવડ પણ રાખવામાં આવી છે. એમાં જે તારા જોડવામાં આવે છે તે ઘણાજ ઝીણા હોય છે. સાધારણ રીતે એનો ઉપયોગ ટેલીફોનની પેઠે થાય છે. કહેવાય છે કે જર્મન સમ્રાટ કયસર પાસે આવું થરમાફોન છે, જેથી તે યુદ્ધક્ષેત્ર પરની સર્વ વિગતો જાણી લે છે. શોધ કરનાર કહે છે કે થોડા દિવસમાં આ યંત્ર દ્વારા બહેરાં તથા મુંગા માણસો પણ સાંભળી શકશે.

## ફરીદપુર ( બેંગાળ ) માં રાત્રે સતું ઝાડ.

ફરીદપુર ( બંગાળા ) જીલ્લામાં એક એવું ખજુરીનું ઝાડ છે, જે સવાર થતાં પાંદડાં સહિત સીધું-ઉભું થાય છે અને સાંજ થતાં ધીમે ધીમે તે નમતું જાય છે, અને છેવટે ઝાડ જમીન પર આડું થઇ જાય છે અને પાંદડાં જમીનને અડકે છે. આ પ્રમાણે દરરોજ થયાં કરે છે. પ્રસિદ્ધ વિદ્વાન શાસ્ત્રી સર જગદીશચંદ્ર બોઝે આ ઘટનાનું કારણ બે વાર તેની તપાસ કીધી. તથા એક ખાસ યંત્ર બનાવી તેની પરીક્ષા પણ કરાવી, જેથી માલુમ પડયું છે કે વૃક્ષમાં રહેલાં કેટલાંક તત્ત્વો કે જેનાથી આવી ક્રિયા થાય છે, તે ઘણાં જોરાવર છે. અને જે આકર્ષણથી તે નીચે નમે છે, તેનું ઘણું દબાણ ( Pressure ) છે. આ પ્રમાણે રાત દિવસ વૃક્ષનો સુવા ઉઠવાના કારણની શોધ કરી છે. વૃક્ષમાં પણ ચેતન શકિત અવશ્ય છે, એની પણ આથી ખાતરી થાય છે. અને વૃક્ષોમાં ચેતનશકિત છે એવા ડૉ. બોઝના મતને પુષ્ટિ મળે છે. મનુષ્ય ગમે એટલો શ્રમ કરે તોપણ આ સ્થાવર જગતનો પાર પામી શકશે નહિ. દિનદિન નવીન નવીન ચમત્કારો આપણી આંખ સામે ખડા થતા જાય છે, અને મનુષ્યને ચકિત કરે છે.

## પ્રાણ વાયુનો ભાર.

અમેરિકાનો ડાકટર મિ ડંકન મેક- ડોનલે એક મરણાસન્ન રોગીને ખાટલા સહિત ત્રાજવામાં પર સુવડાવ્યો અને વજન કરી લીધું બાદ જેમ જેમ રોગીનો દમ નીકળવા લાગ્યો તેમ વજન પણ કમી થવા લાગ્યું. દરેક કલાકે લગભગ પાંચ તોલા વજન ઓછું થતું ચાલ્યું રોગીના શરીરથી પસીનો નીકળી રહ્યો હતો એજ કારણ વજન ઓછું થવાનું હતું. પ્રાણ પંખી જ્યાં ઉડી ગયું કે ત્રાજવાની એક દાંડી ઉંચી થઇ ગઇ ડાકટર સાહેબે આ શોધ કરી બતાવ્યું છે કે રોગીના શરીરના પ્રાણ વાયુનું વજન ત્રણ તોલા દશ આની હતું જે લોક પ્રાણ વાયુને દ્રવ્ય માનતા નથી. તેમને હવે ખમવું પડશે

## ખરા માનવી તરીકે આપણું કર્તવ્ય.

### (આપણો ફરજનું જોઇતું ભાન)

લેખક-શ્રી સદ્‌ગુણાનુરાગી મુનિ શ્રી કર્પૂર વિજયજી.

અતિ દુર્લભ મનુષ્ય જન્મ, ઉત્તમ કુળ, જાતિ, સર્વ ઇન્દ્રિય પટુતા, શરીર આરોગ્ય. દીર્ઘ આયુષ્ય, નિર્મળ બુદ્ધિ અને સત્સમાગમયોગે રૂડી શ્રદ્ધા પામીને આપણે આપણા આચાર અવશ્ય સુધારવા જોઇએ.

૧. સહુએ સદાય શક્તિ અનુસારે ભાવ સહિત સુપાત્રને દાન આપવું, દુઃખીને મદદ કરવી અને ઇન્દ્રિયોનું દમન કરવું.

૨. જેઓ પોતાનું મન નિર્મળ-નિર્વિકાર રાખે છે તેજ ખરા પવિત્ર છે. કેવળ જળ-સ્નાન માત્રથી પવિત્ર થવાતું નથી પરંતુ દયા, સત્ય, પ્રમાણિકતા શીલ અને સંતોષાદિક વ્રત અને તપ વડે પવિત્ર થવાય છે.

૩. ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, કૃત્યાકૃત્ય, ગમ્યાગમ્ય હિતાહિત અને ગુણદોષાદિકને સ્પષ્ટ સમજાવનાર વિવેકનીજ બલિહારી છે.

૪. સદ્‌બોધ દાતા ગુરૂનું પ્રાણાન્તે પણ અપમાન કરવું નહિ,

૫. માનવદેહની અમૂલ્ય ક્ષણે સ્વપરહિત કરવા વડે સફળ કરી લેવી જોઇએ.

૬. રાગાન્ધ જીવ ગુણ દોષનું ઠીક પારખવું કરી નજ શકે. તેથીજ નિર્પક્ષ બનવું જોઇએ.

૭. વિષયાન્ધ જીવ ક્ષણિક સુખ માટે પોતાનું ભવિષ્ય બગાડી નાંખે છે.

૮. આહાર નિદ્રા અને વિષય તૃષ્ણા વધાર્યાં વધે છે અને ઘટાડયાં ઘટે છે.

૯. આળસ-પ્રમાદ સમાન કોઈ કટ્ટો શત્રુ નથી અને ઉદ્યમ સમાન સાચો મિત્ર નથી.

૧૦. મરણ સમાન કોઇ દુઃખી નથી અને નિસ્પૃહતા સમાન કોઇ સુખ નથી.

૧૧. સ્ત્રીનાં નખરાં (હાવ ભાવ) થી જે ન લોભાય ખરો શૂરવીર તેનેજ જાણવો.

૧૨. સદુપદેશ સમાન કોઇ ઉંચુ અમૃત નથી.

૧૩. કોઇની પાસે અંગત સ્વાર્થ માટે યાચના કરવી નહિ અને અન્યે કરેલી યાચના (ગેર વ્યાજબી ન હોય તો તે) નો ભંગ કરવો નહિ.

૧૪. અન્યની પ્રપંચ જાળથી બચવા સાવધાન રહેવું જોઇએ.

૧૫. સ્ત્રીચરિત્રાદિકથી લલચાય કે ઠગાય નહિ તેજ ખરો ચાતુર.

૧૬. અસંતોષ એજ દારિદ્રય અને સંતોષ એજ અમીરાઇ—(સાચી સાહેબી.)

૧૭. કુવ્યસનાદિક કલંકથી રહિત અને સદાચરણપરાયણ જીવન ગુજારવું એજ ખરૂં જીવન.

૧૮. છતી બુદ્ધિએ અભ્યાસનો અનાદર કરવો એજ ખરી જડતા.

૧૯. સ્વપરહિત કરવા સાવધાન રહેનારજ સદા જાગતો અને તેની ઉપેક્ષા-બેદરકારી કરનારજ સદા ઉંઘતો જાણવો,

૨૦. જીવની અજ્ઞાનતા એજ આકરો અંધકાર અને જ્ઞાન એજ ખરો પ્રકાશ.

૨૧. યૌવન લક્ષ્મી અને આયુષ્યનો વિશ્વાસ રાખી બેસવા જેવું નથી.

૨૨. ખરા સંત-સાધુજનોજ ચંદ્રના જેવી ખરી શીતળતા અર્પી શકે છે.

૨૩. પરવશતા-પરાધીનતાનેજ નરક સમાન લેખવામાં આવે છે. અને સ્વાધીનતા-સ્વતંત્રતાનેજ સ્વર્ગ સમાન માનવામાં આવે છે તેથી જેમ બને તેમ મન અને ઇન્દ્રિયોને કબજે રાખતાં શિખવું જોઇએ.

૨૪. સર્વ પ્રકારની વિષય આસક્તિ તજવી એજ સર્વ સુખનું મૂળ છે.

૨૫. સ્વપરને હિત-કલ્યાણ રૂપ થાય એવું પ્રિય અને પથ્ય તેજ સત્ય.

૨૬. જેવી રીતે આપણને સુખ પ્રિય છે તેમ સહુને પ્રિય હોયજ.

૨૭. જેવી રીતે આપણે દુઃખથી ડરીએ છીએ તેમ સહુ કોઇ દુઃખથી ડરેછેજ.

૨૮. ફળના બદલાની ઇચ્છા રાખ્યા વગર જ દેવાય તે દાન ખરૂં.

૨૯. પાપથી પાછા નિવર્તાવી સુખ (ધર્મ) માં જોડે તેજ ખરો મિત્ર.

૩૦. શીલ-સદાચરણ એજ ખરૂં ભૂષણ અલંકાર.

૩૧. મનને મોકળું મૂકી, આકાશમાં કિલ્લા બાંધવા તેજ અનર્થનું મૂળ.

૩૨. સર્વ કોઇનું એકાન્ત હિત ચિન્તવન તેજ ખરી મૈત્રી.

૩૩. દુઃખી જીવોને તનથી મનથી વચનથી અને ધનથી દુઃખ મુક્ત કરવા દરેક રીતે પ્રયત્ન કરવો-કરાવવો અને તેમને સન્માર્ગે ચઢાવવા એજ ખરી કરૂણા કે અનુકંપા જાણવી.

૩૪. સુખી કે સદ્‌ગુણીનું દેખીને કે સાંભળીને રાજી-ખુશી થઇ તેવા સુખી કે સદ્‌ગુણી થવા બનતો પ્રયત્ન કરવો તેજ ખરો પ્રમોદ.

૩૫. નિર્દય-કઠોર કામ કરનાર ઉપર પણ દ્વેષ નહિ કરતાં તેને કર્મ વશ સમજી, બીજાં હિતકાર્ય સદ્‌ભાવથી કર્યા કરવાં તે સમભાવ.

ઇતિશમ્

---

# કુદરતી જીવન—આરોગ્યનું રહસ્ય.

(શ્રી સદ્‌ગુણાનુરાગી મુનિશ્રી કર્પૂરવિજયજી.)

Drink Solids—કઠણ પદાર્થને ચાવી રસ રૂપ કરી પછી ગળે ઉતારવા.

Eat Liquids—પ્રવાહી પદાર્થોને કઠણ પદાર્થની પેઠે મુખમાં સારી રીતે વાગોળ્યા પછીજ તે ગળે ઉતારવા.

સ્વચ્છ હવા પાણી એ આરોગ્ય સાચવવામાં ઘણીજ મદદ કરે છે જે પાણી અસ્વચ્છ-મલીન જેવું દેખાય તે ફીલ્ટર કરવાથી અથવા ઉકાળેલું વાપરવાથી શરીરને નુકશાન કરી શકતું નથી.

ઝાડા, પેશાબ વિગેરે મળની અશુચિ એક સ્થળે વધારે જમે થવાથી તેમાં કહાણ થતાં જીવ જંતુ પેદા થવાથી હવામાં બીગાડો થાય છે. તેથી જેમ બને તેમ તેવી અશુચિ એક સ્થળે જમા થવા દેવી નહિ.

એક સ્થળે અશુચિ જમે થતી હોય તે સ્થળે પેશાબ કરવો નહિ તેમજ મળ-નિસર્ગ કરવો નહિ. જે જગો સ્વચ્છ હોય તે સ્થળે જઇને પછીજ તેમ કરવાથી શરીરમાં રોગાદિક બિગાડ થતો અટકશે. શરીરને તેમજ મનને હદ બહાર બોજા રૂપ થાય તેવું કામ ગજા ઉપરાંત ન કરવું કેમકે એથી તનમનથી કાયમનો સેવાતો લાભ કદાચ અટકી પડે. તીખાં તમતમાં બનાવેલાં ખાનપાનથી પરહેજ રહેવું કેમકે તે ધીમે ધીમે હોજરીને (પાચન શક્તિને) કમજોર કરી બદહજમી પેદા કરે છે. ચા, કાફી અને એવાજ માદક પદાર્થોથી જેમ બને તેમ જલ્દી દૂર રહેવું કેમકે એવા પદાર્થ વીર્યને તાવી નાંખી વીર્યહીન-કમ તાકાત બનાવે છે. સાત્વિક પ્રકૃતિ પેદા કરવા અને સાચવી રાખવા ઉપર જણાવેલા પદાર્થો ઉપરાન્ત રજોગુણ અને તમોગુણને પેદા કરનારા ખાટાં, ખારાં અને તીખા રસ ભર્યા પદાર્થોથી ખાસ પરહેજ રહેવા પ્રયત્ન કરવો જોઇએ. યથાયોગ્ય શરીરની કસરત, તથા મનની કસરત વિચાર શક્તિ વધારવાથી તન મનનું આરોગ્ય ઠીક સચવાય છે. અને, ખીસતું પાણી, જાળ, હે. ચોખ્ખા હવાપાણીનું સેવન કરવાથી તથા સૂર્યસ્નાન (Sun bath) સર્વાંગે કરતા રહેવાથી હઠીલા રોગો પણ દૂર થાય છે, શરીર નિરોગી થાય છે. અને આરોગ્ય સચવાઇ રહેવા ઉપરાન્ત ભારે શાન્તિ પ્રગટે છે. દરેક ઋતુ યોગ્ય શીત તાપાદિ સહન કરવાની ટેવ પણ આરોગ્યવર્ધક છે.

ઇતિશમ્.

# *માંસાહારી અને વનસ્પત્યાહારી. (સંવાદ)

(લેખક-Minocher K Spencer, Karachi.)

**માંસાહારી**—તમે શાકાહારી લોકો વહેમજ છો. જ્યારે કુદરત પોતેજ માંસના ખોરાકપર રહેવું કાયદેસર ગણવા પુરતી સાબીતીઓ આપે છે, તો પછી માંસાહાર વિરૂદ્ધ મોટું ધર્મ યુદ્ધ જગાવવું એ કેવી મુર્ખાઇ?

શું પક્ષીઓ કીડા ખાઇને નથી જીવતાં? શું વરૂ અને શિયાળો મેઢાંના બચ્ચાને પોતાનો ખોરાક નથી બનાવતાં? અને શું દરીયામાં રહેનારાં પ્રાણીઓ એક બીજાને મારી ખાઇ ગુજારો નથી ચલાવતાં?

સ્વરક્ષણને માટે બીજાને મારવું એ કુદરત પોતેજ શીખવે છે. વૃક્ષો પણ માંસાહારી હોય છે. એ તમે નથી સાંભળ્યું? એવા ઝાડપણ હોય છે કે જે પોતાના સપાટામાં આવતાં નાના જીવડાંઓ વિગેરેને પકડીને ખાઇ જાય છે.

**શાકાહારી**—વૃક્ષો માંસાહારી હોય છે. તેનું કારણ વિજ્ઞાનીઓ એમ આપે છે કે વૃક્ષોને "નાઇટ્રોજન નામની હવા જીવન ટકાવી રાખવા માટે જરૂર છે. અને એ "નાઇટ્રોજન દરેક જાતનાં પશુ પક્ષીઓમાં પુષ્કળ હોય છે. હવે જે માંસાહારી ઝાડની તમે વાત કરો છો તે ઘણુંખરૂં રેતીના રણો અને પત્થરની જમીનમાં ઉગે છે કે જ્યાં જરાપણ નાઇટ્રોજન મળી શકતો નથી, અને તેથી કરીને આ વૃક્ષોને જીવ જંતુ પકડવાં પડે છે

વિજ્ઞાનીઓનું કહેવું છે કે "આ છોડોને જો પુષ્કળ "નાઇટ્રોજન" મળી શકે એવી જમીનમાં રાખ્યાં હોય અને છતાં પણ જો માંસ અને જીવજંતુ ખવડાવ્યાં હોય તો તે છોડો મૃત પ્રાયઃ થઇ જાય છે."

હવે જે માંસાહારી પ્રાણીઓને માટે તમે વાત કરો છો તેને માટે તમારે એ ધ્યાનમાં રાખવું જોઇએ છે કે, માણસ અને પશુને કુદરતેજ જુદાં બનાવ્યાં છે. અને તમે જે માણસને પશુનો વ્યવહાર પળાવવા માંગો છો તે બની શકશે નહીં.

**માંસાહારી**—શું માણસને માંસાહારી પશુઓની કોટીમાં નહીં ગણી શકાય?

**શાકાહારી**—એ હવે શાસ્ત્રીય રીતે સિદ્ધ થયેલી બાબત છે, કે માણસ ફળ ફુલાદિ ખાનારૂં પ્રાણી છે. જેના પુરાવા માટે હું તમને કેટલાક વિદ્વાન્ વિજ્ઞાનીઓના અભિપ્રાય કહી બતાવીશ.

"લીનાકસ (Linnaeus) કે જેના પ્રાણીવિદ્યાના સિદ્ધાંતો સર્વમાન્ય છે તે મનુષ્યને આંચળવાળા પ્રાણીઓમાંના સર્વ શ્રેષ્ઠ પ્રાણી તરીકે ગણે છે. તે મનુષ્યને પુછડી વગરના વાંદરાં (Apes) ની સાથે સરખાવે છે કે જેની શારીરિક રચના મનુષ્યને ઘણીજ મળતી આવે છે અને જેનો કુદરતી ખોરાક ફળ ફળાદિજ છે.

પ્રોફેસર બેરન કવીયર (Prof. Baron Cuvier) જણાવે છે કે મનુષ્ય ફળાહારી પ્રાણીઓને દરેક રીતે મળતું આવે છે અને માંસાહારી પ્રાણીઓને કોઇપણ રીતે મળતું આવતું નથી.

પ્રોફેસર વિલીયમ લોરેન્સ, એફ, આર, એસ (Prof. William Lawrence F. R,S) જણાવે છે કે મનુષ્યના અને માંસાહાર પ્રાણીઓના દાંતની રચના જરાપણ મળતી આવતી નથી

ડા. એફ. એ, પોચેટ (Dr.F. A. Pouchet) ની યુનીવર્સના કર્તા (Author

*રા. રા. છગનલાલ પી. નાણાવટી (જીવદયા જ્ઞાન પ્રસારક ફંડ-મુંબઇ) તરફથી અંગ્રેજીમાં મળેલો લેખ અને અનુવાદ કરી આપ્યો છે.

of the Universe) લખે છે કે. માણસને ફળાહારી પ્રાણી કહ્યું છે તે ખરૂંજ છે. તેની હોજરીની અને દાંતની રચના એ વાતને પુરતી રીતે સાબીત કરી આપે છે.

પ્રોફેસર સર ચાર્લસ બેલ એફ. આર, એસ, ( Prof. Sir charles Bell. F. R. S.) કહે છે કે મનુષ્યની શરીર રચના સાથે સંબંધ ધરાવતી દરેક બાબતો માણસ ફળાહારી છે, એમજ સાબીત કરે છે. આ અભિપ્રાય ફક્ત મનુષ્યના દાંત અને જઠરના અવયવો ઉપરથી તેમજ મનુષ્યની ચામડીના અને બીજા અવયવોની સાધારણ બંધારણના સ્વભાવ ઉપરથી આપવામાં આવ્યો છે.

પ્રોફેસર સર રીચર્ડ ઓન ( Prof. sir Richard Owen ) કહે છે કે–" વાંદરાઓ જેવી દાંતની રચના મનુષ્યને લગભગ મળતી આવે છે તે પોતાનો ગુજારો ફળ, અનાજ કંદમુળ, અને એવાજ પદાર્થો પર કરે છે. અને આ દાંતનું મળતાપણું સાબીત કરે છે કે મનુષ્ય સૃષ્ટિની શરૂઆતથીજ ફળફળાદિ ખાનારૂં છે.

ડો. જોશીઆહ ઓલ્ડ ફીલ્ડ Dr. Joshiah Oldfield લખે છે કે "મનુષ્ય માંસાહારી પ્રાણીની કોટીમાંનું નથી પણ ફળાહારીની કોટીમાં છે એ વાત એક શાસ્ત્રિય સિદ્ધાંત થઇ ગઇ છે."

**માંસાહારી**–કબુલ કરો હવે વધારે અભિપ્રાયો ટાંકવાની જરૂર નથી. કદાચ માણસની દાંત રચના અને હોજરીની રચના કાચું માંસ ખાવાને માટે નહીં અનુકુળ પણ હોય. પણ તમે જાણો છો કે મનુષ્ય એ કેળવાયલું પ્રાણી છે અને કાચા માંસનો દેખાવ ગમે તેવો કંટાળા ભરેલો હોય તોપણ તેને પોતાની બુદ્ધિ અને અક્કલથી સ્વાદિષ્ટ અને પાચન બનાવી શકે છે તો પછી માંસાહાર કુદરતી ખોરાક નથી એ સાબીત કરવાની માથા ફોડની જરૂર શું છે? જો માંસાહાર કુદરતી ખોરાક નહીંજ હોત તો આપણા ધર્મ શાસ્ત્રોમાં પણ ચોખ્ખી મનાઇ કરી હોત. જો હું ભુલતો નહીં હોઉં તો ક્રીશ્ચીયન બાઇબલમાં પણ માંસાહાર કરવો એ પાપ છે એવો ઉલ્લેખ મારી જાણતાં નથી.

**શાકાહારી**–હું કોઇ જરથોસ્તી ધર્મ પુસ્તક કે ક્રીશ્ચીયન ધર્મ શાસ્ત્રોનો અભ્યાસી નથી છતાં પણ વિવેક બુદ્ધિથી મને એમ લાગે છે જે ધર્મનો મુળ પાયો પ્રેમ, પવિત્રતા અને સત્ય ઉપર રચાયા છે તે ધર્મના સ્થાપકો માંસાહાર કરવો એવો બોધ તો કદી નહીં કરે જો તેઓ આવો બોધ કરે તો પછી વિશ્વ પ્રતિ દયા ભાવે વર્તવાનો તેમનો સિદ્ધાંત એ બોધ સાથે મેળ ખાય નહીં. દાખલા તરીકે બાઇબલમાં એવું ફરમાન છે "બીજા તરફથી જેવી જાતના વર્તનની તમે આશા રાખો. તેવીજ રીતે બીજા સાથે તમે વર્તો." હવે જે માણસ આવો બોધ કરે છે, તેજ માણસ શું માંસ ખાવું એવો બોધ કરી શકે? એથી વધારે તો મને "જીનેસીસ" માંના એક વાક્યે અસર કરી છે જેમાં કહ્યું છે કે–

"અને ઇશ્વરે કહ્યું જુઓ મેં તમને જેને બીજ આવે છે એવી દરેક જાતની વનસ્પતિ આપી છે અને એવાં દરેક ઝાડ બક્ષ્યાં છે કે જેનાં ફળમાંજ તેના બી પણ હોય છે તમને તે માંસની જગ્યાએ ચાલશે." આથી વધારે સંગીન વધારે સાબીતી કોઇ હોઇ શકે નહીં. મારૂં–માનવું છે કે મનુષ્યનો કુદરતી ખોરાક વનસ્પતિ અને ફળફળાદિજ છે. અને જો તે માંસાહાર કરતો હોય તો તેટલો તે કુદરતના કાયદાનુંજ ઉલ્લંઘન કરે છે.

**માંસાહારી**–પણ હજુ મારૂં માનવું છે કે માંસાહાર એ કુદરતી ખોરાક હોવો જોઇએ કારણ કે માંસાહારથી તંદુરસ્તી, શક્તિ અને ચપળતા જળવાઇ રહે છે. દાખલા તરીકે મને જોઇ લ્યો. હું કેવો મજબુત છું. અને આપણા પેલા મીસીસ બીસેન્ટ પર અંધ શ્રદ્ધા

રાખનાર થીયેસોફીસ્ટ મીત્રને જુએ તો આંખમાં ફૂલાં પડેલાં, બેસી ગયલા ગાલ અને ચાલતાં એક બીજામાં ભેરવાતા પગ માલમ પડશે માટે ઇશ્વરને ખાતર આ તમારી શાકાહારી પણાની મુર્ખાઇ હવે વધારે બતાવવાનું બંધ રાખો. કારણ મને લાગે છે કે શાકાહારી થવું એનો અર્થ સારી તન્દુરસ્તી અને શારીરિક અને માનસિક શકિતને તિલાંજલી આપવી એવોજ થાય છે.

માંસમાં મોટા જથ્થામાં "આલ્બ્યુમીન" નામનો પદાર્થ રહેલો છે. અને "આલ્બ્યુમીન" માં ઘણુંજ પોષક તત્વ છે. અને એ પોષક તત્વથીજ સ્નાયુઓ મજબુત થાય છે. મગજ શકિત વધે છે અને શરીરના દરેક અવયવને પુષ્ટિ મળે છે. ઠંડા મુલકમાં રહેનારાઓ માટે તો માંસાહાર અત્યંત આવશ્યક છે.

**શાકાહારી**-એટલા બધા ઉતાવળા થાઓ નહીં. હું તમને સાબીત કરી આપી શકીશ. કે વનસ્પતિનો ખોરાક માંસાહાર કરતાં ઘણોજ પૌષ્ટિક છે.

આપણું શરીર એક યંત્ર જેવું છે કે જેને હમેશ ઘસારો લાગ્યા કરે છે અને આ ઘસારાને પહોંચી વળવા પુરતોજ ખોરાકની જરૂર છે. હવે જો આપણે શરીર શાસ્ત્રનો અભ્યાસ કરશું. તો માલમ પડશે કે શરીરને ટકાવી રાખવા માટે (સ્ટાર્ચ, આલ્બ્યુમીન, ફેટ, અને સોલ્ટસ) વિગેરે પદાર્થોની જરૂર છે. સ્ટાર્ચ, શરીરમાં ગરમી અને શક્તિ લાવે છે. ફેટ (ચરબી) નો ગુણ પણ ઉપરના જેવોજ છે. તફાવત માત્ર એટલોજ કે સ્ટાર્ચથી ઉપજતી ગરમીનો સાધારણ વ્યવહારમાં ક્ષાર થાય છે. જ્યારે ચરબીથી નીપજેલી ગરમી શરીરમાં એકઠી થઇ જળવાઇ રહે છે જે અકસ્માત વખતે કામ આવે છે. આલ્બ્યુમન નામે ઓળખાતો પદાર્થ, સ્નાયુઓ, તંતુઓ, રસની કોથળીઓ, વિગેરેને બળ અને પુષ્ટિ આપે છે.

ક્ષારો પણ શરીરને માટે જરૂરના છે. અને આ ખોરાકના પોષક તત્વોનું કોષ્ટક કે જે મોટા વિદ્વાનીઓએ તૈયાર કરેલું છે તે જો એક વખત જોઇ જશો તો તમારી ખાત્રી થશે. આ કોષ્ટકથી આપની તરતજ ખાત્રી થશે કે શરીરના બંધારણને જોઇતા દરેક પદાર્થ વનસ્પતિમાંથી; મળી શકે છે. સ્ટાર્ચ, બટાટા, અનાજ અને લીલાં ફળોમાંથી પુરતા જથ્થામાં મળે છે. અનાજમાં જો કે ચરબીનો ભાગ ઘણો ઓછો છે પણ તે નાળીએર, બદામ, અખરોટ, મગફળી, વીગેરેમાં ભરપુર છે.

આલ્બ્યુમીન કે જેને માટે તમે કહો છો કે "એ પદાર્થ માંસમાં મોટા જથ્થામાં છે. અને તેથી કરીને માંસાહાર પૌષ્ટિક છે" તે જો કે દૂધ અને અનાજમાં ઘણો થોડો છે. પણ નાળીએર. બદામ, પીસ્તાં, અખરોટ, વીગેરેમાં તે જોઇએ એટલો છે. ઘઉંમાં પણ એક જાતનો ચીકણો પદાર્થ છે જે તમારાં આલ્બ્યુમન ને મળતોજ છે અને તેથી કરીને ઘઉં અનાજમાં સૌથી વધારે પૌષ્ટિક મનાય છે. અને માંસ કરતાં પણ વધારે પૌષ્ટિક છે. માંસમાં જે આલ્બ્યુમીન છે તે ઘણે ભાગે વપરાયેલો હોય છે. જ્યારે વનસ્પતિમાંથી મળતો આલ્બ્યુમીન તાજો અને ખોરાકને લાયકનો હોય છે. એકલો માંસાહારજ શરીર પોષણને માટે પુરતો છે એવો જો કંઇ વિચાર તમારા મગજમાં ઘુસી ગયો હોય તો તે કહાડી નાંખજો. શાકાહારને અંગ્રેજીમાં વેજીટેબલ ફુડ કહે છે. "વેજીટેબલ" કે જે "વેજીટસ" ઉપરથી નીકળ્યો છે. તેનો અર્થજ "બળ" થાય છે. શાકાહાર ઉપરજ રહેનારાઓના એવા સેંકડો દાખલા હું આપી શકીશ કે જેઓ અતુલ શારીરિક અને માનસિક બળ ધરાવતા હોય. હિંદુસ્તાનના ગુરખા, અને શીખ લોકો જે કેવળ વનસ્પતિ પર જીવનારા છે તેની લડાયક શક્તિ વિષે કંઇ અજાણ્યું નથી. હાથો દાથની લડાઇમાં કોઇ પણ યુરોપી પ્રજા

તેને જીતી શકે એમ નથી. જુના ઇતિહાસ તરફ દ્રષ્ટિ નાંખીએ તો રૂમન સીપાઇઓને તેમના ખોરાકમાં એક શેર જવ અને ત્રણ આઉંસ તેલ આપવામાં આવતું હતું ઘણા નામાંકિત પહેલવાનો પણ શાકાન્ન ખાનારામાં ના હતા. એક લેખક લખે છે કે "જીમનાસીયા એન્ડ ડેમી ઓફ એથલેટીક પ્રોફેસન" ના વડાઓએ શરીર શક્તિ વધારનારા અને શરીરને લાંબો વખત સુધી મહેનત કરતાં થાક નહીં લાગે એવું બનાવવાને જે ઉપાયો શોધી કહાડયા છે તેમાંનો એક મુખ્ય ઉપાય એ છે કે "અંજીર, બદામ, પીસ્તાં, નાળીએર, મગફળી અને મકાઇની રોટલી એ ખોરાકમાં વાપરવા અને દારૂ તદન પીવો નહીં."

આયર્લાંડ અને હંગરીનો મજુર વર્ગ કે જે ફકત શાકાન્ન ઉપર રહે છે, તે લાંબા આયુષ્યને માટે જાણીતાં છે.

અપૂર્ણ

---

## ગાંજાની ગીરફતારી.

### ગઝલ કવ્વાલિ.

ગુમાવે ગાંડુ ગાંજામાં, બનેલી દેહ આ તાજી;
પીનારા ભિલ્લુઓ જાગ્યા, રહ્યા છે વ્યસનમાં રાજી.
ભરાયા રંગી મોવાલી, તડાકા મારતા પીને;
ચડાવી જીવ ચકડોળે, નીશામાં ડોલતા પાજી.
ગંજેરી ગોઠીયા ભેગા, ચુસે ચલમો બનાવીને;
દીવાના આપ મતલબીયા, નથી મરતા કદી લાજી.
બદનનું હીર બાળીને, દીએ પુંજી બધી ટાળી;
અક્કલના-દુસ્મનો એવા, ભલુ મનવે કહી હાજી.
ભરે છે ખેનમાં ઝુરી, પીડાઈ દેહના દર્દે;
કથી થાક્યા ઘણા કવિયો, પુરાણી પંડિતો કાજી.

ધોળકા ] જી. બી. પવાર.

---

## મદિરા–પાન ઉપર

## સખ્ત પ્રહાર.

લેખક–શ્રીયુત સ્નેહયોગી (ધુલીઆ)

જ્યારથી યૂરોપમાં પ્રચંડ યુદ્ધનો આરંભ થયો છે, તે દિવસથી એ દેશમાં મદિરા–પાનના ઘાતક પરિણામોનો પૂરેપૂરો અનુભવ જન–સમાજને થવા લાગ્યો છે. આવો અનુભવ તેઓને યુદ્ધની પૂર્વે કદાપિ થયો નહોતો. રૂશીયા, ફ્રાન્સ અને ગ્રેટબ્રિટન દરેક હવે પરીપૂર્ણ જ્ઞાત થઇ ગયા છે કે, મદિરાનો વ્યાપાર ધમધોકાર નિરંતર ચાલુ રહેવાથી લડાઇમાં અનેક તરેહના વિઘ્નો ઉપસ્થિત થયા કરે છે, રાષ્ટ્રીયતા ક્ષીણ થાય છે, અરે ધનનો દુરૂપયોગ થાય તે તો જુદોજ–મદિરા સેવનથી અગર તેના વ્યસનથી યુદ્ધ–સામગ્રી તથા અન્ય રાષ્ટ્રીય મહત્તા રાખવાવાળા કારખાનામાં કાર્ય કરનાર કાર્યવાહકો સમયનો દુરૂપયોગ કરવાવાળા, અનિયમનિષ્ઠ અને અવિશ્વાસી થઇ જાય છે—અર્થાત્ તેઓને ન તો સમયની કિમ્મત છે. નતો નિયમિતાના લાભની કદર છે, અગર તો ન વિશ્વાસ કરવા લાયક રહે છે. એટલુંજ નહિ બલ્કે, જે કારખાનામાં મદિરાના પૂજારીયો કામ કરે છે. તે બરાબર નતો સામાન બનાવી શકે છે, અને કદિ બનાવે છે, તોતે નિરૂપયોગી બનાવે છે. મદિરાની આદત મનુષ્યને બેભાન બનાવે છે, એને પશ્ચાત તે મારામારી, ખૂનાખૂની, આક્રમણ તથા અન્ય અપરાધો કરાવે છે. આ દાખલો કારખાનાના મદિરા ઉપાસીઓ માટે કહ્યો છે તેવાજ દાખલા ન્યાયાધિક પણે લશ્કરી નોકરોમાં તથા જીવન નિર્વાહના અન્યાન્ય માર્ગોનું અનુસરણ કરવાવાળા મનુષ્યોમાં પણ બનવા પામે છે. આવા અનેક વિઘ્નકારક દ્રષ્ટાંતોનો અનુભવ થવાથી ઉપરોક્ત દેશોના સભ્યોએ તથા અધિકારીઓએ મદિરા–પાનને

બનતા ઉપાયે કમની કરવાના ઉપાયો હાથપર લીધાં છે.—તેવા ઉપાયો અમલમાં મુકવા લાગ્યા છે.

રૂશીયા સરકારે પોતાના દેશમાં મદિરા બનાવવાનું તથા વેચાણ કરવાનું તેમજ મદિરા પિવાનું બંધ કરી દીધું છે. રૂશીઆમાં જે મદિરા બને છે તે મદિરાને આપણા લોકો 'વોદકા (vodka) નામે ઓળખે છે. વોદકાનો અર્થ હલકુ પાણી એવો થાય છે વોદકા એક હલકા પ્રકારનો તીવ્ર મદિરા છે, અને તેની બનાવટ રાઇ નામના અનાજમાંથી અગર આલુમાંથી થાય છે. વોદકા નામના મદિરામાં દર સાલ રૂશીયાના દોઢ અબજ રૂપીયા ખર્ચ થતો હતો. તે હવે રૂશીયામાં દોઢ અબજ રૂપીયાનો બચાવ થશે. અર્થાત્ રૂશિયાની પ્રજા દર સાલ દોઢ અબજ રૂપીયાનો દારૂ પીતી હતી તે હવે બંધ થવાથી સદરહુ રકમ બચત રહેશે. રૂશીયાના ભૂતપૂર્વ મહારાજા ઝારે જ્યારે વોદકા નામના મદિરાને દેશ નિકાલ કરવાનું—મદિરા પીવો નહિ એવી—રીતનું આજ્ઞા પત્ર કહાડી તે ઉપર પોતાની સહી કરી તે સમયે તેઓશીના મગજમાં ઘણી સારી ઠસી ગયું હતું કે, મદિરા—પાન બંધ કરવાનું આજ્ઞા પત્ર કહાડી પોતે પોતાની પ્રજાનું કલ્યાણ કરે છે. આથી પોતાના સામ્રાજ્યનીજ અભિવૃદ્ધિ કરે છે. અને એટલા માટેજ કહેવાય છે કે, તે-આજ્ઞા પત્ર કહાડી તેના ઉપર સહી કરતાં રાજ્યની ઉપજમાં લાભ યા હાનિનો કંઇ પણ વિચાર કર્યાં સિવાય એકદમ સહી કરવામાં આવી હતી. સારાંશ કે તે આજ્ઞા પત્રિકા ઉપર પકકા નિશ્ચયથી સહી કરવામાં આવી હતી.

પ્રથમ રૂશીયાની પ્રજા પોતાના દેશની વૃદ્ધિના નિમિત્તે મદિરા-પાન કરતી હતી. પરંતુ અત્યારે તિરસ્કારયુક્ત વચનોથી મદિરાનો નિષેધ કરવામાં આવ્યો છે. આવા નિષેધથી પામ્યો હતો. અર્થાત્ રૂશીઆની એક કલમ હલાવાથીજ ત્યાંજ જબરજસ્ત ક્રાન્તિ થવા પામી હતી.

ફ્રાન્સ સરકાર પણ પોતાના રાજ્યમાં બનતો એક પ્રકારનો દારૂ તદન બંધ કરી દીધો છે. લડાઇની પહેલાં ફ્રાન્સની તમામ વ્યક્તિઓ - સ્ત્રી પુરૂષો - તે મદિરાનું સેવન કરતાં હતાં. ચિકિત્સક તથા ઔષધ-શાસ્ત્રીઓ ફ્રાન્સમાં બનતા મદિરાને - તેજ નામના ઝેરી પદાર્થ તરીકે પિછાણતા હતા. અર્થાત્ તેઓનું માનવું એવું હતું કે, તે મદિરા સૌ કરતાં વધારે ઝેરી છે. ફ્રાન્સની દેશભક્ત વ્યક્તિઓએ આ બાબતની ચર્ચા ઉઠાવી હતી કે પોતાની ચર્ચાથી પોતાના દેશબન્ધુઓ આ વિષપાનથી બચી શકે, પરંતુ તેમાં તેઓને પરીપૂર્ણ સફલતા મળી નહોતી. ફ્રાન્સની રૈયત ઉપરોક્ત પ્રથાનો વિરોધ કર્યાં સિવાય મદિરા પાનમાં ઘણા દ્રવ્યનો વ્યય કરવા લાગી હતી પરંતુ હવે ફ્રાન્સમાં મદિરા-પાનનો તદન નિષેધ થઇ ગયો છે. આજાયબ જેવી વાત છે કે અત્યારે ફ્રાન્સના લોક કેવી રીતે મદિરા સિવાય પોતાના મન સંતુષ્ટ કરે છે, તે ઉપર ખરેખર ધ્યાન દેવા યોગ્ય છે. ફ્રાન્સમાં યુદ્ધારંભ પછી કેટલાક દિવસે આ નિષેધ નિયમ પ્રચલિત થવા પામ્યો હતો. અર્વાચિન ફ્રાન્સમાં તે મદિરાને કાઇ હાથ સરખો પણ લગાડી શકતું નથી. કબુલ કરવું પડે છે કે સ્ફોટક સામગ્રીના કારખાનાઓમાં તેનો ઉપયોગ હજુ પણ કરવામાં આવે છે! ફ્રાન્સ સરકાર એક હુકમ કહાડી અન્ય માદક પદાર્થોનો નિષેધ કરવાનો પ્રયત્ન કરી રહેલ છે. આશા નહિ-બલ્કે વિશ્વાસ રાખવામાં આવે છે કે, તેઓશ્રીનો આ પ્રયત્ન સફળ નિવડશે.

હજુસુધી ગ્રેટ બ્રિટન આ વિષે વિશેષ જાગૃત થયું નહોતું અત્યારે કાંઇક કાંઇક જાગૃત થવા લાગ્યું છે તો પણ અત્રેની સરકારે

કરેલી નથી તેમજ કોઇપણ જગાએ મદિરા લાવવો નહિ તેમજ પિવો પણ નહિ અને વેચવો પણ નહિ આવી રીતનો પ્રતિબંધ કર્યો નથી. તો પણ લડાઇ પહેલાં મહારાજા પાંચમા જ્યોર્જે પ્રતિજ્ઞા કરી છે કે, જ્યાં સુધી રણ સંગ્રામ ચાલુ રહે ત્યાં સુધી પોતાના કુટુંબમાં મંદિરાનો ગંધ પણ ન આવવા દેવો. સ્વર્ગવાસી લોર્ડ કિચનરે પણ તેજ દિવસે એજ પ્રકારની પ્રતિજ્ઞા લીધી હતી. આ વખતે તેઓ લડાઇ ખાતાના પ્રધાન હતા. હજુ પણ ગ્રેટ બ્રિટન સરકાર મદિરા-નિષેધ માટે તદ્દન શાન્ત તો નથી. તેઓશ્રીએ તેજ મદિરા પર પોતાની જગાત વધારેલી છે, ઝેરી અતિ માદક-મદિરાનું ખર્ચ કમતી કરવાની બાબતમાં કાયદાઓ કરી દીધેલા છે. લડાઇ પહેલાં ઇંગ્લાંડના મદિરા ગૃહો જેટલો સમય ઉઘાડા રાખવામાં આવતાં તે અત્યારે રહેવા પામતાં નથી-અત્યારે તો ફક્ત પહેલાના વખત કરતાં અરધો સમય તે ખુલ્લા રાખવાની છૂટ આપેલી છે, અને તેમાં વળી ઠરાવેલા સમય કરતાં બે-અઢી કલાક અગાઉ મદિરા-ગૃહોબંધ કરાવામાં આવે છે કે, અડધી રાત સુધી લોક મદિરા પાન કરવા પામે નહિ. લડાઇ અગાઉ અત્રેના લોક રાતના બાર બાર વગ્યા સુધી મદિરા ગૃહો ઉપર ભીડ મચાવી રહેતા હતા કોઇ પણ વ્યક્તિ બીજી વ્યક્તિને માટે મદિરા ખરીદી શક્તો નથી-ગમે તેવો નિકટનો સમ્બન્ધિ તે કેમ ન હોય! ગમે તો મોટા લોકોના વિશ્રામ-ગૃહ (clubs) ગમે તો હલકા પ્રકારના ભોજનાલય અને દુકાનો, ગમે તો નાટ્ય-મંદિર તથા પ્રમોદ—ભવન, અગર ગમે તો નાંની નાંની દુકાનો, દરેકને આ નિયમ સમભાવે લાગુ પાડવામાં આવેલ છે. સિપાઇઓના નિવાસસ્થાન અને રણસંગ્રામની સાગ્રીનાં કારખાનાઓ નજદીકની મદિરાની દુકાનો ઉપર તો એથી પણ કડક રીતે આ કાયદાનો અમલ કરવામાં આવે છે.

ઉપરોક્ત કાયદાઓથી દેશનું થોડું ઘણું પણ હિત-સાધન અવશ્ય થવા પામેલ છે. પરંતુ દેશહિતેચ્છુઓનાં મનનું સમાધાન આટલેથી થાય તેમ તો નજ કહેવાય. તમો અહિંઆં ગમે તે ગલીમાં, ટ્રામગાડીમાં, સાર્વજનિક સ્થાનમાં હવે જઇને જોશો તો કોઇ પણ મનુષ્ય મદિરામાં ગકચુર થયેલો તમને મળશે નહિ. અત્યારે યુદ્ધ-સામગ્રી તૈયાર કરવા વાળા કારખાનામાં કામ કરનારાઓની ગેરહાજરી કે શિકાયત સાંભળવામાં તમને આવશે નહિ. તેમજ તેઓના અનિયમિત પણાની કે કામની ફરીયાદ જરા પણ આવશે નહિ.

લડાઇના પહેલાંજ ગ્રેટબ્રિટનમાં મદિરાનો શોખ કમતી થવા લાગ્યો હતો. વીસ, ત્રીસ કે પચાસ વર્ષ પહેલાંની અપેક્ષા તો અત્યારે ઘણીખરી અહિંસા મદિરા-પાનની કમતી થઇ ગઇ હતી. મદ્યપાન નિષેધકના આન્દોલનોએ ઘણી વ્યક્તિઓને મદિરાંના કટ્ટા દુસ્મન બનાવી મુક્યા છે કેટલાએક લોક અત્યારે મદિરાને અડક્તા પણ નથી. તેમજ કેટલાક લોકોએ મદિરા-મિશ્રણ દવાનો પણ ત્યાગ કરેલો છે, અને તેથી કરીને ઘણા ચિકિત્સકોને પોતાના નુસખામાં ફેરફાર કરવો પડે છે. કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ તો એટલે સુધીનો પ્રતિબંધ કરેલ છે કે, ઉત્સવોમાં પણ મદિરાનો ઉપયોગ કરવા દેવો નહિં. કોઇપણ સારા કાર્યમાં પણ મદિરાનો ઘણોજ કમતી ઉપયોગ કરવામાં. આવે છે. પરલોક વાસી મહારાજા સાતમા એડ્વર્ડનું પણ એવુંજ કહેવું હતું કે, મ્હારી પ્રજામાં મારા મંગળ કાર્ય બાદ કેવળ પાણી પીએ. શરૂઆતથીજ અહિંની જન-સમાજનો નિશ્ચય દૃઢ કરવાનો સતત પ્રયત્ન કરવામાં આવ્યો છે કે, મદિરા-પાન તે દેશનો મહાન શત્રુ છે.

આવી રીતનો મહા ભગીરથ પ્રયત્ન કરવા છતાં પણ મદિરા-ગૃહમાં દારૂડીઆની સંખ્યામાં કંઇપણ ઘટાડો થયેલો જોવામાં આવતો,

નથી-જ્યારે ને ત્યારે તે સરાબખાનાઓની ભીડ કાયમ જોવામાં આવે છે. જો કે મદિરા-ગૃહના ઉઘાડવા બંધ કરવાના વખતમાં બેહદ ઘટાડો કરવામાં આવ્યો છે, પરંતુ તેના વેચાણમાં એક શિલિંગ પાઇનો પણ ઘટાડો થવા પામ્યો નથી. ભિન્ન ભિન્ન હોટેલોમાં—ભોજનાલયોમાં જ્યાં ધનવાન અને ગરિબ સ્થિતિના મનુષ્યોની હરનિશની આવજા થાય છે, ત્યાં વાઇન અને સ્પિરિટના બાટલાઓ જથ્થાબંધ ધકેલવામાં આવે છે. આવી હોટેલો તથા ભોજનાલયોને પણ મદિરા ગૃહનો સમયનો કાયદો લાગુ પાડવામાં આવેલો છે તોપણ ગત સાલમાં ૨,૪૭,૫૦,૦૦,૦૦૦ કરતાં વધુ રકમ પણ દારૂના વ્યયમાં ખર્ચ થઇ હતી. આવી જબરી રકમ દારૂ જેવાં માદક-પીણાંમાં સ્વાહા થઇ જતાં કંઇપણ આશ્ચર્ય નથી લાગતું? અર્વાચીનની ભયંકર લડાઇમાં દરરોજ આઠ કરોડ રૂપીયાનું ખર્ચ થાય છે, ત્યાં મદિરા જેવા માદક પદાર્થમાં લગભગ અડધી અબજ જેટલી રકમનો દુરૂપયોગ થાય છે તે કેટલું શોચનીય કહેવાય? આવા પ્રકારના ધન-ક્ષય સામે દેશ-હિતેચ્છુ દુરદર્શી નેતાઓનો ગાઢો સમ્બન્ધ છે. * (અપૂર્ણ)

## ગાંજાની ગીરફતારી.

ભલે પીજો ભરી ગાંજો, તમારૂં શુરૂં કરવાને,
ભલે પીજો ભરી ગાંજો, મદનનું દુર કરવાને.
ભલે પીજો ભરી ગાંજો, સુખાની દેહ મરવાને;
ભલે પીજો ભરી ગાંજો, નીશામાં નીત્ત ભાગવાને.
ભલે પીજો ભરી ગાંજો, પીતાનું નામ ખોવાને;
ભલે પીજો ભરી ગાંજો, બદન ધુળમાં રોળાવાને.
ભલે પીજો ભરી ગાંજો, મગજ છાની બગાડવાને;
ભલે પીજો ભરી ગાંજો ભલા દુઃખ જમાવાને,

છ. બી, પવાર. ધોળકા

* હિંદી 'સરસ્વતિ'માંથી અનુવાદ

## જાપાન અને હિંદુસ્તાન.

( લેખક-દફતરી નંદલાલ વનેચંદ ધોરાજી )

આપણો દેશ હુન્નરકળામાં બીજા દેશો કરતાં કેટલો બધો પાછળ છે તે નીચેના મુકાબલાથી માલુમ પડશે.

જાપાન દેશમાં સેંકડે સત્તર ટકા જમીન વાવેતર કર્યા વિનાની પડતર રાખવામાં આવે છે. અને તેનો ઉપયોગ જંગલને માટે કરવામાં આવે છે. જાપાની લોકોને જંગલ સુરક્ષિત રાખવાનો બહુજ શોખ હોય છે. એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે જાતિય સંપતિની વૃદ્ધિ માટે વન વિજ્ઞાનના સિદ્ધાંતાનુસાર જંગલોનો પ્રબંધ કરવો જોઇએ.

સને ૧૯૧૦માં જાપાનમાં ૨૮૬૮૦ એકર રાજ્યનું જંગલ હતું. ૬૫૨૧૪૦૮૫ એકર રાજાનું પોતાનું જંગલ હતું અને ૨૦૮૩૩૧૭ એકર વિશેષ વ્યક્તીઓ મ્યુનિસિપાલીટીઓ અને ધર્માદા સંસ્થાઓનું જંગલ હતું. આમ રાજાના જંગલમાંથી ૭૧૦૦,૦૦,૦, પૌંડનો ફાયદો થાય છે. રાજાને પોતાને પોતાના જંગલોનો ૬૫૦૦૦૦૦ પૌંડનો ફાયદો થાય છે. અને બીજા પ્રકારના જંગલોમાંથી પાંચ વરસમાં સેંકડે ૬૦ ટકા ફાયદો થય છે.

જાપાને પોતાની પ્રાચીન કારીગરીનું રક્ષણ કરી હુન્નરની ઉન્નતિ માટે ઘણું કર્યું છે, નવી નવી કારીગરીઓનો ફેલાવો કરવામાં કચાશ રાખી નથી, રેશમના કીડા ઉછેરવાનું કામ કે જેમાં ૨૦૦,૦૦,૦૦, કુટુંબો રોકાયા છે અને તે કામ ઘણા મોટા પાયા પર ચાલે છે તેમાંથી ઉત્પન્ન થતું રેશમ વણવા માટે જાપાનમાં પાંચ છ લાખ ઘરોમાં આઠ દસ લાખ આદમીઓ કામે લાગે છે આ કામ માટે ઓરડામાં ઓછી દશ લાખ સાળો ચાલે છે. કાગળ બનાવવા માટે ૫૦ હજાર કારખાનામાં

અને ઘરોમાં લગભગ એક લાખ એંશી હજાર માણસો કામ કરી રહ્યા છે. ચટાઈઓ અને ટોપલીઓ બનાવવાનું કામ વિશેષ કરી જે જાપાની લોક ઘરમાંજ કરે છે જે કારખાનાં ચાલે છે તે બધાં ઘરમાં કામ કરનારાઓને સહાય કરવા માટે છે. આને માટે આશરે અઢી લાખ માણસો કામ કરી રહ્યાં છે અને કંઈ નહીં તો લગભગ પંચ લાખ પૌંડ પ્રતિ વર્ષે કમાઈ શકે છે

પૂર્વે વિજળી અગર વરાળથી ચાલતાં કારખાનાં જાપાનમાં બીલકુલ નહોતાં પરંતુ છેલ્લાં પચાશ વર્ષમાં ઉદ્યોગ ધંધાની આ શાખાની ઉન્નતિ અદ્ભુત રીતે વધી ગઈ છે. સને ૧૯૧૨માં ૪૬૦૦ કારખાનાઓમાં સાંચાથી કપડા વણવાનું કામ થતું હતું. ૧૧૭૫ કારખાનાં સાંચા કામ અને લોખંડની વસ્તુઓ તૈયાર કરતાં હતાં અને પરચુરણ ચીજો તૈયાર કરવાનાં કારખાનાં ૧૨૯૧ હતાં. છપાઈનું કામ, કાગળ બનાવવાનું, ચામડાનું અને એવાં બીજા અનેક કામો કરવાનાં કારખાનાઓ પણ સંખ્યા બંધ હતા એકંદર વીજળીક બળથી ચાલતાં ૬૨૫૦ કારખાનામાં ૮૦૦૬૦૦ પુરૂષો તથા સ્ત્રીઓ કામ કરતાં હતાં. આ કારખાનાનાં સાંચા કામ ચલાવવા ૨૩૦૦૦૦ હોર્સ પાવર ખરચાતી હતી. જાપાનના વેપારનું અનુમાન એટલા ઉપરથી થઈ શકે છે કે સન ૧૯૧૦ માં ૪૫૮૪૨૮૯૦ પૌંડનો માલ દેશમાંથી બહાર મોકલવામાં આવ્યો અને ૯૨૨૬૨૨૮૦ પૌંડનો માલ બહારથી જાપાનમાં લાવવામાં આવ્યો હતો.

સને ૧૯૧૦માં ખુદ જાપાનમાં ૯૫૭૫ ખાણો હતી અને તે ૨૦૫૮૧૩૨ એકર જમીનમાં ફેલાએલી હોઈ તેમાં ત્રણ લાખ મજુરો કામ કરતાં હતાં, તેને જોડીને ૧૩૦૦ માઈલ રેલથી ચાલનારા ટ્રામો હતી અને તેલ વિગેરે લઈ જવા માટે પંપ નાખવામાં આવ્યા હતાં તે સાલમાં કાઢવામાં આવેલાં ખનીજ પદાર્થોની ઉપજ ૧૬૫૨૮૪૦ પૌંડ થઈ હતી. ખાણોનું મહત્વ નમાં કેટલું છે તે એટલા ઉપરથી કે ગંધક પેદા કરનાર તરીકે આખી દુનિયાં બધા દેશોમાં જાપાનનો નંબર બીજો માચીનું લેસ બનાવવામાં તેનો નંબર [illegible] છે. સન ૧૯૦૫ થી કોલસાની બાબતમાં તેનો નંબર આઠમો છે. આવી રીતે જાપાનની આશ્ચર્યજનક ઉન્નતિ સાથે આપણા દેશનો મુકાબલો કરવાથી સહજ માલુમ પડે છે કે તે માંહેનો કોઈ પણ ભાગનો હુન્નર હિંદુસ્તાનમાં નથી એમ કહીએ તો ચાલે. આ શું ઓછું શોચનિય છે.

## નેપોલિયનના વિચાર.

યોદ્ધાઓનું ધર્મ યુદ્ધ છે. જેથી તે અધર્મી નથી લોક જેને ધર્મ કહે છે તે તો [illegible] તથા પુરોહિતનો વ્યાપાર છે. હું જ્યારે જે દેશનું શાસન કરું છું, ત્યારે તે દેશનો ધર્મ તે મારો ધર્મ છે. હું ફ્રાંસમાં રોમન કેથોલિક છું. અને મિસરમાં મુસલમાન છું. જો કદી યાહુદીઓનું શાસન મારા હાથમાં આવે તો સુલેમાનનું તૂટેલું મંદિર ફરીથી બનાવીશ.

મનુષ્ય જાતિના હૃદય પર જે કંઈ સ્મૃતિ રાખવામાં આવે તેજ અમરતા છે. જેના દ્વારા કંઈ કાર્ય સિદ્ધિની સમભાવના હોય છે, તેની સાથે રાજા પ્રેમ કરે છે. જ્યારે એ સંભાવના મટી જાય છે ત્યારે પ્રેમ નથી રહેતો.

ભાઈની ઇષ્ટ ચેષ્ટા કરતાં શત્રુની અનિષ્ટ ચેષ્ટા સારી છે.

દેશોમાં બુદ્ધિમાનોની કમી નથી. એમને યોગ્યતાનુસાર સ્થાન આપવું એજ સુવ્યવસ્થા છે. ગાડી હાંકનાર મંત્રીમંડળનાં સંમતિ આપી શકે તેમજ મંત્રી [illegible] સુવ્યવસ્થા થાય છે.

હોવો જોઇએ. અને તે ચમત્કારને લીધે મારી પ્યારી ઘડીકમાં સરી જાય છે અને પાછી તુરત આ તેનાં "જાને-મન," સારૂ જીવતો થાય છે. મને આ વિચાર આવતાં તેના પ્રત્યે અત્યંત સ્નેહ ઉભરાયો અને ટેલીફોનના ભુંગળાંમાં બે પાંચ સાત ચુંબનો કરી પાડયાં. મારી વ્હાલીના કાને જઇ ખરે પણ આશું ? ચુંબનના ચુચકારા તો ઠેઠ ચડયા. અને તર્તજ સામેથી પ્રત્યુત્તર આવ્યો.

"એ ચુચુક ચુછુક કઇ મારી શોખીન સાથે કરો છો ?"

મીસીસ પુરાં ખીજ્યાં, હવે પુરી કમબખ્તી ! જરૂર કઇ ઉંધું ચત્તું સમજી ગઇ, એમ જાણી મેં ટાઢાં આપવાં શરૂ કર્યાં:—ના, વ્હાલી ! અહીંઆં તો કોઇ તારા જેવી એક પણ પરી નથી. એ તો તારા શબ્દની તાલાવેલીથી આ ટેલીફોનના ભુંગળાંપર ચુચકારા બોલ્યા છે."

"હઃ હઃ હું જાણું છું. બધું જાણુતી છું. મને પણ સમજાતાં બહુ આવડે છે. સમજ્યાને! પણ એ રાંડને તો ચોટલો પકડીને ધુણાવી નાંખીશ."

"જો એવું ના કહેતી. અહીંઆં તો કોઇ નથી. આ તારો વ્હાલો એકલો એકલો બેસી સીગારેટના ધુમાડા કાઢતો હતો અને જરા આરામ ચેરપર લોટી ગયો હતો. અને હમણાં તું મારી વ્હાલી સાથ વાતે વળ્યો છું."

"ના ના' મને લાગે છે કે કંઇ દાળમાં કાળું છે."

"જો એવું ના કહીશ. શું એવો નકામો સવારે બકબક કર્યા કરે છે? ચાલ. માંડીવાળ તારૂં સત્ય ભાખાનું રેસાણું! અને લલકાર—

જરા કદ્દે દો સાંવરીયાસે આયાં કરે
દીલે શયદાન જાની જલાયા કરે-કોઇ કહેદો-
આયાં કરે મન ભાયા કરે..........

.............

એવી કોઇ મધુર રાગણી ચલાવ કે મને બસ. આરામ દિલ રહેના!"

"અરે, આજે આ ધતીંગ શું લઇ બેઠા. મને લાગે છે કે આજે તમે ખુબ હસવું જણાય છે! તમે ઘેર તો આવો, આજ એવું તો "પણ" લેવાડું કે આખો અવ-સુધરી જાય !"

"હઃ હાં, સારૂ, તું ગમે તેમ બોલતી બબકતી હોય પણ મારા દીલમાં તો એજ છે કે વ્હાલી, સુણાવ. સુણાવ, તારા મીઠડા ટહુકાની લલકાર ચલાવ!"

"જુઓ, પછી હું ખીજવાઈ જવાની છું હઃ. સીધા સીધા ઘેર આવો, પછી તમને બધું સુણાવું છું."

"ના, ના પ્યારી સુરત, મેનમાની સુરત, મારી દાનાઇ ભરેલી દીલબર, આ ટેલીફોન-માંજ એક ચલની ચલાવ! જરા જોતો ખરી, ટેલીફોનમાં અવાજ કેવો મીઠો મીઠો લાગે છે. જાણે ફોનોગ્રાફની એકાદ ચુડી (રેકાર્ડ) ચાલતી હોયની!! ચલાવ, ચલાવ, ઓ મારી ફોનોગ્રાફની ચુડી! ચલાવ તારૂં ગુલગુલી ગાનું સુણાવ."

"મૂઇ ચુડી થતી હું! તમારે માટે તો ચુડી નહીં પણ ચુડેલ જોઇએ ત્યારેજ તમારો જેવો અબખરો ગેડીગામ! જવાબે પહોંચી જાય."

"વાહ, પણ તું નહીંજ બોલવાની કે ? જો હું તને સાફ સાફ કહી દઉં છું કે બોલ! નહીં તો પાછી વિવાહનું બારણું થયું સમજી લેજે! તારાં ગુલબદન ગુલે ગુલાબ સરખાં તન બદનપર આ-જાન કુરબાન છે, ત્યાં સુધી તને વ્હાલી, પ્યારી, જાન, વીગેરે સમ્બોધી મીઠું મનાઉં છું. નહીંતર તારા હાલ હવાલ કોઇ જુદાજ હોત, વ્હાલી જરા માની જાઓ!

"પણ તમોને ના કોણ કહેતું છે? મારા પિયરના વાડીલાલજીને બાવાથી ના પણ કહેવાય ખરી કે ! તમે ઘેર તો આવો. ગિરિશલાલના ચેલા, અને મારા લાડલા પિયુજી? પધારો ઘેર, પછી ઉડાડીએ લ્હેર!"

"વ્હાલી મારી, તું ડાહી તો ઘણી હોં કે! હું હમણાંજ આવ્યો છું! આપણી મોટરગાડી હમણાંજ આવશે, કે પછી આ તારો એકનોએક જાનીસાર તેમાં ચઢી બેસતાં વાર નથી કરવાનો પણ એટલીવારમાં તું અધીરી ના થઇ જતી હં કે!"

"વારૂં આવો તમારા નામના ઢંઢેરા ફેરવું છું. અરે, પણ આ હમણાંજ પેલા પેસ્તનજી દારૂ વાળાનું ચાલુ માસનું બીલ રૂા. ૧૨૭૫) નું આવ્યું છે તે એટલું બધું ક્યાંથી થયું? કયા કીકાના લગન વેરામાં વાપર્યું?

"હા, રે હા. તું ચુકવી દેજે! એ જો એને ચુકવવામાં વિલંબ ન કરતી!"

"અરે, પણ થોડું ને ઘણું રૂા. ૧૨૭૫) નું બીલ? તમને તે શું કહું જાણે? આમને-આમ બધું ગુમાવવાના! છતે રોટલે છોકરાં રડાવવાના. તમારાં લક્ષણ હવે તો કંઇ તજો?"

"ચાલ બેસ, વળી પાછી વિફરી કે?

"હું તો વિફરીએ નથી ને ચિફરીએ નથી, પણ એટલું બધું કયા મહેમાનની મહેમાનગીરીમાં ઉડાવ્યું. કેટલાક ગઠ્ઠીઆ સાથે મરેલા છે?"

"ચાલ છોડ તારી લવરી! તું શું સમજે? પેસ્તનજી કાકાને ત્યાં જઇએ તો પ્રથમ આવકારમાં માનપાન મળે, બીજી સરભરા મદિરાની થાય અને છેલ્લે બહાર નીકળી, કોઇ અણમોલી મોજ ભોગવાય. આ બધી લ્હેજત કોનાં કરમમાં લખાયલી હોય! ભાગ્યવાન સિવાય આટલો બધો દામદમામ ભપકો અને લખ લુંટ ખર્ચો કોણ અભાગી કરી શકે? બહારમાં કેટલી ઇજ્જત પડે? જેમ આપણાં ખરચા પાણી વધારે તેમ માન-મરતબાના પોકારો વધે. ! તને આ વાતની ખબર નથી તો પછી નકામી તડપીચ શાની કરી રહી છે? તારે તો નથી દેવા પડના? તારા બાપદાદાએ થોડીજ પોટલી બંધાવી આપી છે? પેદા કરવાવાળો અને વાપરવાવાળો, આ તારો પાંચ હથ્થો જુવાન પડ્યો છે, પછી તારે એટલી બધી લાપરી કરવાનું કંઇ પ્રયોજન?" "થાકયાં ને હાર્યાં સમારાથી."

આ છણછણાટ ભરેલા જવાબથી મને જરા તાનો લાગ્યો, અને એક ઓડંટ ખેંચી કાઢી. પણ અરે, પ્રાણ પ્રિયાના ગુલાબી ગાલ પર મારાં આંગળાંના લીસોટા પડવા જોઇએ, તેને બદલે આ તો મારો હાથ ઝોલાતાં મને સમજ આવી કે મેં, મદિરા રાજાના ફરમાનથી ટેલિફોનના ભુંગળાંપર થપ્પડ લગાવી હતી. કિન્તુ તેથી મારૂં મગજ ઇલેક્ટ્રીક બેટરી ગોઠવી હોય તેમ ફુલટું ફુલ પાવર ચાલવા માંડ્યું:- ગુપકુ, નાફરમાન, બેકદર ગદ્ધી! તારી લુલી દહાડે દહાડે લંબાતી જાય કે?

"જાણ્યું જાણ્યું, હવે જરા ડાહ્યા ડમરા બનો. મારાથી તો આ તમારા બટવેડા ન સહન થાય! આ બધું બકો છો તે તમે નથી બોલતા, પણ તમારા પેટમાં પડેલા મદિરાજીની મસ્તી છે."

"તારી બધી લપ્પન છપ્પન અને માથા ફોડ રહેવા દે તને તે દિવસે એક કટોરી ભર લેવાને કહ્યું. રે આટલો આટલો આગ્રહ કર્યો, પણ તારા દિલમાં ન વસ્યું, એટલે પછી તને એની રેસદાર લ્હેજતની શી ખબર મારી નાજની!!"

"છીઃ છીઃ જોઇ લ્હેજત! કેટલી વખત તો લુગડાંના લચકા કરીને આવ્યા અને કંઇ કેટલી વખત તો પેલી રાંડ મૂઇ ફીગીયાંજાનના પેટ ભર્યાં. પછી એનાથી તે કેટલીક લ્હેજત હોય વારૂ!! વાહ, તમારી લ્હેજતને પંદ શું કહું? જાણે એવાં બતરડાં આવે છે કે એ મદિરાને તો આખા હિન્દુસ્તાનમાંથી દેશનિકાલ કરૂં?"

"વારૂ વારૂ, દેશનિકાલ કરજે હો કે? પણ તેને ક્યાં મોકલશે, આન્દામાન કે? ગભરાની રખે! હું પણ તેમાં તને મદદ લાગીશ, પણ હેં - હેં! વ્હાલી, જો તું વિક્ટોરીઆની ગાડી પર ચઢી બેસીને ઢંઢેરો પીટે, તોપણું તારૂં ટકુ ન ચાલે સમજી

કે ? ! કેમકે એના મોજમઝા કંઇ તારા જેવા આ ભડછેટ સાભવાંવાળાને થોડીજ મળવાની છે ? ચાલ, હું ફ્રેમણાં આવો હું ! પછી બધું નિરાંતે બોલીશું અને સાંભળીશું અત્યારે તો—

"મને આવે છે ફેર, ઢુંઢે મારું મન હો સખી !"

તેમ મારું મગજ તારી વાતનાં ટહુકારથી ચક્કર ભમ્મર ચાક ફરી રહ્યું છે. "આટલું બોલતાં અને વાતનું અંતિમ લાવતાં વ્હાલીને 'કીસ' યાને ચુમ્બન કિંવા બોકી કરવાને મારું મન તલપાપડતા ધરાવતું હતું જેથી ટેલીફોનનાં ભુંગળામાં એક જોરથી ડાકું આર્યું. મારું કમનસીબ, અરે ભાગ્યવાન કે દાંત પડતાં પડતાં બચી ગયો. મને જરા તમ્મર આવી ગયાં અને હાથમાંનું ભુંગળું ધબાક દઇને નીચે લટકી પડયું આરામચેર નજીકમાંજ હતી બેટલે તે પર ગબડતાં ગબડતાં મે મારું આશન લીધું. અને મારા કસન નોકરને હાંક મારીઃ—અલ્યા કહના ! અરે, ઓ કસન ! ક્યાં મરવા પડયો ? જરા અહીં આવતો ! ને, તબે-લાખાંથી મોટર લાવવાનું કહી દે

"મારા ભીડભંજન કસને મને જરા આરામ લેવા પોઢાડી દીધો. અને તરત મોટર ડ્રાઇવરને ખબર આપવા દોડયો. કારણ મારો કસન મોટરકારનો બહુ શોખીન હતો. તેણે બાપ જનમમાં પણ મોટરકાર કેવી થાય તે જોઇ ન હતી. આજ એ ત્રણ મહીના ઉપર જ્યારે હું એને ખૂણે ખાંચરેના એક નાના ગામના દુષ્કાળવાડામાંથી ખેંચી લાવ્યો, ત્યારે તો છેક અનઘડ અને રાની ગોવાળીઆ જેવો હતો. જ્યારે પહેલ વહેલો મારી સાથે સુરત નગરીમાં પ્રવેશ કીધો ત્યારે તો, એ છેક બાહુક બની ગયો હતો. જ્યારે મારી સાથે મોટરકારમાં બેસે છે ત્યારે તો એટલો બધો દરખાસ છે કે જો કોઇએ છુપા કેમારાથી એનો ફોટો ઉતારી લીધો હોય, તો રમુજી પીકચરની પીકરીથી ફોટો ઉઠાવનારને ઘેર ના, ટંકશાળ ભરાય.

વાંચનાર અજીજ ! જો તમારે તાલેવંત થવું હોય તો પધારજો. કસનજી, તે મારો તબેલામાં ધૂરો છે. અત્યારેજ મોટર આવશે અને આ નામવર સંગાથે એ મારો રમુજી કસન ભ્યાં ભ્યાં માં બેસીને બહાર નીકળશે. એ વખત સાંધી તમો તમારો કેમેરો ચલાવી લેજો કે બસ આબાદ પૈસાદાર ! !

મોટરકાર આવતાંજ મારા કસને મને વરદી આપી, પણ હું મહિરારાજ સાથે બાથબાથીમાં ચકચુર હતો એટલે કસને કંઇ સહેલસુત્રે અને મોટર સુધી લઇ જાય તેમ નહોતું. તેણે મને ખુબ ઢંઢોળ્યો. હું તેનો શેઠ હતો એટલે બચ્યો. અગર જો કોઇ બાહીર હોત તો જરૂર મારો કસન તેને બોખરો કરી સાલપાંસળી જુદી કરી નાંખતે, તેમાં કંઇ નવાઇ નહોતી. તેણે મને ખભાનું ટેકણ આપ્યું એટલે આપણે શ્રી અર્ધા ઘસડાતા ને કંઈ કંઈ પગ ઉઠાવતા મોટર પાસે જઇ પહોંચ્યા. હું તો મોટરમાં બેસતાંજ ખૂણો પકડીને ખુમારી માંહે ખુમારીમાં પડી રહ્યો, પણ મારો કસન ! અરે તેણે તો મોટરનાં પગથીઆં પર પગ મુકતાંજ પોતાનું હાસ્ય વાજીંત્ર પુરેપુરૂં સુરમાં છોડી મુક્યું. જાણે હાસ્યની ખાણ મોટરમાંજ જડી લી હોય-કે ! !

"શેઠ સાહેબ, મોટર કઇ તરફ વાળું" મારા ડ્રાઇવરે નમ્રતા ભરી અદા વાપરી શબ્દો ચ્ચાર કર્યો.

મેં આંખ ઉઘાડી ઉત્તર આપ્યોઃ—"ક્યાં તું મને શું કામે પુછે છે, લઇ જા કોમીશ જાનને ત્યાં !"

મારા કસને જાણ્યું કે આતો ઠીક ન થયુ મારા શેઠે કાચું કાપ્યું, કોમીશ જાનનું ઘર છે નજીક, એટલે એક બે મિનિટમાં તો મોટર ત્યાં ઉતારી નાંખવાની એમ સમજી તેણે ડ્રાઇવરના કાન ફુંક્યા અને મોટર છુટી. જેમ જેમ

મોટર વેગ વધતો, તેમ તેમ મારા હસનનો હુંકારો પણ મ સંગાતો. જરાવારમાં તો અમે હોપપુલ પસાર કરી સુરતનું નાકું છોડી દીધું. અમે રાંદેરના રસ્તે વળ્યા હતા. રસ્તો પણ એવો ટકોરાબંધ હતો કે મારો હસન, જેમ મોરલીપર સર્પ ધુમવા લાગ્યો. હવે મારામાં જરા ચેતન આવવા માંડ્યું હતું. હું જ્યારે વધુ શુદ્ધિમાં આવ્યો અને જોઉં છું તો કીમીયાં જાનને બદલે આ તો ઓલપાડની ઝાંખી થઇ. મેં ડ્રાઇવરને પૂછ્યું:-અહયા ક્યાં ?

"હસને કહ્યું ત્યાં" ડ્રાઇવરે જવાબ આપ્યો

"પણ તને શું બ્રાહ્મણું ?"

"મને હસને કહ્યું કે શેઠ તો અત્યારે ગમે તેમ કહે, પણ આપણે પેલા ઓલપાડવાળા માણેકચંદ પાસે લેણા રૂપીઆની ઉઘરાણી કરવાની છે. માટે ચાલ, મોટર ફેરવ."

"તેથીજ તેં આ તરફ છોડી મૂકી કે ?"

"હા, જી."

"ચાલો ઠીક થયું. મારો વ્હાલો હસન ડાહ્યો તો ઘણો ! ચબરાક પણ અથાગ, ચાલાક પણ બેહદ, યાદદાસ્તિમાં તો બી. એ. અને એમ. એ. ની ગોખણપટ્ટીને પાછી મૂકાવે તેવો." મેં બબડવા માંડ્યું. પણ બબડાટમાં લપ્પન છપ્પન કરતાં, હસનની બાહોશીની પ્રશંસા વધારે પ્રમાણમાં હતી. ખરૂં કહું તો મારા હસને મોટરની હરખધુનમાં મારો એકે શબ્દ સાંભળ્યોજ ન હતો.

ઓલપાડની ભાગોળમાં બરાબર સ્હામે મી. લટ્ટુમીયાંના દર્શન થયાં. અમે તેને જોઇ મોટર થોભાવી, અને લટ્ટુમીયાંને પણ સાથે લીધા.

મોટરનું પગથીઉં ચઢતાં ચઢતાં લટ્ટુમીયાંએ પોતાની શુદ્ધ વાણીમાં ચલાવવા માંડ્યું:-"કયું, અજી શેઠ-મકરીધ્વજ ! આપ આજ ઓલપાડમેં આયે ? "

મેં કહ્યું:-"બધું થયું બાંગી જંગલ" તમે મળી ગયા તે ઠીક થયું. પેલા માણેકચંદ પાસે દોઢસોથી બમણા અને પોણોસોથી ચારગણા એટલે રૂપીઆ ત્રણસો કલદાર લેવાના છે. તે તમારાથી સીધા ઉતરશે. અમને તો વાયદે ઝુલાવે છે."

"શેઠ, વાત તો ખરી ! પણ મારૂં કમીશન!"

"કમીસનમાં કીમીયાં જાનનો જલસો."

"બસ, બસ, મારી મહેનત સફળ! સાલી કીમીયાં જાન બી બડી ચબરાક રંડી હય મયેં આજ ઉનકો ઠીક કર દેંગે" લટ્ટુમીયાં કીમીયાં જાનની ધુનમાં ચારે બાજુ હાકાર મારતા હતા એટલામાં અમારી મોટર માણેકચંદના બારણામાં આવીને ઉભી હતી. લટ્ટુમીયાં કીમીયાં જાનની લાલચમાં સપડાયલા હતા એટલે તે ઇર્ષાના માર્યા કુદી પડયા અને તેથી જરા સારી પેઠે કુટાયા કેમકે મારા હસને જાણ્યું હતું કે મીયાં ઉંચેથી કુદશે તો બરોબર હાડકાં દોદરાં થઇ જશે, તેના કરમાં જરાવાર ચોળી જઇ ધીમેથી ઉતરવાનું કહું એમ જાણી છલંગ મારતા લટ્ટુમીયાંનો પગ પકડી લીધો અને તેથી મીયાંના બરોબર દાઘા ચેપાયા ! ધબાકો અને સપાટો પણ એવો થયો કે જો મોટરને બદલે કદાચ બળદ ગાડી કે ઘોડાગાડી હોત, તો તેનાં જાનવરો ભડકીને કંઇ કેટલે દૂર ભાગી ગયાં હોત! પરંતુ તેમ થયો નહીં. લટ્ટુમીયાં એવા કદાવર નર હતા કે એ ચારને ભારી પડે ! લટ્ટુમીયાંનો આ પડતો આખડતો ભયંકર સપાટો જોઇ બિચારો માણેકચંદ પેચો પડી ગયો. જરાપણ લાંબી ચોડી કરવા વિના ચટ દે ને પટ રૂપીઆ ખખડાવી નાંખ્યા. મેં જાણ્યું કે હવે તો લટ્ટુમીયાંને કીમીયાંજાનની ઝાંખી કરાવવીજ પડશે, નહીં તો લટ્ટુમીયાં આપણા જેવાને તો એક સપાટામાં બારબટ્ટુ બનાવી નાંખે.

મેં કહ્યું—લટ્ટુમીયાં, ચાલો બેસો મોટરમાં !

લટ્ટુમીયાંનું નામ સાંભળી મારા કંપનો હસવું આવ્યું અને સવાલ કર્યો કે:—શું, શું લટ્ટુમીયાં ?

મદદ ધ્વજની ગણત્રીમાં મૂકી સારી પેઠે સહેલ કરાવી છે. મેં બહુ યાદ કર્યા પછી યાદ આવ્યું કે સુરતમાં ટેલીફોન નથી, પણ મેં મુંબઇના [કલાસખાનામાં પીવા બદલે નોકરી કરી હતી, ત્યારે ટેલીફોન જોયા હતા અને સૂર પણ સાંભળ્યા હતા. આજે તેજ ધુનમાં સુરતને ટેલીફોનવાળું બનાવી એક વખત સુખનું સ્વપ્ન જોઇ શક્યો. જો એ સ્વપ્ન કાયમનું રહ્યું હોત તો આજે સુરત નગરીના લોક ટેલીફોનમાં વાત કરતા થયા હોત ! !

એટલામાં પોર્યાની ડોસી છણછણાટ કરતી આવી અને આ બાઇ વિઠ્ઠુજીને ઘસાતી ઘસડતી ઘરમાં લઇ ગઇ. ગરમ પાણીએ ન્હવરાવ્યો, એટલે હું બરોબર શુદ્ધિનાં આવ્યો. કોણ જાણે કેમ, આજે હું અત્યંત શરમીંદો બન્યો અને તેથી મેં પોતે કાન પકડયા અને નીચે પ્રમાણેનું પાણી મુક્યું:—

"મેં સ્વપ્નમાં અનુભવ્યું છે કે અઢળક દોલત હોય, તે પણ આવાં પીધેલપણામાં તાત્કાળીક નાશ થાય છે. માટે આજથી હું મારા બાલ બચ્ચાંઓ સાથે નિશા નામે દરેક વ્યસનનો ત્યાગ કરી, સુખરૂપ દિવસ ગુજારવાની પ્રતિજ્ઞા કરૂં છું."

પોર્યાની મા એક ઝીણી હાય મારી, ખુશ થતાં બોલી:-પરમેશ્વરે આજે અમો રંક તરફ જોયુ છે. હે ભગવાન ! એવી બુદ્ધિ સદા નિભાવજે !

ત્રિપુરી. વિહાર } ગાંડાભાઇ પ્રાણભાઇ
રંગુન } દેશાઇ શગેલીકર.

---

## જોઇએ છે.

જીવદયા ફંડમાં મદદ અપાવી શકે તથા 'સત્સંગ' માસિકનો ફેલાવો કરી શકે એવા પગારથી અથવા કમીશનથી કામ કરનાર એજંટો.

લખો:-સત્સંગ ઓફિસ, સુરત.




જ્યારે દાદર નીચેની 'લેટર બોક્સ'માંના પત્રો કાઢી નોકરે તેને બંધ કરી ત્યારે પ્રભાતકુમારની આંખ ઉઘડી ગઇ. 'અરે ! ૭ વાગી ગયા' એમ કહેતાં તે પલંગપર બેઠો થઇ ગયો. બેઠાં બેઠાં મેઘથી ઘેરાયલાં આકાશને તેણે જોયું. પછી દરેક સ્થળે પાણી જોઇને તે વિચાર કરવા લાગ્યો. આજ દુકાનો મોડી ઉઘડશે. ટ્રંકમાંથી પોતાની પત્નીનો પત્ર કાઢી વાંચવા લાગ્યો. એમાં લખ્યું હતું કે "ગરમીની રજાગાં આપ અત્રે પધારજો. મેં કેટલાંક ચિત્રો ચિતર્યાં છે તે આપને બતાવવાં છે" ચિત્રો જોવાને પ્રભાતનું હૃદય વ્યાકુળ થઇ રહ્યું હતું. આજ સાંજની પંજાબ મેલમાં ઘેર જવાનો ઠરાવ હતો. કારણકે આવતી કાલથી દ્હોઢ મહિના સુધી કોલેજ બન્ધ રહેવાની છે. બોર્ડિંગના સર્વ વિદ્યાર્થીઓ ઘણા દિવસથી વિચાર કર્યા કરતા હતા કે ગરમીની રજા કયાં ગાળીશું. પ્રભાતે નિશ્ચય કર્યો હતો કે રજાનો સદુપયોગ શ્વસુર પક્ષમાં રહીને કરીશું.

જ્યારે બેઠા બેઠાં પ્રભાતનાં વિચારપુષ્પો ખીલી રહ્યાં હતાં ત્યારે બોર્ડિંગના સર્વ વિદ્યાર્થીઓ જાગૃત થયેલા હતા. પ્રભાતનો ઓરડો સર્વ વિદ્યાર્થીઓનું બેસવાનું સ્થાન હતું. પ્રભાતમાં સર્વનાં ચાહ પાણી પણ અહીંજ થતાં હતાં. નવગોપાલે ઉઠીને કહ્યું "ઓહો ! પ્રભાત કુમાર આજ આટલા બધા વ્હેલા ઉઠયા ? સ્ટવ તો સળગાવો" બીજી બાજુથી ચિત્તરંજન, દયાચન્દ્ર, રાજકુમાર સર્વ ઉઠીને ત્યાં આવી બેઠા. સ્ટવપર ચાહનું પાણી થવા લાગ્યું. અને સર્વ મિત્રો ગરમીની રજા કેમ

પ્રકારે ગુજરાતી તે વિષે વાતચિત કરવા લાગ્યા. પ્રભાતે કહ્યું "મારે કેટલીક વસ્તુઓ ખરીદવી હતી, પણ વર્ષાદને લીધે આજ દુકાનો મોડી ઉઘડશે."

દયાચન્દ્ર પ્રભાતનો સહાધ્યાયી હતો, તેણે કહ્યું "થોડા વખત પછી દુકાનો ઉઘડશે. વસ્તુઓ ખરીદવી એમાં કેટલો ટાઇમ લાગશે?"

પ્રભાતે કહ્યું:—કેટલાંક ગુજરાતી પુસ્તકો મારે ખરીદવાં છે."

મૃદુ હાસ્ય કરી દયાચન્દ્રે કહ્યું હું ધારું છું એ દર મેજેસ્ટીસ સર્વિસને માટે હશે. ઠીક!

(૨)

ચાહ પીતાં પીતાં રાજકુમારે કહ્યું "ત્યારે તો તમે આજ પંજાબમેલમાં જરૂર નહી વારુ?"

પ્રભાતે કહ્યું "પંજાબ મેલથીજ જઇશ."

દયાચન્દ્ર—સહારનપુર સુધી સાથે જવા માટે બે દિવસ થોભશો? હાં પણ તમારે એક એક મિનિટ યુગ જેવી જાય છે, કારણ કે ત્યાં ચિત્રેનો રંગ ઝાંખો થઇ જાય છે, કેમ પ્રભાતભાઇ!

પ્રભાતની મશ્કરી કરતાં સર્વે હસી પડયા. પ્રભાતે શરમને લીધે નીચું જોયું.

એ વખતે એક ઉંચો અને શરીરે પુષ્ટ સભ્ય પુરુષ સમાન વસ્ત્ર ધારણ કરી દરવાજા પર આવીને ઉભો રહ્યો. એની સાથે પાછળ બે પોલિસના સિપાઇઓ હતા. તેને જોઇને સર્વે વિદ્યાર્થીઓ હસતા બંધ થઇ ગયા.

આગન્તુકે પુછ્યું "આ બોર્ડિંગ છે ને?"

દયાચન્દ્રે કહ્યું 'હાજી'

આગન્તુક-એમાં પ્રભાતકુમાર મિશ્ર નામનો કોઇ વિદ્યાર્થી છે? પ્રભાતનું હૃદય ધડકવા લાગ્યું. સર્વે વિદ્યાર્થીઓએ આશ્ચર્ય ચકિત થઇ પ્રભાતના મુખ સન્મુખ જોયું. પ્રભાતે કહ્યું "હાજી, મારુંજ નામ પ્રભાતકુમાર છે"

—"આપનું ઘર એત્માબાદમાં છે?'

—"હાજી"

—"આપ Third year માં અભ્યાસ કરો છો?'

—"હાજી"

—"આપનાં લગ્ન લાહોરના દુર્ગાદાસની ન્હાની પુત્રી સાથે થયાં છે?"

પ્રભાતનું મુખ ક્રમશઃ એકેક સવાલનો ઉત્તર આપતાં કરમાવા લાગ્યું. તેનું હૃદય ધડકવા લાગ્યું. અંતિમ પ્રશ્નના ઉત્તરમાં 'હા' કહી તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મુક્યો

આગન્તુકે કહ્યું "હવે હું સત્ય જણાવું? હું પોલિસનો માણસ છું. અને સી. આઇ. ડી. નો એક ઇન્સ્પેકટર છું. ઘણી મહેનત બાદ અમને ખબર મળી કે આપ અહીંઆ છો. અને હું મારા ઉપરી અમલદારના હુકમથી, અત્રે આવ્યો છું માટે તમારે મારી સાથે ચાલવું પડશે.

—"ક્યાં આવવું પડશે?"

—"પ્રથમ તો મ્હોટા સાહેબની પાસે તમારે આવવું પડશે."

—"પછી?"

—"પછી મ્હોટા સાહેબનો જે પ્રમાણે હુકમ હશે તે પ્રમાણે કરવામાં આવશે."

સર્વે વિદ્યાર્થીઓ એક બીજાનાં મુખ સામું જોવા લાગ્યા એક બે જણાએ ત્યાંથી ખસવાનો પ્રયત્ન કર્યો એટલામાં ઇન્સ્પેકટરે કહ્યું 'તમે કોઇપણ અહીંથી ખસવાનો પ્રયત્ન કરશો નહીં; નહીં તો મારે લાચારીએ પોલીસની કાર્યવાહી બજાવવી પડશે."

સર્વે એક બીજાનાં મ્હોં તરફજ જોઇ રહ્યા. ઇન્સ્પેકટરે કહ્યું "હવે પ્રભાતકુમારની જડતી પડશે માટે તમારે પંચના સાક્ષી બનવું પડશે."

દયાચન્દ્રે કહ્યું "ક્ષમા કરો! અમે અમારા નિરપરાધી મિત્રના સાક્ષી બની શકતા નથી."

ઇન્સ્પેકટરે કહ્યું "જેવી તમારી સર્વેની ઇચ્છા. છેવટે મારે બ્હારથી કોઇ ભલા માણસને બોલાવવા પડશે."

વકીલની સલાહ લેઇ કંઇક છોડવવાનો પ્રયત્ન કરીએ."

ત્રણે પ્રભાતના સહાધ્યાયી ઉઠીને વકીલ પાસે જવા નીકળ્યા.

પ્રભાતને લઇ જતી ગાડી ઠંડી સડકપર દોડવા લાગી. જુમ્મા મસ્જીદ, પરેડનું મેદાન, કિલ્લો, એ સર્વનું સુન્દર દૃશ્ય પણ પ્રભાતના ચિત્તને પ્રસંદ કરી શક્યા. એડવર્ડ પાર્કનો સુન્દર વાયુ પણ તેને સારો ન લાગ્યો. તેના હૃદયમાં એમ થયા કરતું હતું કે ઘોડાઓ એક એક કદમ ચાલી કઠોર કેદખાનાં તરફ લઇ જાય છે. કેદખાનાનું કાળું અંધારૂં, પ્રભાતના હૃદયપર આવ્યું હતું તે શ્વાસ પણ લેવો નહોતો. સડકના ફુટપાથપરથી બોજો લઇ મજુર ચાંદની ચોક તરફ જતા હતા. પ્રભાતે વિચાર્યું કે, આ મજૂર તો છે, પણ સ્વતંત્ર છે. હાય! આજે હું પ્રભાત ન હોત અને એક મજૂર હોત તો હું આજે સ્વતંત્ર હોત પણ હું પ્રભાત છું તેથી કેદી છું. પોલિસના હાથમાં કેદી તરીકે છું. અણજાણ્યુ પણામાં અપરાધી ઠરાવી દીધો છે.

પ્રભાતના વિચારનો અન્ત આવતો નહોતો પણ વિચાર કર્યાથી શો લાભ? જાણે કોઇ કહેતું હોય કે "તું મુક્ત થવાનો નથી." એવો પ્રભાતને ભાસ થતો હતો.

દરિયાગંજનો કિનારો છોડી ગાડી ગિરજા તરફ જવા લાગી અને કોઠી હતી ત્યાં આવીને થોભી. કોઠીની ચારે બાજુ સુન્દર રમણીક બાગ હતો. બાગમાં પુષ્કળ પુષ્પો ખીલેલાં હતાં, અને પુષ્કળ ખીલવાનાં પણ હતાં.

ઇન્સ્પેકટર ગાડીમાંથી ઉતરી પડ્યો. સાથે સાથે પ્રભાત પણ ઉતર્યો. તેને અંદર લઇ જવામાં આવ્યો. ઓરડો સર્વ સામાનથી સુસજ્જિત હતો પણ પ્રભાતનું હૃદય તેનાથી પણ આનંદ પામ્યું નહીં. કારણકે તે કેદી છે. અપરાધી છે.

વચમાં એક સફેદ માર્બલની મેજ હતી. અને તેની ચારે બાજુએ કેટલીક ખુરશીઓ ગોઠવેલી હતી ઇન્સ્પેકટરે પ્રભાતને કહ્યું "તમે અહીં ખુરશી પર બેસો હમણાંજ મોટા સાહેબ આવશે."

પ્રભાતનાં હૃદયે ધીરજ ન ધારણ કરી. તે રોઇ પડ્યો. તેણે કહ્યું "હું સત્ય કહું છું કે હું પોલિટિકલ કેશ વિષે કિંચિત્ પણ જાણતો નથી. મને અભ્યાસ શિવાય અન્ય કંઇ ખબરજ નથી. હું કોઇ વર્તમાનપત્રો પણ વાંચતો નથી. દયા કરી મને છોડી દો. હું સાચું કહું છું કે મેં કોઇ પણ જાતનો અપરાધ કર્યો નથી." એવું કહી પ્રભાતે ઇન્સ્પેકટરના ચર્ણોમાં પોતાનું શીશ મુકયું.

ઇન્સ્પેકટરે પ્રભાતનું શીશ ઉંચકતાં નમ્ર સ્વરે કહ્યું "જુઓ! એ વાત મને કહેવાથી કોઇ પણ જાતનો ફાયદો નથી. હું તો હુકમનો તાબેદાર છું. મ્હોટા સાહેબના હુકમથી હું તમને અત્રે લાવ્યો છું. તે જો તમને છોડી મુકવાનું કહે તો હું એક સેકન્ડ પણ વાર લગાડું તેમ નથી. આ પડદાની પેલી બાજુ મ્હોટા સાહેબ છે અને મારી ઓફિસ પણ ત્યાંજ છે. હું જઇને મારૂં ઓફિસ વર્ક કરૂં છું તમે અહીં બેસજો. હમણાંજ સાહેબ આવે છે"

ઇન્સ્પેકટરના જવા બાદ પ્રભાતે વિચાર્યું કે પોલિસનાં માણસો પત્થર હૃદયના હોય છે–હૃદયહીન હોય છે. દયા અને મમતાનો તદ્દન તેઓમાં અભાવ હોય છે. હાય! મને મનુષ્યની વચમાંથી લાવી યમ દૂતોની વચમાં લાવવામાં આવ્યો છે. પ્રભાત ટેબલ પર શીશ મુકી અશ્રુ સારવા લાગ્યો.

(૫)

"પ્રભાત" કોઇએ મીઠા સ્વરથી કહ્યું પણ પ્રભાત તો વિચાર કરતો હતો કે આ પરાધીનતાની જાળમાંથી શીશ ઉંચુજ કરીશ નહીં.

પુનઃ કોઇએ તેવાજ મીઠા સ્વરથી કહ્યું "પ્રભાત!"

શીશ ઉંચું કરીને તેણે જે કંઇ જોયું તેનાથી તે સ્તંભિતજ થઇ ગયો. તેણે વિચાર કર્યો કે આ સ્વપ્નું છે કે હું દિવાનો બની ગયો છું?

પ્રભાત એમ ધારતો તો કે એક શરીરે રૂષ્ટપુષ્ટ લાંબો પહોળો અંગ્રેજ આવીને મને પુછશે કે "ટુમ સચ કહો." પણ તેના બદલામાં એક સર્વાંગ સુન્દર સુન્દરીને જોઇ તે અવાકજ બની ગયો. તેણે મનમાં ધાર્યું કે આ પોલિસની નવી જાળ છે. સુન્દરતાની જાળમાં નિરપરાધીઓને ફસાવવાનો આ એક ફંદ છે. મને એમ ખબર ન હોતી કે પોલિસમાં સ્ત્રી ડિટેક્ટીવો પણ હોય છે.

યુવતીએ કહ્યું—"તમે મને ન ઓળખી શક્યા એનું એક કારણ છે કે, હું તમારાં લગ્ન વખતે આવી નહોતી. ત્યારે પ્રેમ આઠ દિવસનો હતો. હું સુશીલાની બ્હેન છું."

સુશીલા પ્રભાતની પત્નીનું નામ હતું. પ્રભાતે વિચાર્યું કે પોલિસ કેટલી ઉસ્તાદ છે? કેવી જાળ પાથરી છે? તે મૌનયજ રહ્યો. સુન્દરીએ પુછ્યું "તમારી કોલેજમાં રજા પડી?"

પ્રભાતનું હૃદય વિદીર્ણ વેદનાઓથી ભેદાયલું હતું. તેણે કહ્યું "સાચું કહું છું કે મને લાહોરના કેસની જરાપણ ખબર નથી. આપ ગુસ્સે થશો નહીં."

"લાહોરનો કેસ?" લાહોરનો કેસ કેવો? તે સુન્દરીએ પૂછ્યું.

પ્રભાત—"તમે જે કેસને માટે મને અત્રે પકડી મંગાવ્યો છે તે કેસ. હું ઇશ્વરના સોગન્દ ખાઇને કહું છું કે હું કાંઇ પણ જાણતો નથી."

"પોલિટિકલ કેસ કેવો? મને તમે ઓળખતા નથી! હું સુશીલાની બ્હેન છું તમારી સાળી થાઉં છું" સુન્દરીએ કહ્યું.

જરા વાર રહીને પ્રભાતે કહ્યું "તો તમે આ થાણામાં શા માટે આવ્યાં?"

"થાણું કેવું? આ તો અમારું ઘર છે. પરમ દિવસે લાહોરથી એમની બદલી દિલ્લી થઇ અને તે સી૦ આઇ૦ ડી૦ ખાતામાં. મેં ધાર્યું હતું કે તમે અહીંઆ છો. અને તેથીજ સુશીલાને પણ મેં અત્રે બોલાવી છે. તેમને મેં કહ્યું હતું કે બોર્ડિંગમાંથી તમને બોલાવી લાવે." સુન્દરીએ હોઠ ભાંગતાં કહ્યું.

તેજ વખતે ઓરડામાંથી નીકળી ઇન્સ્પેક્ટર કહ્યું "પ્રભાત! મારા મ્હોટાં સાહેબ એજ છે. હવે તમને મુક્ત કરવા ન કરવા તે એમની ઇચ્છાપર અવલંબેલું છે."

એક ક્ષણમાં પ્રભાતની સમજમાં સર્વ હકીકત આવી ગઇ. ઇન્સપેક્ટર એનો સાળો અને યુવતી એની સાળી છે. ઉભય પ્રભાતના લગ્ન સમયે આવી શક્યાં નહોતાં તેથી પ્રભાતે તેઓને પીછાણી શક્યો નહીં.

સુન્દરીએ પોતાના પતિને કહ્યું "તમે પણ છોકરાની એવી મશ્કરી કરો છો કે!" તેનું મુખ કરમાઇને જરાક થઇ ગયું." કહીને તે પ્રભાતને સુશીલાના ઓરડામાં લઇ ગઇ કે જ્યાં સુશીલા બેઠી હતી.

૬

બીજે દિવસે ઇન્સ્પેક્ટર સાહેબે બોર્ડિંગના સર્વ વિદ્યાર્થીઓને આમંત્રણ કરી પોતાના ૭ માસના પુત્રના અન્નપ્રાશન સંસ્કારમાં બોલાવ્યા. સર્વેએ પ્રસન્નતા પૂર્વક ભોજન કર્યું. એ મશ્કરીની ચર્ચા બોર્ડિંગમાં દિવસમાં એક બે વખત હમ્મેશાં થતી. *

"પ્રણવ ભવન" અલથાણ. (ચોરાશી.) } અંબેલાલ સવરામ ભાઈ દેશાઇ.

* હિન્દી ઉપરથી.

પુસ્તક ૯મું. અંક ૬-૭મો.

# સત્સંગ.

માહ-ફાગણ સં. ૧૯૭૪.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम्-निद्रया कलहेन वा ॥

માસિક

## દુનિયા અજબ ઝુકતી રહી.

જીસ તોરસે દેખો ખલક, ઉસી તોરસે દીખતી રહી,
જૈસી ઝુકાવે આદમી, વૈસી અજબ ઝુકતી રહી;
રૂક્રમ દીખો રૂક્રમ દિખે, હિલતી દીખો હિલતી રહી,
ખુદરત અજબ ગૈબી ઝરર દુનિયા અજબ ઝુકતી રહી.

૨

મંધી દિખો મંધી પડે, સસ્તી દીખો સસ્તી પડે,
જીસ ચશ્મ સે દેખો ઐસી દુનિયા અજબ ઝુકતી રહી;
શયતાન કો શયતાન હૈ, દાનેકું દાને દીખ પડે,
ખુબ ખ્યાલ સે દેખો ઉસે, દુનિયા અજબ ઝુકતી રહી.

૩

[1] લફ્જો નંકસતે આપકે, પડધાડી વૈસા સત પડે,
બદનામ ક્યું ઉસીકો કરો, દુનિયા અજબ ઝુકતી રહી.
જહાંસે ગલક દોઝખ દીસે, ને હામે [2]રોશન દીખ પડે,
નારત ગુલાવન વાડીએ, દુનિયા અજબ ઝુકતી રહી.

૪

કુચાન બીગાબાન વો, મેસીત મંદીર દીખ પડે,
શમશાન કબરસ્તાન વો, દુનિયા અજબ ઝુકતી રહી,
ના અલગ એ ખુદ સે ખલક, હો ખ્યાલ જૈસી દીખ પડે,
બન અનન્ય દ્રષ્ટ સે દેખ લે, દુનિયા અજબ ઝુકતી રહી.

દેસાઈ મોતીલાલ મથુરભાઈ મહુધાવાલા.

---

[1] શબ્દો. [2] સ્વર્ગ.

શ્રી ૐ

# ગો--ભારતી સંવાદ.

દોહરો.

નંદન આનંદ કંદ નંદ, વ્રજવિહારી વ્રજરાજ;
ગુણી ગોવિંદ ગોપાલ જે, સમરૂં પ્રથમ ગોકાજ.

શાર્દુલ.

ઇચ્છા જોવાને થઇ મન વિષે, દેશો દશા, ભારતી-
નારી રૂપ ધરી ફરે મહીપતી, દ્રષ્ટી બધે સારતી,
શાન્તી ને સુખવાસમાં નિરખ્યાં સૌ. લાગી દિલે હર્ષવા,
થાતાં દ્રષ્ટ સમીપ માત સુરભી, પામી છ આશ્ચર્યતા.

સોરઠો.

વિલોકી નિજ દેશ, પ્રફુલ્લ બની હૃદયે અતિ;
પણ જોતાં ગૌ વેશ, ભાન-સાન ભૂલી ગઇ.

ભુજંગી.

પૂછે ભારતી સુરભી દ્રષ્ટ આવી,
"તુજે કેમ હે ! દેવી ! કે' ધૈર્ય લાવી!
છવાયો બધે હર્ષ આ વર્ષ પૂરો,
તથાપી તને કેમ દેખું અધૂરો !

લાવણી.

'શું પ્રશ્ન પૂછો છો માત મને પ્રિયકારી,
કોણ દાદ સુણે છે કહો કળી મહીં મારી ?
દઇ પોષું દહીં ને દૂધ-ઘૃત વળી સારૂં,
મનુ જીવન ટકાવા જેહ ગણ્યું છે પ્યારૂં;
નહીં અંતર રાખું લેશ હૃદયની માંહી,
રંક-રાય, હિન્દુ-ઇસ્લામ કોમમાં ક્યાંહી;
જે કરે સેવ મુજ મેવ, મેળવે ગમતો;
જેમ ખેતી કરે ખેડુત, દુઃખ સહુ ખમતો.
વળી ધાન્ય-ધન નિપજાવું ને ઉગાર્યું,
મુજ ઉદર થકી બહુ પુત્ર શ્રેષ્ઠ પરખાવું;
કરે મહેનત દહાડો-રાત, ટાઢ-તડકામાં,
જુએ સેવક થઇ સાથ ધણી પડખામાં,
કદિએ નવ ધારૂં હેત ગણી મુજ પુત્રો,
તોપણ ખમવાને દુઃખ ઘડાયલ સુત્રો;
ઉપયોગી પણ નવ ખાય તૃણ વિણ બીજું,

કરે નિજ ધણીને ન્યાલ અંતરે રીઝું.
તદપી તુજ તનુજો મુજ રક્ષણ નવ કરતા,
ઇસ્લામી-ખ્રીસ્તી નિજ નાટ મુજ દેહ હણતા;
સંખ્યાબંધ મરતી વિણમોત પ્રતિ વર્ષે,
નવ બચાવ કરવા કોઇ વ્હાર કરે હર્ષે,

સોરઠો

સુણી વચનો સુરભી, અંતરે ત્રાસ ઉઠયો;
કરૂણામય મુરતી, ભારતી સુચવે છે.

ઉપજાતી.

ઉદાસ શાને દીસ થાય દેવી. હવે સેવશે પુત્રજ જેમ સેવી;
દુઃખી બધા હાલ હવે ગયા છે, સુખો તણાં દિન ઝઝૂમી રહ્યા છે.
વિચારી જોને ઉદયાસ્ત થાયે, અસ્તોદય પાછળ છે સદાએ.
વિભુતણી એ ઘટમાળ છે જે, નહીં કદિ પાર પમાય તે તે.
કહું હવે આવત દિન રૂડો, જશે કળીનોજ પ્રભાવ ભૂંડો;
મળી ગયા ભેરૂ તનુજ મારા, થતા સહુ હિત તણા સુધારા.
થશેજ હા! પ્રાપ્ત સ્વરાજ્ય જલ્દી, મોન્ટેગુ આવ્યા છ લઇજ તરદી,
બત્રીસમી નેશનલ કોન્ગ્રેસે, ઠરાવ કીધોછ જે એક વેશે.
વળી સભા રક્ષણ માટ તારા, ભરી'તી જુદી તનુએજ મારા,
ન લેશ શંકા મનમાહીં લાવે, ચઢશેજ વ્હારે વીર પુત્ર ભાવે.

દોહરો.

પ્રસન્ન થઇ વચનો સુણી, હૃદય મહીં ગૌમાત;
આપી આશીષ પ્રેમથી, ભારત વીર વિખ્યાત.
"મન ઇચ્છિત ફળ મેળવો, મેળવો પ્રભુની મ્હેર;
તમ ઠારે વ્યાપી રહે, હરનિશ લીલા લ્હેર."

'પ્રેમી'

## તો શું!

બળું ઉરમાં, કળી સ્થિતિ હમારા દેશની તો,
જળું ઉરમાં અને ઉરમાં, કહો તેથી હમોને શું ?
જહાં જોઈ બધી, જોઇ વજ્રો ફૂરે ! ફૂરે,
નિહાળી સ્વાર્થની આછ, વહીં શું હોય હા ! બીજું ?
બાટકયો શહેર બાઝારે, નિહાળ્યાં ગામડાંયે મ્હેં,
વજ્રો હું જોઇ વસતીને, નિહાળી 'ઉર દાઝો' મ્હેં.
ન દીઠું દેશને માટે. ભાગ્યનું ફરે મ્હેં એકે,

ન દીઠી દેશની દાઝો. ન દાઝે દેશ માટે દી,
ન સૂણ્યાં દેશનાં ગીતો, ગવાતાં ઝેરી સા ગીતો,
ચૂણી જે ઉર ફિરંગતું, બળું હું તો બીજાને શું ?
મરી પડતાં દીઠા લોકો, આ જગતના પ્રેમે,
ન દીઠો દેશનો પ્રેમ મર હું તો બીજાને શું ?

૯-૫-૧૭

સ્નેહ સાગર.

—

# અતિ જંજાળી શેઠને એક મહાત્માએ લગાવેલો જ્ઞાનનો ફટકો.

(પ્રયોજકઃ-ગુણાનુરાગી મુનિશ્રી વિનયચંદ્રજી બરવાળા સંપ્રદાયના.)

ગઝલ—કવાલી.

અરે ઓ શેઠ જંજાળી ? રહ્યો શું ગોઠમાં માલી,
ન જોયું આપ નીહાળી, રહ્યો જડ ભાવને ઝાલી—૧.
કંઇ કર હીત સંભાળી, પકડને પુણ્યની ડાળી,
કરી માયાજ તેં વ્હાલી, ગુમાવી જીંદગી ખાલી—૨.
વરસ આ સાઠ તો વીત્યા, ન ગાઇ ધર્મની ગીતા,
કરી ના આત્મની ચિંતા, પકડશે કાળ ઓચિંતા—૩.
ભ્રમાયો ભ્રાંતીમાં ભુલી, ફસાયો ફંદમાં ફુલી,
હૃદય ચક્ષુ કર ખુલી, મગજ સુધી ન ખાલી—૪.
મળી આ દેહ બહુ મુશ્કી, ગયો દેવા વિષે, ઢુલી,
પકડી (તેં) પાપની પુળી, કનક મુકી ધર્મ ધુળી—૫.
મુસાફર બે દિવસનો તું, મુસાફરી બંગલે આવ્યો,
નથી આ બંગલો તારો, વૃથા તું બોલ મા મારો—૬.
કહું છુ પ્રેમથી વ્હાલા, હવે લે હાથમાં માળા,
ઉપાધી ના તજી ભલાં, હૃદયના ખોલને તાળાં—૭.
ઉમર આ રાખમાં રોળી, ન જોયુ વિચારમાં ઓળી,
ગળી તે ગર્વની ગોળી, ફિકરમાં જીંદગી બોળી—૮.
નથી ઘરબાર આ તારા, નથી સુત દ્રવ્ય કે દાન,
ધરી લે, ધર્મના પ્યારા, કહ્યું તું માની લે મારા—૯.
હવે લે ચિત્તમાં ચેતી, ધરમની ખેડને ખેતી,
સીખામણ હું કહું હેતી, વૃથા તું પીલ મા રેતી—૧૦.
વિનય મુની વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે,
સુણેલી મંત સમજાવે, સમય આવો ફરી નાવે—૧૧.

## ફકીરી બહુજ પ્યારી છે.

ફકીરી વાહ ! મઝાની છે, ખુમારી ત્હારી અતિ ન્યારી,
ફીકરની ફાકીઓ ભરવી, ફકીરી બહુજ પ્યારી છે.
હવે હું તું બધું મેલી, અલખના લેખમાં હુલી,
અજંપા દ્વૈતને ભૂલી, ફકીરી બહુજ પ્યારી છે.
ઉચાળા આ બધા મેલી, અલખના ભાનમાં ભૂલી,
ફકીરીમાંજ ફરવું છે, ફકીરી બહુજ પ્યારી છે.
અરે ! આ કોષ્ટ દેહીને, ફરી મન દાહમાં મુકી,
સ્વરૂપ મ્હારૂં આહ ! જોવા, ફકીરી બહુજ પ્યારી છે.
ઝળકતી જે બધી જ્યોતિ, ત્રણે કાળેજ એ સ્થિતિ,
અહા ! એ દિવ્ય જ્યોતિની, ફકીરી બહુજ પ્યારી છે.
ફકીરોની ફકીરીમાં, બધાં વિશ્વે સમાયે છે,
ફકીરી ફંદ હરનારી, ફકીરી બહુજ પ્યારી છે.
અરે ! ઉપભોગ શા કરવા, હવે પરવા નથી મરવા,
હું તુંનો યોગ એ કરવા, ફકીરી બહુજ પ્યારી છે.
ફકીરી હાલ સારો છે, ખરે ! સંસાર ખારો છે,
હરિ એ પંથ ન્યારો છે, ફકીરી બહુજ પ્યારી છે

હરિ-મંદીર, પીજ] હરિરામ.

## તુજ પ્રેમને દિલ ચ્હાય છે.

તુજ આંખમાં કામણ ભર્યું, મમ જીવ ત્યાં લટકી રહે.
કંઇ સ્નેહનું જાદું ભર્યું, તુજ નેત્ર હા ! ચમકી રહે.
જોતાં બનું હું બ્હાવરો, ને પ્રેમ તુજ માગું પ્રિયા,
છૂપા ઇસારા નેનના, ઘાયલ કરે વ્હાલી પ્રિયા.
નવ બોલતી મુખથી કંઇ, પણ નેત્ર ચમકે પળપળે,
લાખો રૂપૈયે ના મળે તે, સ્હેજમાં આવી મળે.
અનુભવ થયો પાકો પ્રિયા, તુજ નેત્રના પલકારથી,
કર વ્હાલ વ્હાલી પ્રાણ તું, સુમ્મન તણા અધિકારથી.
આશક તણા છે હાર ખુલ્લાં, આંખના પલકારમાં,
તે આંખમાં જાદુ ભરી, માશુક બની તું પ્યારમાં.
તરસાવ ના તરસાવ કાં ? મારી નયનનાં બાણને,
ઘેલો થયો આ જીવ માશુક, તુજ વિના તે જાણને.
કૈં કૈં જીવનમાં થાય છે, કૈં કૈં હૃદય જોવાય છે,
બહુ થતું બસ ખતમ કર, તુજ પ્રેમને દીલ ચ્હાય છે.

નામદાર વાઇસરાયની ધારા સભામાં રાવ-બહાદૂર બી. એન શર્માએ

**દારૂની બદી બંધ કરવાનો ઠરાવ.** દારૂની બદી બંધ કરવા ને માટે એક ઠરાવ મૂકયો હતો. ઠરાવમાં એમ હતું કે સરકાર દારૂની બદી બંધ કરવા માટે પોતાનો નિશ્ચય કરી ધીરે ધીરે એ દુષ્ટ બદી ઓછી કરે. આ ઠરાવનો વિરોધ સર્વે યુરોપિઅનોએ કર્યો તથા એમના પક્ષમાં ૨૦ વિરૂદ્ધ ૩૩ મતે ઠરાવ ઉડી ગયો. સરકાર તરફથી એનો અસ્વીકાર કરતાં સર જ્યોર્જ બાર્ન્સે કહ્યું કે **"અમે પ્રજાની સ્વતંત્રતામાં હાથ નાખવા માગતા નથી.** વધુમાં તેઓ કહે છે "આથી ગરીબોમાં ઘણો અવિશ્વાસ ઉત્પન્ન થશે." અમારે ગળે આ વાત નથી ઉતરતી કે "જ્યારે એક રૂપીઆની નોટ અને નિકલની બે આનીં ચલાવવામાં ગરીબોમાં અવિશ્વાસ ઉત્પન્ન થવાની આશંકા કરવામાં ન આવી ત્યારે દારૂની બદી ઓછી કરવાના સમ્બન્ધમાં શા માટે કરવામાં આવી હશે?

જા.

---

# ભોળીઆરાજનો ભડભડાટ.

તુલસી તળમેં જાનીયો બડો ગરીબ નીવાજ
મોતી કણ મોંઘા કીયા, સોંઘા કીયા અનાજ.

* * * *

કહેતી મીસરી ખાંડ હૈ, રહેણી તાતા લોહ;
કહેણી કેરે રહેણી રખે, ઐસા વિરલા કોઇ.

વાહરે તુલસી! ને વાહરે કબીર!! અજબ મોહિની આ સાખીમાં સાંચી! હું તો ગોટગોટ ભર્યાજ કરૂં! ન થાકું કે ન પાકું!! પણ એ અમૃતરસનું પાન કર્યા કરૂં! અને એની ધુનમાં લોટયાજ કરૂં!! રે ગુલાંટ માર્યાજ કરૂં! શું સાખીમાં મીઠાસ!! અરે જેમાં મીસરી ને ખાંડનીજ વાત આવે ત્યાં મોંમાં પાણી કાં ન આવે ભલા?!! પણ સબુર આપણે તો ધોરી રસ્તો ચૂકી ગલીકુંચીમાં ઘૂસ્યા! અને લાભની રે કામની વાત તજી ગામ ગપાટે ચડયા!! અરે આપણી કહેવાની મતલબ એજ છે જે એ બેઉ ભક્તોની સાખીમાં ન્યાય કરેલો દીપી રહ્યો છે?! કહેણી કહેવા કરતા રહેણી રાખી કહેણીને દિપાવવાને શું ઓછું કહ્યું છે?! આજ કાલ જ્યાં હોય ત્યાં કરવા કરતાં કહેવાનું વધુ થઇ ગયું છે! લોકો ચાલતાં ચાલતાં અમે ફલાણું કાર્ય આને માટે કરીએ છે, એમ કહેતા જાય છે. પણ તેમાં પોતાનો ગુપ્ત સ્વાર્થ સાધતાં બી જાય છે!! શું એ એક દેખીતી ઠગ વિદ્યા નથી?! અરે આંખે કાજળ આંજવાનું કહી તેઓ મેસના ટીલા ગાલે પણ નથી કરતા?!! એ એક દુનિયાની વિચિત્રતા!! અંધમતા યાને ડાલમટ્ટલતા જે કહેશો તે ચાલશે!!

* * +

સ્વરાજ! સ્વરાજ્ય!! જ્યાં જુઓ ત્યાં સ્વરાજ્યના પોકારો! કોંગ્રેસ સ્વરાજ માંગે! લીગ સ્વરાજ માંગે!! આખું હિંદ સ્વરાજ માંગે!!! એકે અવાજે સાઇન કરી, મિટિંગ ભરી, ડેપ્યુટેશન, રેઝ્યુલેશન વગેરે સર્વે ધમાલ કરી જ્યાં ત્યાં આપણી માયાળુ સરકારને કહેવાય રહ્યું છે કે "અમને અમારૂં દઇ દો! અમે સગીર હતાં તે લાયક થયાં છીએ! અરે પારણાંમાં ઝૂલતાં હતાં તે જવાને મર્દ થયા છીએ!! માટે હવે તમારૂં વાલીપણું તજો અને અમોને અમારૂં પાછું દો!!" જ્યાં હકની વાત આવી ત્યાં નાહકીઆઓના પેટમાં દાઝ, ચસકો, ચૂંક વગેરે

છાપને ઇંનજીન અને પોતેરે બોઇલર ચાલુ થાં છે. અને બબાળવા મંડી પડયા છે કે " ના! ના!! એવું ના કરતા!!! હજુ એઓ તો ગદ્ધા પચ્ચીસીમાં છે, એટલે જંગલી મુર્ખ છે. હોંશ કોશ વિનાના છે. એઓ તો સમજ્યા વિના ભીંતમાં માથું મારે છે!! અકકલ વિનાના ઓથમીર છે. અને કાળાં દુધ જેવા સીદી છે. માટે એવાઓ સ્વરાજ શું ચલાવશે ?! હજુ તો એઓ સ્વરાજનો સંપૂર્ણ અર્થ પણ નથી સમજી શકયા તો સ્વતંત્ર કયાંથી ચલાવી શકશે ?!" વળી તેઓ સ્વરાજવાદીઓને ડાહ્યા ડમરા થઇ શિખામણ દે છે કે "એ બબાળા તમારે શું કામના ?! તમારે સ્વરાજ શું ? અને પરરાજ શું ?! સ્વતંત્ર શું ?! અને પરતંત્ર શું ?!! એ તો બધું સો ટીકા ઠીક! રે ટીકા ઠીક!! રે વગર અર્થની મ્હેનત, મારે જવા દીઓ એ વાત! અને જોહુકમીઓના હુકમને જી જનાબે આલી કરી ચલને દો અને ઉમાઇ, જકડાઇ, સંકડાઇ, અકળાઇ, આકુળાઇ, ઝીકાઇ જેમ પેટ ભરતા આવ્યા તેમ પેટ ભર્યા કરો!!! અને નીચા નમી જુહાર કર્યા કરો!! વધુ ઊપાધી શું કામની?!! ચિંતા તજો અને કાળા દૂધ જેવા સીધી રહી નમ્યાજ કરો! નમ્માજ કરો!! નમ્માજ કરો!!!

નમો અમોને! નમો અમોને!!
અમો નમાવીએ! જેમ તમોને!!
કરો અમારૂં! કરો અમારૂં!!
કહ્યું કરો તો! એપ તમારૂં!!
એપ તમારૂં! અમે ઇચ્છનારા!!
જોહુકમીઓના જૂઓ બબાળા!!!

અહો હિંદવીરો જાગો! જાગો!! આ તમારા ડાહ્યા ડમરા હિતેષીઓની શિખામણ ધ્યાન ધરો!! અને ચૂપ ચાપ દંડાગાર! અરેરે પડાર! જોડ થઇ શાંત રહો!!! કેમ શું ધાર્યું ભલા ? ત્યારે જમાનો પકડ ગતા ?!!

* , * *

પણ સબુર આ ડાહ્યાં ડમરા બબાળા મારના હિંદ હિતૈષીઓને પેલી મરઘા વાળી વાત કહેવી રહી ગઇ. જૂઓ સાંભળો, બનો દંડા અને હિંદનું ધાન્ય ખાઇ તાજા માજા બની રહેલા ગોધાઓ હિંદની કાંઇ દાઝ ધરો! અને હિંદ સ્વરાજ્ય પામે તેનાં પુરા-મગન બનો તેમાંજ ઇશ્વર રાજી! ખુદા રાજી!! ઇશુ રાજી!!! યાને વિવિધ નામે કહેવાતો એક મહા પિતા પણ રાજી! રાજી!! રાજી!!! વાત એમ છે જે એક મરઘીને બે ધણી એટલે બે, મરઘા મરદ હતા! જો કે મરઘી બેઉને અનહદ પ્રેમથી ચાહતી હતી તથાપિ મરઘાઓની સ્વતંત્રતા લુંટાતી હતી. બેઉ મરઘા એક એકની ઇર્ષાને પાત્ર થયા હતા. એક દિવસે બેઉ મરઘા સામ સામી આવી ગયા. એટલે પછી પૂછવુંજ શું ? ચાંચમ ચાંચ! રે બાથંબ બાથ!! ને મારંમાર પર ચાલ્યું! આ મહાન યૂદ્ધ જોવાને માટે માનવોનું ટાળું ભેગું થયું! જોનારને આમાદ ગર પૈસાનો તમાશો જોવાનું થયું! અને હું પેલો મરઘો હાર્યો ને પેલો જીત્યો!! એમ ચાલુ થયું! વખત ઘણોજ વીતી ગયો તથાપિ યૂદ્ધ સમાપ્ત થયું નહી. આખરે બેઉ મરઘા લોહી લુહાણ થઇ ગયા! માથાં ફૂટયાં! આંખ ફૂટી! ચાંચ બોખરી થઈ! પણ મરઘા એક એક પર પૂર જોસથી પ્રહાર કરવા અટકયાં નહીં! એટલામાં એક પ્રેક્ષક વર્ગમાંથી હીચકારો માણસ બહાર આવી, મરઘાઓને શિખામણ દેવા લાગ્યો!! યારો તમે શાને માટે મરો છો ?! મરઘી તમો બેઉને ચાહે છે તો સાથે રહો અને લડાઇ ટંટો બંધ કરો! આવી હીચકારી સલાહથી જે એક મરઘો ગીંધા માંદા જેવો કમજોર હતો અને જેની લડાઇમાં આંખ ફૂટી ગઇ હતી, તે બોલ્યો ઓ હિચકારા માનવી! શું તું નથી જાણતો કે "પરતંત્રમાં રહેવા કરતાં મોતને શરણ થવું ઘણુંજ બહેતર છે!" અહીંથી ચાલ્યો જા અને

હવે તારો તિરસ્કારપૂર્વક એક શબ્દ પણ બોલીશ નહી કે જે આદમ જાતને સ્વાભાવ બન્યો છે! જા! અમે જરૂર લડીશું! અને આખરે જીવશે તે મરદ્દીનો મોક્ષ માલીક થશે. અમારૂં જીવન હંમેશાં સ્વતંત્રજ હોય છે!! અમે પરતંત્રને સહન કરી શકતા નથી!!! જોયું બીરાદરો આ એક મરદ્દાનાં વાક્યો અને શું તેના શરાવત?!! અહો સ્વતંત્ર એ શબ્દ બોલતાંજ કેટલું શોરી ચડી આવે છે! પ્રભૂ હિંદને માયાળૂ અંગ્રેજ સરકાર પાસે સ્વરાજ અપાવો!!! હિંદનાં બાળકો હંમેશાં તેનું ભલું ચાહશે! અને તેનાં માનને માટે જાન આપવા પણ તત્પર રહેશે!!! શાંતિ! શાંતિ!! શાંતિ!!!

ભોળીયા રાજા.

# કન્યાઓનો સંવાદ.



### ૧લી કન્યા.

અહો! આજ કોણ જાણે કેમ અદ્ભુત ગાયનજ મારાથી ગવાયા કરે છે. કોઇ પારકું માણસ આવે છે તો મનમાં ગાઉં છું, પણ અત્યારે તો કોઇ નથી, તો લાવની, તાણીને ગાઉં!—

આજ ઉલ્લાસ—ઉલ્લાસ—અંતરમાં થાય!
સ્ફુરે ઉંડાણોમાં હાસ, સ્વર્ગ સરીખો ભાસઃ
દિવ્ય દશાનો રાસ રાગણિઓ ગાય!
આજ ઉલ્લાસ—ઉલ્લાસ—અંતરમાં થાય!

(બીજી કન્યા પ્રવેશ કરે છે. તે આનંદમાં નહીં, પણ ચીડાયેલ દેખાય છે.)

### ૨ જી કન્યા.

અલી, આટલો બધો આવેશ શાનો? તું ગાંડી તો નથી થઇના? શું ભાઇના વિવાહની વાત આવી, કે તારી પોતાની સગાઇ થઇ?

### ૧લી કન્યા.

વિવાહે નથી થયો, ને સગાઇએ નથી થઇ. પણ બહેન, હું રાજી થાઉં તેમાં તારે શા માટે બળવું જોઇએ? કારણ જાણવું છે? આજ મને કવિરાજે પોતાના ભાંગના પ્યાલામાંથી થોડી પ્રસાદી આપી, અને બાપુજીએ હા કહેવાથી હું પી ગઇ; તેથી અત્યારે આ આનંદના ઘેન ઉતરે છે!

### ૨ જી કન્યા.

અરરર! તારા બાપુજી પોતે તો એ ગાંડા કવિની સાથે વટલાય છે, પણ સાથે લાગી તને પણ વટલાવે છે કે શું? અમારા *ખ. દ. ડા. ના ઘરમાં તો અમે ભાંગ પીવી કે કોઇ પણ જાતનો નશો કરવો, એ પપ સમજીએ છીએ.

### ૧ લી કન્યા.

હશે, અમારૂં ઘર જૂદું છેઃ અને તમારૂં ખ. દ. ડા. નું જૂદું.

### ૩ જી કન્યા.

એટલુંજ નહીં, બહેન. તમારા ઘરનો કાયદો એ કંઇ ઇશ્વરનો કાયદો નથી. તમારા નીચ ઘરમાં તો આજકાલના પાખંડી બાવાઓની પૂજા અને સાચા મસ્ત-મહાત્માઓના અપમાન થાય છે.

### ૨ જી કન્યા.

ત્યારે શું કેફ કરવામાં પાપ નથી? અમારી શિક્ષાપત્રી ખોટી?

### ચોથી કન્યા (મોતી)

બહેનો, હું તો એમ સમજું છું કે માણસની શિક્ષાપત્રી ખોટી અને પ્રભુની હોય તે સાચી.

---

* ખરશેદજી દિનિશાહજી ડાકટરનું ટુંકું નામ.

૨ જી કન્યા.

ત્યારે પાપ શેમાં હશે, બહેન?

મોતી.

સાંભળ, માણેક! ચોરી કરવી; હિંસા કરવી; પર પુરૂષ તરફ નજર કરવી, એ અપરાધોમાં પાપ છે. ઘણાએ પાપીઓ પાપને વખતે નશો કરીને વધારે અપરાધી થાય છે. પણ પ્રભુનાં સ્તવન કરવાં, અને પોતાના રાજા અથવા માલીકની સેવા કરવી, એમાં પુણ્ય રહેલું છે; અને એવા પુણ્યશાલી સેવકોમાં કોઇ કોઇ પોતપોતાના ઇષ્ટ દેવની બુટ્ટી લઇને વધારે વીર વિક્રમ અને અલ્લાહના બંદા બને છે. ઓ માણેક, ઋષિઓ તો સોમરસના પીનારા હતા! ખરી વાત તો એ છે, કે બહારથી જે કંઇ માણસની અંદર પડે છે; તે જઠરમાં જાય છે, અને નિકળવા યોગ્ય હોય તે પાછળથી નિકળી જાય છે. પણ ચોરી કરવાની અને હિંસા કરવાની દુર્વાસના હૃદયમાંથી સ્ફુરે છે: એ દુર્વાસનાને પાપની સમજવી. ઓ ગોરી બહેન, સંભળાવો તો તમારો અંતર બાહારનો સોરઠો!

(૮ મી કન્યા) ગોરી.

સાંભળો, બહેનો!

અંતરથી અભડાય, સાચી આભડછેટ એ:

બાહાર ભલે બહુ ન્હાય, તેથી કાંઇ વળે નહીં!

બધી કન્યાઓ.

"વશ રાખી દિલ આ રંગ મોઝાર—

"વીરતા દાખવો સંસારે!"

પમી કન્યા.

ત્યારે બહેન, તમાકુનું કેમ હશે? બીડી પીવામાં કે હુક્કો પીવામાં પાપ હશે?

૬ઠ્ઠી કન્યા.

નારે બહેન! પાપ શાનું? ઘણીએ દેશનમાં વડી ગયેલીઓ બીડીઓ પીએ છે; અને આપણા દેશમાં પણ કેઇ કેઇ નાર ઓરતો તેમની નકલ કરે છે. પણ એમાં કંઇ માલ નહીં. ખાલી નઠારો ધુમાડો પેટમાં નાંખવાથી ફાયદો શો?

૭ મી કન્યા.

આપણને મન ન થાય તો આપણે ન પીએ, પણ બહેન, જેને મન થાય અને જે પીએ, તેમને આપણે માફી આપવી જોઇએ. આપણે તેઓ કરતાં કંઇ હૃદયમાં વધારે સારાં છીએ, એવું અભિમાન ન રાખવું જોઇએ પણ ચાલો, મોતી બહેનને પૂછીએ! (પાસે જઇને) મોતી બહેન, ફેંસલો આપશો કે?

મોતી.

તે શું. બહેન મારેજ માથે બધો ભાર નાંખ્યા કરશો કે? ખેર, મારે તો ઉપાડ્યા વગર છૂટકો નથી. અરે! મેનાં બહેન, સંભળાવ તો પેલો તારો યોગવિષયનો દોહરો?

(૧૨ મી કન્યા) મેનાં.

ઘણી ખુશીથી! સાંભળો, બહેનોઃ—

ત્રિવિધ વિષયવશ હોય જે તે વિષયોના દાસ:

વિષય સકલ સંન્યાસ તે યોગીનો ગુણ ખાસ!

બધી કન્યાઓ.

"વશ રાખી દિલ આ રંગ મોઝાર—

"વીરતા દાખવો સંસારે!

૯ મી કન્યા.

ત્યારે, બહેન, અફીણનું કેમ?

૧૦ મી કન્યા.

અફીણ લઇને રાજપુતો રણમાં વિક્રમ કરવા જતા, ત્યારે કસુંબાથી તેમનું પરાક્રમ ઝળકી નિકળતું! પણ ઘેર બેસીને કસુંબો પીનારા તો બિચારા દયાપાત્ર બની જાય છે.

૧૧ મી કન્યા.

અને, તોપણ, દવા તરીકે અફીણ બહુ સારી વસ્તુ છે. પ્રમાણથી સેવાં આવડે તો એ વિષ નહીં પણ અમૃત છે, એમ મેં સાંભળ્યું છે.

મોતી.

એ ખરૂં, બહેન! પણ હાલ કંઇ રાજપુતોને પણ રણમાં ચડવાનું રહ્યું નથી. ફ્રાન્સ અને બેલ્જિયમમાં જે લડવા ગયા હોય તે ભલે ત્યાં કસુંબો કાઢે. બાકી આંહીં તો મને કંઇ ઉપયોગ લાગતો નથી! અરે હૃદય બહેન! સંભળાવ તો પેલી તારી સાચી વિકની

(૧૬ મી કન્યા) હૃદય.

સાંભળો, બહેનોઃ—

"નશો તો સમજો સાચો નાથના નામનો વમે:
પરપોટા બધા: ક્ષણ વાત થતાં શમે!

બધી કન્યા.

"વશ રાખી દિલ આ રંગ મોઝાર—
"વીરતા દાખવો સંસારે!"

૧૩ મી કન્યા.

ત્યારે બહેન, કોઇ કોઈ લોકો દારૂ પીએ છે તેનું કેમ?

૧૪ મી કન્યા.

તેનું એમ, કે સત્યાનાશની તૈયારી! આપણા ધર્મમાં એવો હુકમ છે, કે લુગડા ઉપર દારૂનો છાંટો પણ પડે તો તે ધોઇ નખવું જોઇએ; અને શરીર પર પડે તો નહાવું જોઇએ.

૧૫ મી કન્યા.

ત્યારે દ્રાક્ષારસ તો ઘણા વૈદો પીએ છે અને પાય છે, તેનું કેમ?

બહેનો, દ્રાક્ષારસને નામ વૈદો કોઇ વાર દ્રાક્ષાસવ પણ આપે છે, અને દ્રાક્ષાસવને નામે કોઇ વાર "પોર્ટ વાઇન" પણ ઘુસી જાય છે. સાચું પૂછાવો, બહેનો, તો એ બધામાં કંઇ માલ નહીં. શરબત પીવું એ એશક હક છે, પણ શરાબ? અરે તારા બહેન, સંભળાવ તે પેલી તારી શરાબીની ખરાબી વિષે ખેદ?

(૧૭ મી કન્યા) તારા.

સાંભળો બહેનો!

"શરાબી ખરાબી મદીતું નિદાનઃ
"વમ! આદમી બેઇ એઠાં છે જનઃ
"ભુલાવે બધી નીતિનું જેહ ભાનઃ
"કરો ના મનુષ્યો કદી તેનું પાન!

બધી કન્યા.

અહિત મદિરા વણું પાનઃ
મનુજ વિસરે નિજ ભાનઃ
એ બહાલાં!
નરક ધસડે જઇ સાનઃ
વિષમ મચવે તોફાનઃ
વમે તે વમે!
હા! નદિજ ખોટો પરપોટો ટકવાનો!
ને વિતા, તો મને વિચાર સૂઝે ન દિશા
માર્ગ ન કશા!
"દુર્દિનોને નજવાનાં સુદિનોને સજવાનાં!
વશ રાખી દિલ આ રંગ મોઝાર
વીરતા દાખવો સંસારે!

(બુદ્ધિ પ્રકાશ.) 'કાન્ત.'

---

# મદિરાપાન પર સખ્ત પ્રહાર.

(૨)

સારાંશકે, તે ધનક્ષયના જવાબદાર તેઓનેજ ગણવામાં આવે છે. આવા બારિક સમયમાં જન-સમાજે તો વિચાર કરવો જોઇએ કે, કોડી કોડી કરીને પણ ધનનો સંગ્રહ કરવો. ખાસ કંઇક એવા કારણોને લઇનેજ જન સમાજને અપીલ કરવામાં આવે છે કે, મદિરા પાનના અંદર થતું નકામું ખર્ચ સદાને માટે બંધ કરે. કંઇક સર્વમાન્ય લોકો સરકારને પણ અરજ ગુજારે છે કે, દરેક જાતનો મદિરા

બનાવવાનું, વેચવાનું, ખરીદવાનું અને પીવાનું તદન બંધ કરી દેવામાં પોતે પગભર બને. ઠુક સમય ઉપર પ્રધાન મંત્રી મી. લોઈડ જ્યોર્જ-ના મુખમાંથી એવા શબ્દો નીકળ્યા હતા કે જો અમારે દુશ્મનોનું જોર કમતિ બનાવવું હોય તો અમારે પ્રથમ મદિરા-પાનને તદન કમતિ કરી દેવો જોઇએ અર્થાત્ મદિરાપાનને સદાને માટે વિદાયગીરી દેવી જોઇએ. મી. લોઇડ જ્યોર્જ એક પ્રભાવશાળી પુરુષ છે; પરંતુ ગ્રેટબ્રિટનના કલાલો (શરાબ-વેચનારાઓ) પણ જેવા તેવા નથી. તેઓને ડર લાગે છે કે આ આન્દોલન (રીવાજ) અસફલ ન થઇ જાય.

અમેરિકાનાં સંયુક્ત-રાજ્યોએ કેટલાએ પ્રદેશોમાં તીક્ષ્ણ મદિરાને બનાવવાનું, વેચવાનું ખરીદવાનું તથા પીવાનું તદન બંધ કરી દીધું છે. સમયાનુસાર ફકત દવાઓમાં મદિરાનો ઉપયોગ ક્વચિત્ ક્વચિત્ કરવામાં આવે છે. જે આન્દોલનની પ્રથાનો ઉપરોક્ત સુધારો થયો તે વાતને આજ લગભગ સીત્તર વર્ષ થવા આવ્યાં છે, પરંતુ સને ૧૮૮૦ સુધી તેની જડ બરાબર જામી નહોતી, ત્યારથીજ દિનપરદિન તેનો પ્રભાવ અધિકાધિક જામતો ગયો હતો. અને તેનું આખિરી પરિણામ એ આવ્યું કે, અમેરિકાના સંયુક્ત પ્રાંતોમાં ઘણું ખરું કે જે ટલી જગોમાં (સંયુક્ત-રાજ્યોમાં) મદિરાનો વ્યાપાર બંધ જેવો થઇ ગયો છે-નષ્ટતાને પામ્યો છે. આ મહાન દેશના કુથી પણ વધુ વ્યક્તિઓએ કોઇ પણ પ્રકારનો તેજ મદિરા બનાવવાનું લાવવાનું કે વેચવાનું બંધ કરેલું છે ક્વચિત્ દવાઓના અનુપાનમાં તેનો ઉપયોગ કરવામાં છે, તે પણ ક્યારે, ડોક્ટરનો ખાસ અભિપ્રાય હોય ત્યારેજ. અત્રેના આ આન્દોલનોએ લગભગ ૨૩ રિયાસતોમાં પોતાના વિજયનો વાવટો ફરકાવ્યો છે. અને અત્રેનું "મદ્ય-નિષેધક મંડલ" પોતાનું કાર્ય ઉત્સાહ પૂર્વક કરી રહેલ છે. એ મંડલનો એવો મુદ્રા લેખ છે કે, આખા દેશમાંથી મદિરા-પાન બંધ ન થાય ત્યાં લગી એક સરખી રીતે પ્રયત્ન ચાલુ રાખવો—અર્થાત દેશમાંથી મદિરા-પાનને સદાને માટે બંધ કરાવવો.

મદિરાની ભઠ્ઠી ચલાવનારઓ, તથા મદિરાના પૂરા ભક્તો (પીનારાઓ) મદિરા-પાન નિષેધકના પુરેપુરા વિરોધી હોય, તેઓના પ્રયત્નને તોડી પાડવાનો પ્રયાસ કરે છે. અને તેમ કરવામાં તેઓનો સ્વાર્થ સમાયેલો હોવાથી તેઓ તેમ કરે તે વાત સ્વાભાવિક છે. મદિરા દેવીના ભક્તોનું એવું કહેવું છે કે, સરકારને આ બાબતનો કોઇ પણ જાતનો અધિકાર નથી. તે કોઇ પણ વ્યક્તિના ખાવાં પિવાને બંધ કરી શકે. સરકાર પોતાની નાગરિક-વ્યક્તિઓ-વિષયક સ્વતંત્રતામાં હસ્ત ક્ષેપ કરવો જોઇએ નહિ.

આ વિરોધી પક્ષ એક વાત તદન ભૂલી જાય છે કે, સરકારનો કાયદો છે કે; ઔષધમાં ઉપયોગી પરંતુ અતિરિક્ત વિષેલ-માદક પદાર્થનું વેચાણ કરવું તે પણ એક જાતનો અપરાધ છે અને આ પ્રકારના અપરાધીઓ શિક્ષાને પાત્ર છે. તો પછી મદિરા જેવા વિષને માટે આવા સમયમાં કાયદો કેમ કરવો ન જોઇએ? કેમકે તેની અસર વિષયુક્ત પદાર્થોથી કંઇ કમતી નથી. વિપક્ષી મંડલ-મદિરા દેવીના ભક્તો આ વાતનો ખ્યાલ પણ નથી કરતા કે ગુન્હેગાર લોક શૃંખલા પહેરી રહે છે. મહોન્મત્ત કેદખાનાઓમાં પુરવું પડે છે, અને ચેપી રોગોના રોગીઓની માફક એકાન્તવાસ સેવનના લીધે અલગ કરવામાં આવે છે સરકારમય-નપ આવા બાળકોને સ્કૂલના ગોકલા માટે બનાવ્યું કરે છે, દરઅસલ કેળવણી વગે. દેશોનાં કાયદાઓ કરી હમેશ કરે છે, તેમજ જે માતા-પિતા પોતાનાં બાલ બચ્ચાં સુશીમાન નથી રાખતા, જે સંતાનના ભરણ પોષણનો પ્રતિબંધ નથી

ઓ એક સરિતાના સામસામેના કિનારાઓ ઉપર આવેલા છે. કાનસાસમાં કેટલોક સમય થયો મદિરા-પાન બંધ કરી દેવામાં આવેલ છે. અને મદિરા-પાન બંધ કરવાથી કાનસાસનાં નગર જનોનું કેટલું હિત થવા પામ્યું તે વાત સરિતાના-સામે કિનારે આવેલા મિસેરી કરગાના નગરજનોથી અજ્ઞાન રહ્યું નહોતું. અને તેનું પરિણામ એ આવ્યું કે, તેઓએ પોતાના હિતની ખાતર બીજેજ વર્ષથી કાનસાસનું અનુકરણ કરી મદિરા-પાન બંધ કરી દીધું.

સંયુક્ત-રાજ્યોના જે પ્રાન્તમાં મદિરા-પાનનો નિષેધ કરવામાં આવ્યો તે સમયે મદિરા નિષેધક મંડલના વિરોધી (મદિરાપાન કરનારા) ઓએ તરેહ તરેહના ઉત્પાતો કર્યા, તેઓ ચોરી છુપીથી મદિરા બહારગામમાંથી લઇ આવી પિતા હતા; તે એટલે સુધી કે લોકો જુદી જુદી રીતે બિમાર પડતા હતા, અને ડૉક્ટરના હાથથી જુદો જ અભિપ્રાય સુદ્ધાંત લખાવી લેઇ, દવામાં અનુપાન દારનું કરવાનું લખાવી લેતા હતા. અને એવા કેટલાએક વિચારહીન ડોકટરો મદિરા-પાનના ભક્તોના દુર્વ્યસન વૃદ્ધિમાં મદદગાર બનતા હતા. સમય આવી પહોંચતાં ઉપરોક્ત દુષ્પ્રવૃત્તિ પણ કાયદાઓથી અને મદિરા નિષેધક મંડળના ઉપદેશોથી સદાને માટે બંધ થવા પામી.

જે યંત્રો મદિરા બનાવવાના ઉપયોગમાં આવતાં હતાં, તે યંત્રો અત્યારે અન્ય વસ્તુઓ બનાવવામાં કામ લાગે છે. તેમજ જે મદિરા મંદિર હતાં તે અત્યારે ભોજનાલય, કાર્યાલય, વસ્તુ સંગ્રહાલય અને લાયબ્રેરીયો તરીકે વપરાતાં આજ નજરે પડે છે. જે જે સામગ્રીઓ અત્યારે એવા ઉપયોગમાં વપરાય છે કે, આગળ ઉપર કોઇપણ વ્યક્તિને મદિરા જેવાં દુષ્પરિણામ ચાલુ રહેશે એવું બોલવા સરિખી પણ રહેશે નહિ.

યૂરોપ અને અમેરીકામાંથી તો મદિરા જેવી રાક્ષસી દેવીનો બહિષ્કાર થવા માંડયો છે; પરંતુ આ સ્વર્ગીય ભારતમાં મદિરાનું ખર્ચ જે દિન પ્રતિદિન વધતું જાય છે, તે શું આશ્ચર્ય તરફ ખેંચનારી વાત નથી? ભારતના સંતાનોએ આવા ભયંકર દુર્વ્યસનથી જલદી મુક્ત થવું જોઇએ. પરમાત્મા આ ભારતના ઋષિ સંતાન જેવા બાળકોમાંથી આ ભયંકર દુર્વ્યસનને સદાને માટે નાબુદ કરો એજ આ લેખકની અંતિમ પ્રાર્થના છે. અસ્તુ!!! *

સ્નેહયોગી.

* સરસ્વતિ ઉપરથી.

## "મન અને તેના પાળકનો સંવાદ."

### પ્રથમ પાળકને થયેલો પસ્તાવો.

(રાગ આનંદ સાગર આજ ઉલટયો મોતીડે મેઘલા વરસ્યા)

મનરૂપી મૃગલું આ દોડી, બાંધો ભારે ભવસાગરમાં;
ગોતી વહ્યું ગાંડું બની પુરમાં, પૂછતું પૂછતું સરવે પરનો.
વીંધ્યું વિશ્વ વંટોળાયે આ પર, જીવન તણી આશા છોડી
દમ દઇ તોએ દુઃખદે સઉને, પરહરી નીતિ આશા તોડી
રાખતું નથી ભય ક્રોધનો ઉરમાં વાગરો ત્યારે જાણી રાધા
વાળ્યાં વ્યર્થ તું સુકીદે સુરખા, રજ તું સમજ ન ર વીસરી જા

હે અભાગીયા મન! તું કોઇ માણસનું સારું ઉગાર થવાનું નથી અને થયુંજ નથી. તું એક મદીરા પીધેલ મર્કટની માફક ઉંચા વાંસ પર ચડનારૂં માંકડું, યાને ત્યાંથી પગથીયાં આદી કાંઇ પણ ન જોતાં અંજાઇ જઇ નીચે પડનારૂં વાંદરૂંજ છે. તું એક ઘડીમાં પાતાળમાં પેસે છે તો એક ઘડીમાં આકાશમાં ફરે છે તને કોઇપણ રોકવાને સમર્થ નથી તને તો જાણે ફુલપાવર મળ્યો હોયની એમ મદમાં ઘેલું થઇ ગએલું છે. ભર્તૃહરીમા કહ્યું છે કે "હે મન! ચંપળતાથી તું પાતાળમાં પેસે છે. આકાશને ઉલંઘીને આગળ ચાલ્યું જાય છે. દીશાઓના મંડળમાં ભટકે છે, પોતામાં રહેલા નિર્મળ બ્રહ્મને ભ્રાંતિથી પણ કેમ સંભારતું નથી અને તે સિવાય શાથી તું નિવૃતિને પામીશ પરંતુ શાસ્ત્રકારો ગમે તે કહે પણ તું તો બેધડક જુસ્સાભેર પવનની વેગે પોતાને ફાવે તે ઠેકાણે દોરાય છે. તને એમ નથી લાગતું કે આ તો ઇંદ્ર ભુવન છે યાને આ તો રમણીય બાગ છે યાને આ તો નર્કનો કુંડ છે, તારી આગળ સર્વે સરખુંજ છે, તને કોઇપણ જાતની તૃપ્તિ થવી નથી, તું તો હરનીશ ભવસાગરમાં ભટક્યાજ કરે છે અને જાણે અનેક વસ્તુ નીરખીને આમાંજ જાણે અમૃત ભરેલું છે એમ ધારી અનુધાર્યો કુદકો મારે છે. ઘડીમાં બીજે સ્થળે જઇ જાણે આજ કસ્તુરીનો પુંજ હશે એમ ધારી એમાં પડતું મુકે છે, એમ તું અનેક ઠેકાણે વલખાં મારતું ફુસેકા ખાવાને અનેક સ્થળે ભટક્યાજ કરે છે પણ તારી ધારણા કદાપિ પણ બર આવતીજ નથી. કદી તું ચાલી જાય છે તો પણ એવે કોઇજ ઠેકાણે, બાકી સર્વે સ્થળેથી તો તું નિરાશ થઇ વીલે મોંઢે પાછું ફરે છે, તું કેવડું મોટું છે. તારૂં શું કામ છે. તારૂં કેવું રૂપ છે. તારે અહીં આવી શી ફરજ બજાવવાની છે તેની તો તને ખબરજ નથી; તેમ મને તો ક્યાંથીજ હોય કારણકે તેં મને દગો દીધો છે. મેં ઘણુંએ જાણ્યું હતું કે તું મારૂં છે પણ ઓ મન મસ્તાના ઘોડા! તેં તારી લગામ તોડી નાંખી; તોફાને ચઢી આગથી તેમ નાહી જઇ મને નહક સતાવી રહ્યું છે. કહ્યું છે કે.

એમ સર્વને ગાપું હું, પણ મુજને માપે મન,
મારી તુલના મન થકી, સર્વથી મોટું મન.

એ મુજબ હે મન! તેં મને તારા કાબુમાં રાખ્યો છે. તેં ભલભલાને પણ ભોળવ્યા છે અને ભોળવે છે તો મારી શી ગુંજાશ, પણ હવે હું તને મારી પેઠે સમજ્યો છું. ધીરે ધીરે હવે તારા માટે ઓસડ તૈયાર કરીશ પણ હાલમાં તો તું એવું ચંચળ, ચપળ, અને સુક્ષ્મ વસ્તુ છે કે તું કોઇ પણ વખત કશાએ કામમાં મારા કબજામાં આવતું નથી, તને બહુ બુરી ખો પડી છે તે તું શાનું મારા કબજામાં આવી શકે? કહેવત છે કે "બુરી ખો પડે તે ડગલે ડગલે નડે" તેથી હે મનને ધારણ કરનાર એટલે તારા પાલક તને એકનું એકજ માની તૂં રંગીલું રસીલું કોમળ ગમરૂ ગુલાબી નાનકડું મોંઘેરું મન જાણી ઘણાં ઘણાં લાડ લડાવ્યાં, જાતજાતના મેવા મીઠાઇ, તથા તીખા તમતમાં, ખાટા મોળા મીઠા સુગંધીદાર ભાવાના મજેદાર મસાલા વીગેરે ખટરસ ચખાડી જાતજાતના રંગે રમાડી ભાતભાતની તારે માટે મેં જોગવાઇઓ કરી. તું પાણી માગતું તો દુધ લાવી હાજર કરતો, કદી તને એમ થતું કે બસ આજ તો આ દાળ ભાત રોટલી કરેલાં નથી જમવાં તો હું તારા માટે અન્ય પકવાન પકાવી જમાડતો તેની સાથે કઢેલાં દુધ, ઇલાયચી, કેશર, કસ્તુરી, સાકર, બદામ, પીસ્તા. વીગેરે અનેક જાતનાં સેજાનાં નાંખી તારી હજુરમાં આ મજુર લાવી રજુ કરતો. એમને એમ દિન પ્રતિદિન જેમ જેમ મેં તને મોંઢે ચઢાવ્યું તેમ તેમ તું ઓ ઇબ્લીસ મન! દીવસે દીવસે ફુલાતુંજ ગયું અને જોબનના મદમાં અનેક તરેહની

સાહ્યબીઓમાં કુમતું વને બીલકુલ સારા નરસાની તેજગમજ ના પડી. વને મેં નાનપણથી એટલે તું મનરૂપી કુમળું વૃક્ષ હતું ત્યારથી તારૂં ડાળું મરડી નાંખ્યું હોત તો તું આ વખતે આવા ઘટાદાર અનેક ડાળાઓથી ઘેરાએલું ગંજાવર ઝાડ થવા ન પામત પણ હાલ હવે હું શું કરૂં? તે વખત મને કાંઇ તારી લહીતે લહેરમાં અને તને લાડ કોડ લડાવવામાં કિંચિત્ માત્ર પણ ખબર પડી નહિ. હવે તો–

"પ્રથમ નહિ સમજ્યો મન માંહ્ય
હવે પસ્તાવો કર્યે શું થાય."

તેથી જેમ પાળેલો સાપ પોતાનેજ ડશે તેમ હું એક ગરીબ બીચારા ભોળા પાળકને તું ડસવા જબરો વેગ કરતો આવ્યો છું. તું આટલા બધા દરજ્જાને શાથી લાયક થયો તે બધો મારોજ વાંક છે, કેમકે જ્યારે જ્યારે તને જે જે જાતની ઇચ્છાઓ જેવી કે દારૂ પીવાની, ગાંજો ફુંકવાની, પર સ્ત્રી ગમનની. નાચ રંગની મિષ્ટ ભોજનની, એશઆરામની ઊંઘ આળસની ઠેલાઇ ભલાઇની વિગેરે વિગેરે જે જે તારા વીચારો થયા તે તે વીચારોનો હુકમ મેં માથે ચડાવી તે તે ક્ષણે વને તારા કહ્યા પ્રમાણે મે તારી તમામ જીજ્ઞાસાઓ પૂર્ણ કરી, એમાંથીજ તને આ બુરી ટેવ પડવાથી આ હરામ ચશકો વને લાગ્યો છે. જેથી તું તારા અસલ સ્વરૂપે પ્રગટ થયું છે જેમ એક વાઘનાં બચ્ચાંને જે પોતાની જનેતાના ઉદરમાંથા જનમ્યો ત્યારથી તેને પોતાનો ખોરાક તજાવી આતુરી ખોરાકે ચાલુ કર્યો પણ લાએ દીવસે પણ ક્વચિત તેણે લોહીનું એક બિન્દુ પડેલું ચાટવાથી તે તરતજ તેના અસલ કુદરતી સ્વભાવમાં આવી ગયો અને પોતાના પાળકનુંજ ભક્ષણ કરવા તત્પર થયો તે મુજબ તેં મારા ઉપર હવે આ મુશીબતો વીતાડવા માંડી. મેં જાણ્યું કે હવે આ મન કાંઇક સમજણું થયું હશે, પણ નહિ નહિ, તેની આદતો જેવી ને તેવીજ છે, હવે તો ઉલટું સામું થઇને મારાજ ગળે બેસી મારૂંજ લોહી ચુસવા સમર્થ છે. જેમ નિર્દય કસાઇ સમય આવ્યે પોતાના પળેલા મેંઢા ઉપર છરી ફેરવતા જરાપણ દયા ખાતા નથી તેવીજ રીતે આ વખતે તેં કરવા માંડયું છે. હું તારા વાસ્તે ઘણીએ મથી મર્યો પણ તું અંદર રહેલું છે એટલે હું શું કરૂં? હમણા જો બહાર હોવ તો વને બાંધી સુસ્કેટાટ કરત, પણ તું તો મારા અંતઃકરણ ઉપર બેસી મારૂં કાચું કલેજું કરડે છે. હવે તારો ત્રાસ મારાથી ખમાતો નથી. હવે તારાથી હું હજારવાર હાર્યો છું. તારાં મનગમતાં માગણાં મારાથી પુરાં થઇ શકતા નથી. હરી હરી હુંજ હીણ ભાગી કે મેં પ્રથમથીજ વને મોઢે ચડાવ્યું, હવે મારા દુઃખની સીમા ના રહી. હાથનાં કરેલાં હવે હૈયેજ વાગ્યાં છે. હવે કોઇ રીતે આ મનથી મુક્ત થવાની બારી સુજતી નથી. હર હર ઇશ્વર, હવે શો ઇલાજ કરવો એમ વીચાર સાગરમાં પાળક તણાયો છે તેવામાં આ મગરૂર મન એકદમ જાગી ઉઠી બાહોશીથી બોલવા મંડી પડયું કે સાંભળી અલ્યા પાળક! તેં મને ના ઓળખ્યું ? મારૂં નામ શું ? પાળક કહે, તારૂં નામ શું તે વળી મન. મનજી કહે હાં હાં મન, મન. અરે ભોળા ઓલીયા આદમી, આ મને તો આખી દુનિયા ફના કરી નાંખી છે અને કરી નાંખું છું ને વળી કરી નાંખીશ. જેણે મને પોતાના કબજામાં રાખી બરોબર કાબુથી કેળવી સારે રસ્તે શીખામણ દઇ ચડાવ્યું છે તેનો તો હું સદાનો ચર્ણ ચાંપનારો દાસ થઇ હાજર હાજર દરદમ કદમમાં પડી બે હાથ જોડી બરદાશ ઉઠાવું છું પણ જેણે આ મોકળા મનને ચાળે ચડાવી મુક્યું છે તેનો તો મેં મૂળમાંથીજ નાશ કરી નાંખ્યો છે. હે મુરખા પાલક! તને એવું જાકું ખાવાની ટેવ પડી અને તારા સ્વાર્થને લીધે તેં મને દોડાવ્યું તો પછી સરકારનો હુકમ

થયો એટલે આ કામદાર ભાઇ તો એટલી વાટજ જોઇ રહ્યા હોયની તે પછી કાંઇ બાકી મૂકેજ કે ! કેમ પાળક પિતા! પછી હું શું તેં મને, ઝુલાવ્યું, ફુલાવ્યું. મારી મરજી મુજબ ખોરાક, પોશાક, મોજશોખ, આકાર, નિદ્રા, વ્યસન, વ્યભિચાર, વિગેરે વિગેરે તમામ સ્વચ્છંદે ચડાવી મન ગમતાં લાડ લડાવી અને બગાડયું પછી કાંઇ બંદાના બહારની બાકી રહેજ કે ? નાના ભાઇ, કહો પછી કોઇ બાકી રહે ! કેમ અલ્યા બીજાઓ સાક્ષી પુરતા નથી. કે હાજતો પછી કાંઇ બાકી રહેજ નહિ. એવું સુખ જોઇને તે ગમે તેવો બોણી વગરનો મનુષ્ય હોય તેને પણ ચેતન આવી જાય તો હું તો એક મન રાતા મોનું મદીરા પીધેલું માંકડ પછી મારામાં કાંઇ મણા રહેજ કે ? જાણે મારો વેગ તે તો મોટારકાર ચાલી કે કાંતો બે ઘોડાની ફેટીન દોડી કે કાંતો સાઇકલ પર બંદાની સ્વારી ચાલી નાના હમણાની હવામાં ઉડતી સબમરીન અને બલુન, યાને ઍર આગબોટ દોડી, કેમ પાલક ભાઇ બોલતા નથી, મારામાં આપના પ્રતાપથી એબળ આવી ગયું છે કે પવનના વાવરે એટલે સુધી હું ચડી શકું છું કે ઘડીમાં અમેરીકાના પાસિફિક મહાસાગરમાં આળોટું છું, ઘડીકમાં ભુમધ્ય સમુદ્રમાં મછવા ચલાવું છું. ઘડીમાં એરેબીયન સમુદ્રમાં સ્ટીમર ચલાવું છું. ઘડીમાં જી. આઇ. પી. અને પંજાબ મેલનું ઇનજીન ધકેલું છું, ઘડીમાં હીનાલય પર્વતના ધવલગીરી શીખર ઊપર ચઢીને કુદું છું, ઘડીમાં લંકાપુરીની ખબર લઇ ધશમશીયું દોડી આવું છું, તો ઘડીમાં ઝાડનાં ઝાડ ને વાડના તાડ ઊખેડી નાખું છું. તેમાં કોઇ સાચું કામ કરવાના તો સોગનજ છે, આ તો મારા મનના ઊડાંગ મારા હવાઇ વીચારોને જતાં કાંઇ વાર છે ! મારા પાલકને કાને કાંઇ વાત આવી કે તરતજ બંદાની બગી જોડાઇજ છે ને ? પવનના વા , વ ઝોડાના અરબ્બી ઘોડાઓ જોડાય જ છે ને ! અને બંદા બંદરમાં આંદરાની માફક પહોંચી આમ તેમ ડોકીયાં કરેજ છે ને! એક દીવસ મારા પાલકને વિચાર થયો કે ગંગા જેવી પવિત્ર નદીમાં આ માગં પાપ નીવારવા માટે જઇ સ્થાન કરૂં તે પહેલાં તો મ્હારા વીચાર ઘોડા દોડી પહોંચી ગંગામાં ગરકાવ થઇજ રહ્યા છે ને! ભાઇ પાલક માટે મારૂં તો તારે નામજ ના દેવું. મારા આવા આચારણ માટે તો હું સર્વને વ્હાલુંજ લાગું છું. કેમ વ્હાલું ન લાગું ?: પાલકનો હુકમ અને મનની મોજ, દેવતા ને દારૂ બન્ને ભેગા થયા પછી શા માટે ભડાકો થવાને કાંઇવાર છે! સત્વર હજારવાર આ સેવક તૈયાર છે. મારા મહેરબાન, હું તો ડાહ્યાની સાથે ડાહ્યું અને ગાંડાની સાતે ગાંડું. જો મને સુંદરી સતસંગે ચડાવો તો હું પલમાં પકડાઇ જઇ તાબેદાર થઇ જાઉં, પણ મન જીતવું મુશકેલ. .

"મન જીતવું મુશકેલ જગતમાં મન જીતવું મુશકેલ
યારો ખરો કદા કઠીને ખેલ. જગતમાં મન જીતવું.
આવી ચડે ભરતી ઉદધીમાં, ચાલે સરીદા
રેલ-જગતમાં
અગમ નીગમ ચઢી, અથાડે પળમાં, ખોટા ખેલાવે
ખેલ-જગતમાં.
મન વશ કરવા વિદ્યા જાણો. માણો સૃષ્ટીમાં
શૈલ-જગતમાં.

પાળક આ સાંભળીને પૂર્ણ પસ્તાઇને પ્રતિ ઉત્તર દેવા લાગ્યો કે ખરી વાત. ભાઇ- બેશક નાના બાળકોને માબાપ લાડથી ઉછેરે છે બાદ સુજ્ઞાવસ્થાએ પહોંચતાં પોતાના માબાપોને ઘરમાંથી ધસડી કાંડી મોટાની આમન્યાનો ભંગ કરે છે તે મુજબ મારા પ્રત્યે તારી વર્તણુંક થઇ ગઇ લાગે છે?' હવે હું શું કરૂં ફણીધરને દુધ પાઇ ઉછેરેલો તે પાળકનેજ ડસવાનો, કારણ કે 'જીવું કોણ તેને ગજે. હમેશનો જાણીતો તો ખરો.' વગમાં મનથી

સહન શબ્દો નહિ થઇ શકવાથી બોલી ઉઠયું-પાલકજી. બાળકોને કાંઇ તમે મને આપી એવી કેળવણી અપાતી નથી માટે મને સારી સ્થિતિએ ચઢાવવા માગતા હો તો ઉત્તમ કેળવણી આપી મારા માવત બની શિક્ષાનો સબળ અંકુશ વાપરો અને કાળની ચાબુકથી ખુબ ધારશો ત્યારેજ મારૂં ઠેકાણું પડશે. હવે તો હું હરાડું થઇ ગયેલું છું. મને બહુ ખોટી લબ્બાકો પડેલી છે માટે મને સારી શીખામણ આપશો તો સારાં ફળ ચાખશો અને ખોટી સલાહ આપશો તો ખોટાં ફળ ચાખશો કારણ કે દરેક વ્યક્તિને પોતાનાં ખરાં ખોટાં કરણીનાં ફળો ભોગવવાંજ પડે છે તેમાં મારે કાંઇ લેવા દેવા નથી. હું તો વગારો વગર પગારદાર હાજર હજુરી છું. મારી મજુરીની ફરજ ફક્ત બજાવું છું. એ બધી વાત ખરી પરંતુ ઓ સુશીલ મન, મારો જન્મારો તારી સરભરા કરવામાંજ ગયો. હવે તો હું છેક હારીજ ગયો છું માટે મને કાંઇ સનમાર્ગ સુચવ તો મારી સાથે તારૂં પણ કલ્યાણ થશે એમ કહેતો પાલક પાગલ થઇ મનને પાયે પડી ગયો, જેથી મન કહેવા લાગ્યું કે સાંભળ ત્યારે મારી છેવટની શીખામણ વને એજ છે કે "દુનિયામાં જેણે મન જીતી લીધું તેનું સર્વે કાર્ય સિદ્ધ થયું."

તે બાબત કવિવર્ય ચિત્રકારની કાદમ્બરીમાં લખાએલું નીચેનું સંગીત શ્રવણ કરવાથી ઓ પાલક પિતાજી! તમોને સઘળું અથઇતિ સ્મરણ થઇ આવશે.

"જગમાંહી જેણે મન જીત્યું તેણે જીત્યું સર્વ ગણાય-આ જગમાંહી
સ્વર્ગ તણાં પણ અસંખ્ય સુખડાં તેને તુચ્છ જણાય આ જગમાંહી;
વિષયમાંહી મદમત્ત બની માતંગ જુઓ સપડાય
મધુર વેણુના નાદ થકી, મૃગ પારધી હાથે હણાય-આ જગમાંહી.
રૂપ પ્રકાશ દેખી દીપકનો, પતંગ બાળે કાય.
રહે જળમા પણ રસના સ્વાદે, મીન તણો જીવ જાય-આ જગમાંહી.
કઠણ કાષ્ટ છેદી નીસરે પણ કમળ નહીં છેદાય
પરાગ ગંધે મસ્ત બની અલી કુલકળી મહીં મુંઝાય-આ જગમાંહી.

વાહ! મોઘેરા મન વાહ પાળકને સુધારવા તેં ઠીક યુક્તિ બતાવી. વાહ શો મનનો ચમત્કાર! સૌ મનની મિત્રતામાંજ સમાએલું છે. માટે ઓ દુનિયાના દાના દોસ્તો આપ સર્વે આપના મન પોતાનાજ ગુરૂ બનો જે મન મઝવો હાંકનાર સુકાની સારો હશે તો આ ભવસાગર તે સુગમતાથી તરી જશે દુમેંજુ કિં બહુના જી. બી. પવાર. ધોળકા.

---

# Morals નીતિ વચનામૃત–ઉત્તમ વાકયામૃત.

લેખકઃ—શ્રી સદ્ગુણાનુરાગી મુનિશ્રી કર્પૂરવિજયજી મહારાજ.

"बालादपि हितं ग्राह्यम्"-બાળક પાસેથી પણ હિત વચન ગ્રહણ કરવું.

"पंडितोऽपि वरं शत्रु, न मूर्खो हितकारकः" - ડાહ્યો દુશ્મન સારો, પણ મુર્ખ મિત્ર સારો નહિ.

"न प्राणान्ते प्रकृति विकृति जायते चोत्तमानाम्"- ચંદન સુવર્ણ અને શેલડીની જેમ ગમે તેટલાં કષ્ટ વાપ કે પીડન થાય તોપણ પ્રાણાન્તે પણ ઉત્તમ પુરૂષો પોતાની પ્રકૃતિને બગાડતા નથી, બગાડવા દેતા નથી, પરન્તુ તે અધિક નિર્મળી થતી જાય છે.

'જનનિ જણજે ભકત કાં, કાં દાતા કાં શૂર; નહિ તો રહેજે વાંઝણી, મત ગમાવે નૂર.'

"क्षमा खड्ग: करे यस्य, दुर्जनः किं करिष्यति'-જેના હાથમાં ક્ષમા રૂપી (દિવ્ય) ખડ્ગ

રહેલું છે તેને દુર્ગંધ (અથવા દુષમ કલિકાળ) શું કરવાના છે? કશુંજ નહિ.

'સોબત તેવી અસર'—સારી કે નબળી સોબત મુજબ સારી કે નબળી છાપ પડે છે.

ગામ કે શહેરની ગટરોનું પાણી પણ ગંગાને મળવાથી 'ગંગાજળ'ના ઉપનામને પામે છે અને ગંગા નદીનું નિર્મળ અને મિષ્ટ જળ પણ સમુદ્રને મળવાથી ખારૂં થઇ જાય છે.

"મૂરખ સાથે ગોઠડી, પગ પગ હોય ક્લેશ"-મૂર્ખની સોબત કરતાં વનવાસ ભલે

"અવગુણ ઉપર ગુણ કરે, તે વિરલા જગ જોય"-સજ્જન એવા હોય છે.

"કથની કથે સબ કોય, રહેણી અતિ દુર્લભ હોય"-જબ રહેણીકા ઘર પાવે, તબ કથની ગિણતી આવે.

'શીલ રહિત નર ફુટડાં, જેવાં આવળ ફુલ;
શીલ સંગ જે ભર્યાં, તે માણસ બહુ મુલ.'

'કર્મ કટક હણે તે જિન, તેથી ત્રાસે તે છે દીન.' છતી શક્તિ ગોપે તે ચોર 'પંડિત તે જે નિરભિમાન' 'કરત પાપથી પંડિત સોય, હિંસા કરત મૂઢ સો હોય.

'અંતરલક્ષ રહિત તે અંધ, જાનત નહિ મોક્ષ અરૂ બંધ;'

'કલ્પવૃક્ષ સંજમ સુખકાર, અનુભવ ચિન્તામણિ વિચાર.'

'કામગની વર વિદ્યા જાણું, વિના વેલી ભક્તિ ચિત્ર આણ,'

'સત્ય વચન મુખ શોભા ભારી, વર્જે તંબોલ સંત તે ધારી.'

'સદ્દગુરૂ ચરણરેણુ શિર ધરીએ, ભાલ શોભા ઇણ વિધ ભવિ કરીએ.'

'મિષ્ટ વચન સહિત તે ન, ગર્વ રહિત તે જ્ઞાન પ્રમાન;'

'ક્ષમા સહિત તે શૌર્ય બખાન, વિવેક સહિત વિત્ત તે જાણ.'

'અવસર ઉચિત બોલી નવિ જાણે, તાકું જ્ઞાની મૂઢ બખાને'

'મોહ સમાન રિપુ નહિ કોય, દેખો સહુ અંતરગત જોય.'

## વિદ્યાર્થી વર્ગને બ્રહ્મચર્ય સંબંધી હિત વચન

લેખક—(શ્રી સદ્દગુણાનુરાગી મુનિશ્રી કર્પુરવિજયજી

બ્રહ્મચર્ય એ વિદ્યાર્થી માત્રને પ્રાણ-આત્મા સમાનજ સમજવું જોઇએ.

પવિત્ર વિચાર, પવિત્ર વાણી અને પવિત્ર વર્તન એ બ્રહ્મચર્યનું ખરૂં જીવન છે.

પ્રથમ વિદ્યાર્થી અવસ્થામાં મન વચન કાયાથી શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

બ્રહ્મચર્યની રક્ષા અને પુષ્ટિ થાય એવું અને એટલુંજ નિર્દોષ ખાનપાન કરવું.

સ્વ ઇન્દ્રિયોને કાબુમાં રાખનારજ બ્રહ્મચર્ય સારી રીતે પાળી શકે.

ઇન્દ્રિયોને કબજામાં રાખવી તે સુખ-સંપદાનો માર્ગ છે અને તેને મોકળી મૂકી દઇ તેના ગુલામ બની જવું તે દુઃખ દારિદ્ર યા આપદાનોજ માર્ગ છે.

બ્રહ્મચર્ય એ સદ્ વર્તન યા ચારિત્ર્યના પ્રાણ આધાર રૂપ છે. બ્રહ્મચર્ય એ ઉત્કૃષ્ટ પદ પામવાને અસાધારણ કારણ-રૂપ છે, શુદ્ધ બ્રહ્મચર્યને પાળનાર જગતમાં ભારે પૂજા સત્કારને પામે છે, બ્રહ્મચર્યના પ્રભાવ વડે દીર્ઘ આયુષ્ય, ભવ્ય સુંદર આકૃતિ, મજબૂત બાંધો, ઉગ્ર પ્રતાપ અને વીર્ય પ્રાપ્તિ, રક્ષા તથા વૃદ્ધિ થવા પામે છે. નબળા વિચાર, ઉચ્ચાર (વાણી) અને આચાર રૂપ અબ્રહ્મ યા કુશીલ સેવવા વડે વિદ્યાર્થી જીવનમાં અને આગળ ઉપર પારાવાર હાનિ થવા પામે છે, તેથી સારા સુંદર

તેમ છે. દુનિયામાં એવા ઘણા સભ્ય દેશો છે જ્યાં ન્હાનાં ન્હાનાં બાળકો શિવાય બીજાં બધાં લખી વાંચી જાણે છે. એ બધા દેશોની સાથે હિંદુસ્તાનમાં લખી વાંચી જાણે એવા માણસોની સરખામણી કરતાં નિરાશાના ગોથાં ખાવાં પડે તેમ છે? સ્પેનમાં બે કરોડ માણસની વસ્તી છે અને તે કેળવાએલા હિન્દીઓ કરતાં કંઇક વધારે છે છતાં જેટલી શકિત સ્પેનની છે, તેટલી હિંદુસ્તાનની નથી. પોર્ટુગાલની વસ્તી ૧૬૦૦૦૦૦૦ જેટલી છે પણ હિંદુસ્તાન પોર્ટુગાલ કરતાંએ શક્તિહીન છે. ડેનમાર્કની કુલ વસ્તી ૨૫ લાખની છે પણ હીંદુસ્તાન તેના કરતાંએ દુર્બલ છે, જો હિંદુસ્તાનના ૧૮૫૩૯૫૧૮ કેળવાયલા એક તદન જુદા દેશમાંજ એકજ સાથે વસતા હોત તો તેઓ ડેનમાર્ક, પોર્ટુગાલ અને સ્પેનના જેવા શક્તિશાળી થાત અને ઉન્નતિ માર્ગમાં આગળ વધી શકત પણ તેમ બની શકે તેવું નથી, કારણ કે તેઓમાંથી ઘણા પરો જુદે જુદે સ્થળે વિખેરાઇ ગયા છે. એ સિવાય તેના બીજા પણ કેટલાંક કારણો છે. વળી તંદુરસ્ત માણસોને પોતાના ધારેલા સ્થળે જલદી જવાની જ્યારે જરૂર હોય છે ત્યારે તેઓ ઉતાવળે ચાલીને અથવા દોડીને પણ જઇ શકે છે પણ તેમને જો કેટલાંક લુલાં લંગડાં અને એવાજ બીજા અપંગ માણસોને સાથે લઇને જવાનું હોય છે ત્યારે તેમનાથી દોડી શકાતું નથી પણ ધીરે ધીરે બધાને ખાંધે કે કેડ ઉપર બેસાડીને જવું પડે છે. હિંદુસ્તાનમાં કેળવાએલા વર્ગ કરતાં અભણ વર્ગ ઘણો મોટો હોવાથી દેશની આવી સ્થિતિ છે. તેથી કેળવણીના પ્રચાર માટે દરેક હિંદીવાને તન, મન અને ધનથી પ્રયત્ન કરવો એ તેનું મોટામાં મોટું કર્તવ્ય છે.



# મુક્તિફોજ આપણને શું શીખવે છે!

લખનારઃ–સંઘવી વાડીલાલ મુળજીભાઇ, લીંબડી.

જનરલ બુથનું નામ એટલું બધું જગજાહેર છે કે જેણે મનુષ્ય વર્ગના ઉન્નતિ માટે અત્યંત આશ્રાન્ત શ્રમ વેઠેલો છે. જેના વિશાળ હૃદયમાં મારો દેશ અને મારા અંગ્રેજ બંધુઓ એટલુંજ નહોતું પણ માનવ બંધુઓ એજ લાગણી અને પ્રેમથી જેનું હૃદય ભરપુર હતું. ઇંગ્લાંડમાં જન્મેલા આ કર્મવીરે માત્ર યુરોપમાંજ નહિ પણ ભારત જેવા હજારો ગાઉ દૂર પડેલા પ્રદેશમાં આવીને દુષ્કાળ દીનતા અને અજ્ઞાનથી દુઃખી થતાં ભારતનાં અસંખ્ય બાળકો અને અપંગો માટે અથાગ પરિશ્રમ કર્યો છે. જેણે પોતાની બુદ્ધિશાળી અને સહાનુભૂતિ વાળી પત્નીની અમુલ્ય સહાયતાથી ૫૦ વર્ષ ઉપર સ્થપાયલી "મુક્તિફોજ" જેવી વિશ્વ પ્રિય અને હિતકર સંસ્થાનો જન્મ આપ્યો છે.

"મુક્તિફોજ" હાલમાં ૫૬ દેશોમાં પ્રચલિત છે. તેનું કાર્ય ત્રેત્રીસ ભાષામાં ચલાવાય છે. દરરાત્રે તે સંસ્થાઓમાં ૨૮૦૦૦થી વધારે ગરીબ લોકોને આશ્રય આપવામાં આવે છે. સ્ત્રી પુરૂષ અને છોકરાં માટે ૨૨૯ ખોરાકીના ભંડાર અને સંરક્ષણ સ્થળો છે, ૧૫૭ ઉદ્યોગના કારખાનાં છે, ત્યાં અનાથ અને બહિષ્કાર પામેલા લોકોની પાસે કામ કરાવવામાં આવે છે. મુક્ત થયેલા કેદીઓ માટે ૧૭ આશ્રમો, બાળકો માટે ૭૭ આશ્રમો. પવિત્ર સ્ત્રીઓના ઉદ્ધાર માટે ૧૧૬ ઉદ્યોગ ગૃહો; ૧૮૬ બેનીવાડીના સંસ્થાન, છોકરાઓ માટે ૫૪૧ દૈનિક શાળાઓ, ગર્ભિણીને મદદ કરવા માટે ૧૪૫ આશ્રય સ્થાન વગેરે ઉપયોગ કરવાના ઝુંપડા, રોજના મજુરી શક્તિ હોય તેમને માટે ૧૬ ઉદ્યોગ

સંબંધી હકીકત નોંધી લે છે. તેના કેદખાનામાંથી નીકળ્યા પછી જ્યાં સુધી તેને કાંઇ રોજગાર મળી આવે ત્યાં સુધી મુક્તિફોજવાળા અધિકારીઓ ગુન્હેગારને જે આશાનાં વચન આપે છે તે પુરેપુરી રીતે પાળે છે, અને વળી છેક અધઃપાત પામેલા જન પ્રત્યે સપ્રેમ સહાનુભૂતિ રાખવાથી તેમનામાં નવી આશા અને સ્વાભિમાનથી નવી ભાવના જાગ્રત થાય છે. ઘણીવાર ભલું કરનાર માણસ પોતે પણ અધમ જીવનમાંથી શુદ્ધ થયેલો હોય છે.

મુક્તિફોજ કેદખાનામાંથી મુક્ત થએલાં મનુષ્યો ઉપરાંત મદ્યપાન, જુગાર અથવા બીજા દુષ્ટાચારથી પતિત થયેલાઓને પણ દાખલ કરે છે. ઇંગ્લાંડના એકે એક ભાગમાંથી રખડતા અધમ, પતિત મનુષ્યોને કાંઇ ઉદ્યમ સોંપવામાં આવે છે. તેમની સાથે સરત એટલીજ કરવામાં આવે છે કે તેમણે સંસ્થાના સર્વે નિયમાનુસાર વર્તન કરવું જોઇએ અને બીજા માદક પદાર્થોનો ત્યાગ કરવો જોઇએ. મજુરીમાંથી કાંઇક બચાવ કરવાનો તેમને બોધ કરવામાં આવે છે—જો તેઓની વર્તણુકમાં સુધારો થયેલો માલુમ પડે અને દૃઢતાથી તથા સંતોષકારક રીતે કામ કરતા થાય તો ધીમે ધીમે તેમને ઉંચી પાયરીએ ચઢાવવામાં આવે છે, તેમને વધારે સારો ખોરાક અને રહેવાની જગ્યા વધારે સારી આપવામાં આવે છે, અને તેમના પગારમાં રફતે રફતે વધારો કરી આપવામાં આવે છે. તેમના ઉપયોગ માટે એક એક વાંચનગૃહ આપવામાં આવે છે. મનુષ્યોમાં અરસપરસ બંધુ ભાવની વૃદ્ધિ થાય તે માટે પ્રયાસ કરવામાં આવે છે, અને કેળવાઇને જ્યારે તેઓ ઉપયોગી અને હોંશીઆર કામ કરનાર થાય ત્યારે મુક્તિ ફોજવાળા તેમને ઇંગ્લાંડના સંસ્થાનોમાં રોજી શોધી આપે છે.

આથી જન સમુદાયમાં જે મનુષ્યો છેક અધમ, પતિત થઇ ગયેલાં હોય છે, જેમને એમ લાગે છે કે જગતના હોંશીઆર દારીગરોમાં એમને માટે કાંઇજ સ્થાન નથી, તેમનો ઉત્કર્ષ કરીને તેમને તેઓ મનુષ્યત્વમાં લાવે છે.

પૂર્વની તેમજ પશ્ચિમની પ્રજા બન્ને સંબંધે મુક્તિ ફોજનું કામ સંતોષકારક નિવડ્યું છે; અને વિશેષ કરીને ભરતખંડની લુટફાટ કરનારી કોમ સુધારવાને ખાતર કરેલા તેમના પ્રયાસોથી ઘણો લાભ થયો છે. આ કોમના મનુષ્યોની સંખ્યા બધી મળીને લગભગ ૩૦,૦૦,૦૦૦ થાય છે. તેઓ ભટકતા, જંગલી, રઝળીને જીંદગી પુરી કરનાર હોય છે. તેઓએ પ્રમાણિકપણે ઉપજીવિકાના સાધન પ્રાપ્ત કરવાથી કેટલો લાભ થાય છે, એ વાત તે લોકોને સમજાવી તેમને વણવાનું, શેત્રંજી બનાવવાનું, ઘરનો સામાન સાફ કરવાનું, કકડા ઓટવાનું શીખડાવ્યું.

મુક્તિ ફોજવાળાએ ઇંગ્લાંડ ઉપરાંત અન્ય જે દેશોમાં અનેક સ્થળે સહાયતા કરેલી છે તેમાં હિન્દુસ્થાન મુખ્ય છે. ઈ. સ. ૧૮૮૨માં આપણા દેશમાં મુક્તિફોજના અધિકારીઓની એક ન્હાની ટોળીએ પોતાના કાર્યનો આરંભ કર્યો હતો. અને ત્યાંથી ગામડાની અનેક દૈનિક શાળાઓ ઉદ્યોગ ગૃહો, ખેતીના સંસ્થાન વણવાનું શીખવાની શાળાઓ, ડીસ્પેન્સરી ઇત્યાદિ ઉપરાંત નિરાશ્રિત છોકરા છોકરીઓ-પુરૂષો સ્ત્રીઓ માટે મુંબાઇમાં, એક કલકત્તામાં અને એક મદ્રાસમાં એમ ત્રણ ઉદ્ધારક ગૃહની સ્થાપના કરી છે, આ સંસ્થાની બીજી પેટા શાખા ઘણે સ્થળે સ્થાપવામાં આવી છે. આ વર્ગની ઉન્નતિ કરવા માટે જે પદ્ધતિનો ઉપયોગ આપણા દેશમાં મુક્તિ ફોજ તરફથી કરવામાં આવે છે, તેનું જો અધ્યયન કર્યું હોય તો હીણભાગી સ્વદેશ બધુઓ અને બ્હેનોની સ્થિતિ સુધારવા માટે બનતો પ્રયાસ એ પોતાનું કર્તવ્ય જે બંધુઓ અને બ્હેનો સમજતા હોય તેમને ઉપયોગી સુચના મળે.

ગતિ છે' ફિરદૌસીના એ વચનમાં કોઇને પણ વિશ્વાસ આવ્યો નહિ. પરંતુ ઉન્સરીએ ફિરદૌસીની પરીક્ષા લેવા સારૂ તેને કહ્યું–અમારામાંથી પ્રત્યેક જણ કવિતાનું એક એક ચરણ કહેશે અને જો તું છેલ્લું ચરણ કહી કવિતાને પૂર્ણ કરી દઇશ તો અમે સર્વે તારા કવિપણાનો સ્વીકાર કરીશું.' ફિરદૌસીની અનુમતિ મેળવીને ઉન્સરીએ પહેલું ચરણ કહ્યું:—"ચું આરજે, તૂ માહ નબાશદ્ રૌશન" ( હે સ્ત્રી તારા વદનના તેજ આગળ ચન્દ્રમાનું તેજ તુચ્છ છે ) અસ્જદી નામક બીજા કવિએ બીજું ચરણ કહ્યું—'માનન્દે રૂખત્ ગુલ્લ ન બુવદ્ દર ગુલશન્' (તારા ગાલની સાથે સ્પર્ધા કરવાવાળું ગુલાબનું ફૂલ કોઇ પણ ઉપવનમાં નહિ મળે.) ફર્રૂખી નામના કવિએ ત્રીજું ચરણ કહ્યું—'મુજ્‌ગાનત્ હમી ગુજર્ કુનદ્ અજ્ જૌશન્' (તારાં નેત્ર કટાક્ષ કવચનું પણ વિદારણ કરવામાં સમર્થ છે.) છેવટે ફિરદૌસીએ ચતુર્થ ચરણની શીઘ્ર પૂર્તિ કરી દીધી–'માનન્દે સનાને ગીવ દર જંગે પશન્' (તે નેત્રોની ઉપમા પશન યુદ્ધના ભાલાથી ગીવના ભાલને સારી રીતે શોભાવશે.)

ફિરદૌસીની કલ્પના અને ઇરાનના ઇતિહાસનું તેનું જ્ઞાન જોઇબીજા કવિયો વિસ્મિત થયા ઉન્સરીએ પુનઃ તેને ભિન્ન ભિન્ન કઠિન વિષયો ઉપર કવિતાઓ રચવાનું કહ્યું, અને ફિરદૌસીએ તત્ક્ષણ કહેલા વિષયો ઉપર કાવ્યો રચ્યાં અને અન્ય પ્રશ્નોના પણ ઉચિત ઉત્તર આપ્યા. ઉત્તરો સાંભળીને ઉન્સરીને અત્યંત આનંદ પ્રાપ્ત થયો. ફિરદૌસીની યોગ્યતા નહિ સમજવાનો તેણે શોક પ્રગટ કર્યો અને ક્ષમા માગી ફિરદૌસીને પોતાના ઘરમાં રાખી લીધો. ફિરદૌસીનો મેળાપ થવાથી ઉન્સરીને પણ લાભ થયો. ઘણા વખત પહેલાં સુલતાન મહમ્મુદે ઉન્સરીને ઇરાનના પ્રાચીન ઇતિહાસ ઉપર એક મહાકાવ્ય રચવાની આજ્ઞા આપી હતી. પરંતુ કાંઇને કાંઇ બહાનું બતાવી ઉન્સરી તે કાર્યને મુલતવી રાખતો હતો. ખરૂં કારણ તો એ હતું કે તેને તે કામ પોતાની શક્તિ બહારનું લાગતું હતું. ફિરદૌસીને આ વાતની ખબર પડતાંજ તેણે તે કામ કરવાનો સંકલ્પ કર્યો. ઉન્સરીને તે જાણીને અત્યંત હર્ષ થયો. તે દિવસ ઉન્સરીએ ફિરદૌસીને રાજ દરબારમાં લઇ જઇ સુલતાનને બધી હકીકત કહી સંભળાવી. અન્ય સુલતાનોની પેઠે મહમ્મુદ પણ સ્તુતિ-પ્રિય હતો. મહમ્મુદે ફિરદૌસીને એક એવી કવિતા રચીને સંભળાવવાની આજ્ઞા કરી કે જેમાં તેની આત્મ પ્રશંસાનું વર્ણન હોય! ફિરદૌસીએ આશુકવિ હોવાથી તત્ક્ષણ એક કવિતા એવી રચી કે જે સુલતાનનો અતિશયોક્તિ ભાવથી પૂર્ણ હોવાથી અત્યંત રોચક માલમ પડી. તે દિવસ ફિરદૌસીને પણ અન્ય કવિયો સમાન રાજમાન પ્રાપ્ત થયું. મહમ્મુદે તેને પોતાની વાટિકામાં રહેવાની અનુમતિ આપી. અને યોગ્યતાનુસાર તેને વૃત્તિ મળવા લાગી. આ પ્રમાણે અનુકુળ પરિસ્થિતિ પ્રાપ્ત થયા પછી ફિરદૌસીએ પોતાના મહા 'કાવ્ય 'શાહનામા' ને રચવાનો પ્રારંભ કર્યો. ગીઝનીમાં ચાર વર્ષ વ્યતીત કર્યા પછી મહમ્મુદની આજ્ઞા લઇ તે પોતાની જન્મભૂમિમાં આવ્યો અને ચાર વર્ષ સુધી ત્યાં રહ્યો પછી ગીઝની પાછો ગયો. એટલા વખતમાં 'શાહનામા'નો જેટલો ભાગ તૈયાર થઇ ગયો હતો તેને વાંચીને મહમ્મુદ અતિ પ્રસન્ન થયો. અને ફિરદૌસીને સમયાનુકુળ સારો પુરસ્કાર પણ મળ્યો પરંતુ ફિરદૌસીની કે, મહમ્મુદની ભાગ્ય હીનતાથી એ સ્થિતિ ચિરસ્થાયી ન રહી. કારણકે સુલતાનનો એક અત્યંત માનીતો અયાઝ નામનો ગુલામ હતો. અયાઝની આંતરિક આકાંક્ષા એવી હતી કે ફિરદૌસી મારાં પણ સ્તુતિગાન કરે; કિન્તુ ફિરદૌસીએ એ ગુલામની કિંચિન્માત્ર પરવા કરી નહિ. અયાઝ બડુ કારસ્તાની ગુલામ હતો. મહમ્મુદની ધર્મોન્મત્તતા તેને પૂર્ણ જ્ઞાત હતી. ફિરદૌસીના નાશના કાર્યમાં

તેનો ઉપયોગ કરવાનું ધાર્યું. એક દિવસ તેણે સુલતાનને સમજાવ્યું કે ફિરદૌસીએ શાહનામામાં સર્વ પારસી રાજાઓના સ્તુતિ કરી છે. તે ઇસ્લામી ધર્મમાં શ્રદ્ધા રાખતો નથી, એ સ્પષ્ટ જણાય છે. ધર્મ વિષયક પ્રશ્ન ની ઉપસ્થિતિથી મહમ્મુદની જ્ઞાન શક્તિનો લોપ થઇ ગયો. અયાઝની વાત ઉપર વિશ્વાસ લાવીને ક્રોધિત થઈ ફિરદૌસીને બોલાવ્યો અને કહ્યું-'તું નાસ્તિક છે, એવો મારો વિશ્વાસ છે. અને તને હાથીના પગ તળે કચરાવું છું કે જેથી તને તેમજ બીજા નાસ્તિકોને એ ખબર પડે કે ઇસ્લામી ધર્મમાં શ્રદ્ધા નહિ રાખવાથી કેવું પરિણામ થાય છે!" ફિરદૌસીએ અતિ વિનીત ભાવથી કહ્યું-'કોઇ દુષ્ટે મારા ઉપર દોષારોપણ કર્યું છે. એમાં સત્યનો અંશ પણ નથી. મારી પયગમ્બર સાહેબ ઉપર અટલ શ્રદ્ધા છે."

મહમ્મુદે કહ્યું-'અધિકતર તુસ પ્રાતમાંજ નાસ્તિકોના જન્મ થયા છે. અને તું પણ તેજ પ્રાંતનો નિવાસી છે. તેથી મને તારા ઉપર પણ અધિક શક છે. ખયર, આ વખતે હું તને ક્ષમા આપું છું. હવેથી તું ભવિષ્યમાં એવું કાર્ય કરીશ નહિ.' જો કે ફિરદૌસી સંકટમાંથી નીકળી ગયો પણ બન્નેના મનમાં વિરોધ પડી ગયો. શાહનામાનો બાકીનો ભાગ દર કોઇ પ્રકારથી ફિરદૌસીએ મહમ્મુદની પાસે મોકલી દીધો. તેના પરિશ્રમની મહમ્મુદે ઉચિત પ્રશંસા કરી પણ તે એક નાણાંનો લોભી માણસ હતો. તેથી તેણે ફિરદૌસીને ૬૦ હજાર દિરમ ચાંદીના સિક્કા આપ્યા.

ફિરદૌસીની ધારણા એવી હતી કે સુલતાન તેને પ્રત્યેક ઉત્તમ વાક્યની એક દિનાર તો અવસ્ય આપશે, પરંતુ એ પ્રમાણે નહિ મળવાથી તેનું મન ઉદ્વિગ્નતાને પ્રાપ્ત થયું. ક્રોધ યુક્ત થઇને તેણે તે રકમનો વ્યય કરી દીધો. સાર્વજનિક હમામખાનામાં તેણે ૨૦ હજાર દિરમ આપ્યા, બીજા એક કાર્યમાં ૨૦ હજાર આપ્યા અને બાકીના ૨૦ હજાર ગરિબોને દાનમાં વહેંચી આપ્યા. મહમ્મુદની પારિતોષિક વૃત્તિનો તિરસ્કાર પૂર્વક વ્યય કરીને ફિરદૌસી ગીઝનીમાં જઇ છૂપાઇ રહ્યો. તેણે સુલતાનના પુસ્તકાલયમાંથી યુક્તિ પૂર્વક શાહનામાની એક પ્રત ચોરી લીધી. અને મહમ્મુદની તુચ્છતા ઉપર તેણે એક કાવ્ય લખી શાહનામામાં સમ્મીલિત કરી દીધું એ શાહનામા જેવું પર્સ્યન ભાષામાં અન્ય કોઇ પણ કાવ્ય નથી. પ્રાયઃ એ કાવ્ય પર્સ્યન કવિયોને કંઠસ્થ હોય છે.

ફિરદૌસી ચાર માસ સુધી ગીઝનીમાં રહી પછી ગુપ્તપણે હેરાત ચાલ્યો ગયો. મહમ્મુદના જાસુસો તેના પાછળ લાગ્યાજ રહ્યા. પરંતુ અત્યંત કઠિન આપત્તિયોની સામે થઇને પણ તે પોતાની જન્મભૂમિ તુસમાં પહોંચી ગયો. આખરે તો એ પણ એને છોડવું પડ્યું ને તે રૂસ્તમદાર શહેરના સુબેદારના આશ્રયમાં રહેવા લાગ્યો ત્યાં તેને ઉચિત માન મળ્યું.

ફિરદૌસી હવે વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયો. જીંદગીભરના પરિશ્રમનું પરિણામ કાંઇ નહિ આવવાથી તેનો ઉલ્લાસ પણ નષ્ટ થઇ ગયો. ગામે ગામ છૂપાઇ રહેવાનું હવે તેનામાં સામર્થ્ય પણ રહ્યું નહિ. તેણે પોતાના બાકીના આયુષ્યને ઉત્તમ રીતે વ્યતીત કરવા સારૂ રૂસ્તમદારના સુબેદારની આજ્ઞા લઇ તે રઝ' નામક ગામમાં આવ્યો. એ વખતે મહમ્મુદ હિન્દ ઉપર ચડાઇઓ કરવાના વ્યવસાયમાં પડ્યો હતો. એક દિવસ તેને વઝીર સાથે વાતચીત કરતાં ફિરદૌસીનું સ્મરણ થયું. અને પોતાનાં કૃતકર્મોનો પશ્ચાતાપ પણ થયો. તેણે ફિરદૌસીના સમાચાર પૂછ્યા. વઝીરનો ફિરદૌસી સાથે ઘનિષ્ટ સંબંધ હોવાને લીધે તેણે તેની હૃદય વિદારક ઘટનાનું સાચું વર્ણન કર્યું. એ શોકયુક્ત સમાચારને સાંભળી મહમ્મુદને અત્યંત ખેદ થયો. તેણે અમૂલ્ય વસ્તુઓથી લાદેલા ૨૦૦ ઉંટ ફિરદૌસીને માટે મોકલ્યા.

મહમ્મુદની મોકલેલી બહુ મૂલ્ય વસ્તુઓનો ઉપભોગ મહાકવિના ભાગ્યમાં લખાયલો નહોતો. એ ઉપહારની વસ્તુઓને અને ફિરદોસીના સંતપ્ત મૃત શરીરનો મેળાપ ગામના નાકા ઉપર નિર્માણ થયો હતો! જો એ સંપત્તિ એક દિવસ પ્રથમ પ્રાપ્ત થઇ ગઈ હોત તો ફિરદોસીને પોતાના કાવ્યગ્રંથના પરિશ્રમના પુરસ્કારની અને મહમ્મુદકૃત ગ્રંથના આદરની સારી રીતે સમજ પડત!

ફિરદોસીને માત્ર એક કન્યા હતી. વાસ્તવિક રીતે તે એ સંપત્તિની અધિકારિણી હતી કિન્તુ પિતાના મૃત્યુ પછી આવેલી સંપત્તિને તે કન્યાએ ધર્મવિરૂદ્ધ ગણી પાછી મોકલી દીધી!

મૃત્યુકાળ—ફિરદોસીનું મૃત્યુ હિજરી સન્ ૪૧૧માં થયું. તેની કબ્ર તૂસ શહેરમાં છે. એમ કહેવાય છે કે ફિરદોસીએ પારસી રાજાઓનું કીર્તિગાન કર્યું તેથી અબુલ કાસિમ ગુરગાનીએ તેની કબ્ર સામે નિમાજ પણ પઢી નહિ. તે રાત્રે અબ્દુલ કાસિમના સ્વપ્નાવસ્થામાં મહાકવિ ફિરદોસી સ્વર્ગના ઉચ્ચાસન ઉપર બેઠેલો જણાયો. કાસિમે પૂછ્યું કે આ શ્રેષ્ઠ પદ તને કેવી રીતે પ્રાપ્ત થયું? ઉત્તર મળ્યો કે ઇશ્વરની સ્તુતિની બે પંક્તિયોનું આ અસીમ ફળ છે:—

જહાનરા કુલન્દી વપસ્તી તુઇ
નદાનમ્ ચેઇ હરચે હસ્તી તુઇ

(સંસારના વૈભવ અને ક્ષુદ્રતાનું કારણ તુંજ છે. તું કોણ છે એ હું નથી જાણતો પરંતુ જે છે તે તુંજ છે એ નિતાંત સત્ય છે.)

મહાકવિનો શાહનામા ગ્રંથ પર્શિયન કાવ્ય ગ્રંથનો મુકુટ મણિ ગણાય એ નિર્વિવાદ સત્ય છે, જો કે પ્રાચીન ઇતિહાસ શુષ્ક પ્રકટ થાય છે પણ મહાકવિ ફિરદોસીએ પોતાની પ્રતિભા સંપન્ન લેખિનીથી તેને અધિક હૃદયંગમ કરી દીધો છે. ફિરદોસીએ અભિમાન પૂર્વક એમ પણ કહ્યું છે કે મેં ઇરાન દેશના ઇતિહાસને પુનર્જિવિત કર્યો છે આ કથનને અસત્ય કરવા માટે કોણ તૈયાર થશે? કાવ્ય ગ્રંથની ભાષા અત્યંત રોચક, શુદ્ધ અને ઉત્તેજક છે. અરબ્બી શબ્દોની મદદ વિના પર્શીન ભાષા કેટલી ઉત્તમ લખાય છે. તેને માટે આ આદર્શ ગ્રંથ છે.

જો સાંપ્રત કાળમાં કોઇ લેખક પર્શીન ભાષામાં અરબ્બી શબ્દોના પ્રયોગ વિના લખે તો તેને અશક્ય લાગે છે. પરંતુ શાહનામા એટલો મોટો ગ્રંથ હોવા છતાં પણ તેમાં અરબ્બી ભાષાના શબ્દો નામ માત્ર આવેલા છે. તેથી ફિરદોસીની વિદ્વત્તા અને લેખનશક્તિ જણાઇ આવે છે. તે એક અદ્વિતીય કવિ થઇ ગયો છે એમાં તો શકજ નથી.

ધીરજ.



## વીરે હોરેશીયસ.

જ્યારે લુસિયસ ટાર્કિનિયસ રોમનાં સિંહાસન ઉપર બેઠો ત્યારે તેના પુત્ર સેક્સટસે લુક્રેસિયા નામની એક કુલિન સ્ત્રી ઉપર અત્યાચાર કર્યો. લુક્રેસિઆએ અત્યાચારની વાત પોતાના પતિ અને પિતાને જણાવી આત્મઘાત કર્યો. જ્યારે એ વાત રોમના નિવાસીઓને માલમ પડી ત્યારે તે લોકોએ લુસિયસ ટાર્કિનઅસ અને સેક્સટસને પોતાના દેશમાંથી હાંકી કાઢ્યા અને સર્વની સમ્મતિથી કાન્સલને રાજ્ય ભાર સોંપ્યો.

રાજભ્રષ્ટ રાજાએ પુનઃ રાજ્ય મેળવવા એક પ્રબળ રાજા પોર્સિનાની સહાયતાથી રોમ

ઉપર સ્વારી કરી. એ વિકટ સમયમાં રોમની સ્વાધીનતા સાચવનાર જો વીર હોરેશીયસ હતો. રોમન ઇતિહાસના લેખકોએ એ વીરનાં અમર ગુણગાન ઘણી રોચક ભાષામાં કર્યા છે.

અનેક પ્રખ્યાત કવિઓએ પ્રત્યેક ભાષામાં એનાં કાવ્યો લખ્યાં છે. પ્રસિદ્ધ લેખક મેકોલે એ પણ એના ઉપર કાવ્ય લખ્યું છે.)

રોમના રાજા ટાર્કિનના જુલમથી કંટાળીને રાજાને સિંહાસન પરથી ઉતારી દેશ નિકાલ કર્યો. ને રોમના લોકો ઉપર નારાજ થઇ ટાર્કિવન એટ્રુરિયાના રાજા પોર્સિનાની પાસે સહાયતા મેળવવા માટે ગયો. પોર્સિનાએ પ્રતિજ્ઞા કરી કેઃ—કે "રાજાની વિરૂદ્ધ બળવો કરનારી રોમની સ્વતંત્ર પ્રજાને દંડ દઇને હું રાજ ભ્રષ્ટ રાજાને પુનઃ સિંહાસનપર બેસાડીશ." પોર્સિનાએ પોતાનાં લશ્કરને તૈયાર થવાનો હુકમ આપ્યો અને અન્ય રાજાઓનાં લશ્કરને પણ સહાયતા માટે મંગાવ્યાં.

ત્રિભુવન વિજયી પોર્સિનાની આજ્ઞા કોણ નહી માને ! ચારે બાજુએથી લડાઇને માટે મતવાલા હાથીઓનાં ટોળાંની માફક સેના આવવા લાગી. અહીંઆ જ્યારે રોમન લોકોને સમાચાર મળ્યા કે સ્વતંત્રતાનો નાશ કરવા માટે પોર્સિનાની પ્રબળ સેના રોમ ઉપર આવી રહી છે—ત્યારે રોમના પ્રત્યેક પુરૂષોએ સર્વ કામ છોડી દઇ હથિયાર ધારણ કર્યાં. કેટલાકોએ પાકેલાં ખેતરોનો પણ ત્યાગ કર્યો—વ્યાપારીઓએ માલ આપવો લેવો બન્ધ કર્યો, ધનાઢ્ય લોકોએ પોતાનાં ધનને તાળું લગાવી ચાવી સ્ત્રીઓને સોંપી દીધી. એવી રીતે સર્વેએ પોતપોતાનું કામ છોડી હથિયાર પકડયા. રોમે સ્વતંત્રતાનો મન્ત્ર જપવો શરૂ કર્યો.

આ બાજુ અતુલ કીર્તિવંત પોર્સિનાની સભામાં ત્રીસ જ્યોતિષી હતા. તે ત્રિકાલજ્ઞ વિદ્વાનોએ પુનઃ પુનઃ ગણિત કરી એક વિચારથી કહ્યુંઃ—"હે વિમલ કીર્તિ સમ્રાટ ! હે રણ દેવતાના પ્યારા પુત્ર ! તેં મોટાં મોટાં શુભ મુહુર્તમાં યુદ્ધ યાત્રા કરી છે. નવે ગ્રહો તારા ઉપર ઘણીજ શુભ દૃષ્ટિ નાંખી રહ્યા છે. શત્રુનું અભિમાન નાશ કરનારૂં તારૂં પરાક્રમ હોવાથી દેવતા તારા ઉપર પ્રસન્ન છે. તારા શત્રુઓપર શનિની વક્ર દૃષ્ટિ છે. મંગલ ક્રૂર દૃષ્ટિથી તેને જોઇ રહ્યો છે. રાહુ અને કેતુ એની પાસે જવાને આગળ વધી રહ્યા છે. હે દેવતાઓના પ્યારા પુત્ર ! તું શત્રુઓનો નાશ કરવા માટે જા, અને યશસ્વી બની પુનઃ સ્વદેશમાં પાછો ફર."

પોર્સિનાની લાખ્ખો પગપાળ અને હજારો સ્વારસેના સમુદ્રની માફક મોજાંના માફક સુધી ફેલાઇ રહી હતી. ટાર્કિવનનો જમાઇ મામિલિયસ પોતાના વિશાળ સેના લઇ શ્વસુરની સહાયતા કરવા માટે આવ્યો હતો. એ વિશાળ સૈન્યને જોઇ પોર્સિના પોતાને ધન્યવાદ આપવા લાગ્યો.

એ અપાર સેનાની વાટ ટાઇબર નદીના કિનારા સુધી પહોંચી અને ત્યાંથી ગભરાઇને લોક ગામોમાંથી નાશી રોમમાં આવવા લાગ્યા પોતપોતાનાં ઘરો છોડી વૃદ્ધો લાકડીને ટેકેથી ચાલતા ચાલતા રોમમાં આવવા લાગ્યા. માતાઓ પોતાના બાળકોની આંગળી પકડી રોમ તરફ ચાલવા લાગી.

ક્રુર શત્રુ ધીરે ધીરે આગળ વધવા લાગ્યો અને રસ્તામા જે ગામ આવે તેને અગ્નિ લગાડી બાળી મૂકતો હતો—ખેતરોમાં પાકેલા પાકને તેના ઘોડાઓ ખૂંદી નાખતા હતા. અન્ધકાર રાત્રિમાં દૂરના આકાશને રક્તવર્ણ જોઇને રોમના લોકો સમજતા હતા કે અહીં અત્યાચારી પોર્સિનાની સેના ગામ બાળી રહી છે,

શત્રુ નિકટ આવી પહોંચ્યો. તેના આસ્ટર નામના એક વીર સૈનિકે રોમની બહારની જાનિકુલમ નામની જગ્યાને જીતી લીધી. નગરમાં એ સમાચાર પહોંચતાંજ હાહાકાર

થઇ રહ્યો. રાજા કોંસલ અને પ્રજાના પ્રતિનિધિ ઉભા ઉભા ઉપાય શોધવા લાગ્યા કિન્તુ વધુ સમય ગુમાવવાનો વખત નહોતો. રાજાએ કહ્યું ", એક સ્થાન શત્રુએ લઇ લીધું છે હવે શહેરની રક્ષાનો ફક્ત એકજ રસ્તો છે. અને તે એજ કે રક્ષાને માટે પુલ સમેટી લેવામાં આવે."

એ વખતે એક ગભરાયલા દૂતે આવીને સમાચાર કહ્યા કે:-શત્રુ બહુ જલદી નગરમાં પ્રવેશ કરનાર છે." કાંસલે પશ્ચિમ તરફ જોયું. તેણે આકાશમાં ઉડતી ધૂળને જોઇને અનુમાન કર્યું કે શત્રુ આવી પહોંચ્યો. ધીરે ધીરે તે ધૂળ આગળ વધવા લાગી અને હજારો અશ્વોના દાબડાના અવાજથી ધરતી કમ્પવા લાગી. સૂર્યનાં કિરણોથી ચમકતા તેના ટોપ સાફ જણાવા લાગ્યા. સૈન્યની વચમાં સફેદ હાથી દાંતના રથમાં પોર્સિના વિરાજમાન થયેલો હતો. તેના ડાબા હાથ તરફ માગા ભિખારી હતો અને જમણા હાથ તરફ પરસ્ત્રી પર અત્યાચાર કરનાર ટાર્કિવનનો દુરાચારી પુત્ર સેક્સટસ હતો. સેક્ટસનું મુખ જોતાંજ રોમન લોકોનો ક્રોધ ભભૂકી ઉઠયો. સ્ત્રીઓ તેના તરફ મુખ કરી થુંકવા લાગી અને બાળકો ધૂળ નાંખવા લાગ્યા.

આ બાજુ કાંસલનું મુખ ચિન્તાથી ઘેરાઇ ગયું હતું. ચિંતાતુર દૃષ્ટિથી તેણે એક વાર શત્રુ તરફ, બીજી વખત કિનારા તરફ દૃષ્ટિ ફેંકી. અધીર બની તેણે કહ્યું "હવે થોડા વખતમાં શત્રુ પુલ ઉપર આવી જશે. જો પુલ શત્રુના કબજામાં જતો રહ્યો તો પછી નગરની રક્ષા થવી અસંભવિત છે."

એ સાંભળી વેશીનો રક્ષક વીર હોરેશીયસ બોલ્યો. "એવો કયો નરાધમ છે કે જે પોતાની માતૃભૂમિની રક્ષા કરવામાં પાછો પગ ધરે ! પૂલ તોડવાનું કામ હમણાં સમ્પૂર્ણ થશે. એ કામ પૂર્ણ થાય ત્યાં સુધી બે મનુષ્યની સહાયતાથી હું શત્રુના માર્ગને રોકી રાખીશ શત્રુને અટકાવી રાખીશ એવા બે વીર કોણ છે કે જે મારી સાથે આવવાને તૈયાર થાય ?"

સ્પૂરિઅમ લેર્ટિઅસે કહ્યું:-"હું તમારા ડાબા હાથ તરફ ઉભો રહી પૂલની રક્ષા કરીશ"

વીર હાર્મિનિઅસે કહ્યું:-અને હું તમારા જમણા હાથ તરફ ઉભો રહી પૂલને બચાવીશ."

રાજાએ કહ્યું:—ઠીક છે; જેમ તમે કહો છો તેમ કરો."

એ ત્રણે વીર પૂરૂષો સમુદ્રની ભરતી માફકની સેનાને રોકવા માટે આગળ ગયા. ખરેખર અન્ય ઉદાહરણો ઇતિહાસમાં બહુજ થોડાં છે. તે સમયના રોમન લોકો પોતાના દેશનું રક્ષણ કરવામાં પોતાનાં તન, મન, ધનની આહુતિ આપતા હતા. દેશહિત આગળ તેમને સર્વ તુચ્છ જણાતું હતું, રોમન લોકો પરસ્પર એક બીજાને ભાઇજ સમજતા હતા.

જ્યારે એ ત્રણે વીરો પોતપોતાનાં હથિયારો ઠીક ઠાક કરી રહ્યા હતા ત્યારે રાજા પોતે પૂલ તોડવાને આગળ ગયો. અહીં શત્રુની પ્રબળ સેના રોમને કચડી નાંખવાને આગળ વધી રહી હતી. સૂર્યનાં તેજસ્વી કિરણોથી તેઓની તલવાર ચમકવા લાગી, અને લડાઇનાં વાજીંત્રો વીર રાગ ચલાવવા લાગ્યાં અને પોતાનો ઝુંડો ફરકાવતી સેના આગળની આગળજ વધતી હતી.

પૂલની આગળ વધી તેત્રણે વીરો ચુપચાપ ઉભા રહ્યા. તેઓને જોઇને આગળના શત્રુની સેનાના સિપાઇઓ તેઓને શરમિન્દા કરવાને જોરથી હસવા લાગ્યા. તેના ઉત્તરમાં એ ત્રણે વીરોએ પોત પોતાની તલવાર હવામાં ઘુમવવા લાગ્યા. પૂલનો રસ્તો માફ કરવા માટે શત્રુ સેનામાંથી ત્રણ વીર સેનાપતિઓ ઓનસ, સેટ્રુઅસ અને પિકસ આગળ આવ્યા.

વીર લેર્ટિઅસે ઓનસને પૂલ નીચે નદીમાં ફેંકી દીધો. હર્મિનિઅસે સેટ્રુઅસના એકજ વારથી

બે ટૂકડા કરી નાંખ્યા. વીર હેરેશીયસે પિકમ ઉપર હુમલો કરી તેને જમીનદોસ્ત કરી નાંખ્યો

એ ત્રણે સેનાપતિઓની એ દશા જોઇને શત્રુ સૈન્યમાંથી ચોકકસ લાવસોલસ, અને વીર છારન્સ એ પ્રમાણે ત્રણ યોદ્ધાઓ આગળ આવ્યા. હર્નિયસે અરુન્સને જમીન પર ફેંકી દીધો, સેર્ટિઅસે ચોકસસને કરાવ્યો ને લાવસોલસને વીર હોરેશીયસે જમના દારમાં પહોંચતો કર્યો.

આ ઘટનાથી શત્રુની સેના એકવાર આશ્ચર્યમાં ડૂબી ગઇ, પણ પોતાના વીર પુરુષોની દુર્ગતિ જોઇને બીજીજ ક્ષણે તેઓમાં ક્રોધનો સંચાર થયો. હજુ પણ તે અનંત સેના પૂલથી થોડે દૂર જેમની તેમજ ઉભી રહી અને કોઇની પણ હિમ્મત આગળ આવવાની થઇ નહીં પણ સાંભળો આસ્ટરના નામનો જય ઘોષ થઇ રહ્યો છે. સેનાને હટાવતો લુનાનો ધીર ગમ્ભીર ગતિથી આગળ આવ્યો અને તેની સ્કંધ ઉપર વિશાળ ઢાલ લટકી રહી છે. અને બીજા કોઇથી ઉંચકી ન શકાય એવી તલવાર તેના હાથમાં છે. વીર રોમન યોદ્ધાઓ તરફ તિરસ્કાર યુક્ત દ્રષ્ટિથી જોઇ તેણે પોતાની સેનાને કહ્યું:-"જ્યારે આસ્ટર માર્ગ ખુલ્લો કરશે ત્યારે તો તમે આગળ વધશો ને?" અને ત્યાર બાદ પોતાની લાંબી તલવારને ઘુમાવતો આસ્ટર આગળ આવ્યો અને પોતાની સર્વ શક્તિ એકત્ર કરી વીર હોરેશીયસ ઉપર તલવારનો ઘા કર્યો. હોરેશીયસે પોતાની ઢાલ અને તલવારથી શત્રુના ઘાનો બચાવ કર્યો. શત્રુનો ઘા તેને બરાબર લાગ્યો નહીં પણ હોરેશીયસની સ્કંધ ઉપર એક ઘા થયો. અને તેને ઘાયલ થયેલો જોઇને સેના હર્ષનાદ કરવા લાગી.

શત્રુઓના નાદથી હોરેશીયસના શરીરમાં એક પ્રકારનો વિદ્યુત સમાન ચમત્કાર થયો. તેણે પોતાની અર્ધી બળથી શત્રુનાં શીર પર એવો ઘા કર્યો કે તેનો મસ્તકનો ભાગ કપાઇ જઇને તેનું શીશ ધડથી જૂદું થઇ ગયું. વીજળીથી બળી ગયલાં વૃક્ષ માફક લુનાનો અધિપતિ પૃથ્વીપર પડયો. તેનાં મસ્તક ઉપર પગ મુકી હોરેશીયસે શત્રુ સેના તરફ કટાક્ષ કરતાં કહ્યું:-"મારા અતિથિઓ! તમારો આદર સત્કાર અમે કેવો કરીશું તે જોઇ લ્યો. જોઇએ હવે મારી પૂજા ગ્રહણ કરવા આગળ કોણ આવે છે?" હોરેશીયસનાં વાકય સુણી એટરુઆના વીરોનાં મુખ પર ક્રોધ, લજ્જા અને ભયની છાયા છવાઇ ગઇ તેઓનું વીરત્વ કમી નહોતું કિન્તુ સામે પોતાના ઘાયલ થયલા યોદ્ધાઓને પડેલા જોઇ અને ત્રણે વીરોને અચળ પર્વત માફક સદાની શાન્તિમાં સુતેલા જોઇ કોઇની હિમ્મત આગળ વધવાની થઇ નહીં. આગળવાળા સૈનિકો પાછળનાને કહેતા હતા કેઃ— "આગળ વધો."

ક્ષણ ભરની એ નિસ્તબ્ધ શાન્તિ બાદ એક મનુષ્ય સૈન્યમાંથી બ્હાર આવ્યો અને તેણે ગમ્ભીરતાથી ચારે બાજુ દૃષ્ટિ દોડાવી કહ્યું:-"હે સેકસટસ! તું આગળ આવ હું તને સારી રીતે જાણું છું, પાછળ ન રહે. રોમને જીતવાનો એજ માર્ગ છે.' સેકસટસે એકવાર રોમ નગર તરફ જોયું, પછી સ્વર્ગે સંચરેલા યોદ્ધાઓ તરફ દૃષ્ટિ ફેરવી ક્રોધથી તેણે આગળ પગ મુકયો પણ ભીતિથી તે પાછળ હટી ગયો.

આ સઘળા વખતમાં પૂલ સમેટવાનું કામ ઘણા ઝપાટાબંધ ચાલી રહ્યું હતું. રોમન લોકોએ પૂલ લગભગ તોડી દીધો હતો તેથી તેઓએ પોકાર કરીને કહ્યું:-"હોરેશીયસ પાછા ફરો! સેર્ટિઅસ પાછા આવો! હમોએ પૂલ ઉડાવી દીધો છે."

સ્પૂરિઅસ અને સેર્ટિઅસ શીઘ્રતાથી પૂલની સાથે પાછા ફર્યા. તેઓના વજનથી પૂલ હાલવા લાગ્યો. પણ ઉભરે પાછળ ફરી જોયું તો વીર હોરેશીયસને એકલો શત્રુની સેના સામે નિર્ભય થઇને અડગપણે ઉભેલો જોયો.

તેઓનાં હૃદય ધડકવા લાગ્યાં અને તે હોરેશીયસની મદદ માટે પાછા જવાને પ્રયત્ન કરવા લાગ્યા.

પૂલ તોડી લેવામાં આવ્યો હતો. અને એક મોટા ધડાકાની સાથે પૂલ પાણીમાં પડ્યો. રોમન લોકોએ જોરથી હર્ષઘોષ કર્યો. પાણીમાં પડેલો પૂલ જોરથી પાણીમાં તણાવા લાગ્યો.

અહીંઆ એટલો વ.ર હોરેશીયસ પર્વતની માફક ઉંચું મસ્તક રાખી શત્રુ સેના સામે ઉભો રહ્યો હતો. તેની સામે એક લાખ સેના વીજળીના જેવી ચમકતી તલવારો લઇને ઉભી હતી. પાછળ અગાધ નદી પૂર વેગથી વહી રહી હતી.

સેકસટસે કહ્યું:—"એને જમીન દોસ્ત કરી નાંખો."

પોર્સિનાએ કહ્યું:—"એને પકડીને મારો ગુલામ બનાવો."

વીર હોરેશીયસે સેક્સટસને કાંઇપણ જવાબ આપ્યો નહીં. પેર્સિનાને પણ કાંઇ કહ્યું નહીં. તેણે પોતાની જન્મભૂમિ તરફ જોઇ ટાઇબર નદીને ઉદ્દેશીને કહ્યું:-"હે ટાઇબર સરિતા! તું રોમન લોકોની માતા સમાન છે. આજ મારૂં શરીર અને શસ્ત્ર તને આધીન કરૂં છું." એમ કહીને પોતાની તલવાર મ્યાન કરી અને નદીમાં કૂદી પડ્યો. નદીના બન્ને કિનારેથી દુઃખ અને આનંદનો ધ્વનિ થયો. શત્રુ અને મિત્ર સર્વે આશ્ચર્ય ચકિત થયા. થોડો વખત બાદ પાણીના વહેણમાં હોરેશીયસનું શીષ દેખાયું એ વખતે શત્રુ અને મિત્ર ઉભય આનંદથી તાળી બજાવવા લાગ્યા.

આ બાજુ હોરેશીયસના જખમમાંથી ઘણું રક્ત વહી જવાથી. કમજોર થઇ ગયો હતો, અને નદીમાં જોરથી પાણી તેને નીચે ખેંચતું હતું. એ ભયાનક નદીનો પાર થવો પણ અસંભવિત હતો

એ સર્વ જોઇને નીમ સેક્સટસે કહ્યું:-"એ મંડાણ મરતો કેમ નથી? જો એ ગુલામ આજ ન હોત તો મુર્યાસ્ત પહેલાં રોમનગર આજ જમીનદોસ્ત થઇ જાત."

એ સાંભળી પોસનાએ કહ્યું:-"પરમાત્મા! એ વીરની રક્ષા કરો! 'આજ પૂર્વે' એટલું પરાક્રમ અને એટલી વીરતા મેં કોઇનામાં જોઇ નહોતા.

પાણી કાપી નાંખી હોરેશીયસ કિનારા ઉપર પહોંચી ગયો. સર્વ રોમન નિવાસી તેની ચારે બાજુ એકત્ર થઇ ગયા અને 'હોરેશીયસની જય" કહી તાળીઓ પાડવા લાગ્યા.

શત્રુ સેના હોરેશીયસની વીરતા પર મોહિત થઇ પાછી ફરી.

આજ પણ રોમન લોકો વીર હોરેશીયસની કીર્તિ ગાય છે. કુમારીકાઓ પ્રાર્થના કરે છે કે:-" અમારો પતિ હોરેશીયસના જેવો વીર પુરૂષ હોજો." વિવાહીત સ્ત્રીઓ પ્રાર્થના કરે છે કે અમારા પુત્રો હોરેશીયસના જેવા થજો. જ્યારે ઘણા ઘરના લોકો એકત્ર થાય છે. ત્યારે હોરેશીયસની વીરતાનાં ગીતો ગાય છે અને ન્હાનાં બાળકોને તેનાં પરાક્રમની કથા સંભળાવે છે. માતૃભૂમિનો સાચો ભક્ત વીર હોરેશીયસ યુગો યુગને માટે અમર થઇ ગયો.

'વિદ્યા વિહાર,' વલસાડ. ૮-૨-૧૮ } અરજીલાલ રવશામભાઇ દેશાઇ.

---

॥ ૐ ॥

## '૩ ચાંદીનો મહાન વર્તારો'

### (રૂ ચાંદીમાં લાંબા ટકાની વધઘટ થયા કરશે)

વાર્ષિક, પહેલા વર્ગની, પોસ્ટ, તાર ખર્ચ, સાથે રૂા. ૩૦) બીજા વર્ગનાં રૂા. ૧૧) એક એક માસનાં રૂા. ૫) રૂ, ચાંદી તથા વેપારી બજારોનાં કોઇ પણ સોદામાં સપડાયા હશો તેને યોગ્ય રસ્તે બચાવીશું. લખો—

**રાજ દેશી વાયુ શાસ્ત્રી જાદવજી વિ. દેવજીભાઇ મકવાણા મુ. રાજકોટ (ધંધુકા) ઠો. મકવાણા હોલ.**

# નહી કમાયા કોણ?

લેખકઃ—(મણીભાઇ રણછોડજી દેસાઇ પલસાણાકર-રંગુન)

નોકર ભલે ન્હાનો અને,
મ્હોટો થઇને છો મરે;
પેનશન લેશે તો ભલે,
પણ દીન તો કદી ના વળે.

ધનચક્કર ઘેલાભાઇ જાને એક મહા બ્યાજુ કરનાર એક વેપારી, દલાલ જે કહો તે પણ એક ગળા કાંપુ સરાફ હતા. તેમનો બાપીકો ધંધો ગામડાંઓનાં દુબળાં હાડીયાંને નાણાં ધીરી એકના બમણા કરવાનો હતો. તેમને એકનો એક દીકરો ફકકડચંદ કરીને હતો, કે જે બાપના પૈસાથી અને પોતાની ખંત અને હિમ્મતથી બી. એ. સુધી બલાડું ઘસડી લાવી, એક વેપારી પહેડીમાં નોકરી કરી રૂપિઆ પાંત્રીસ માસિક પગાર મેળવતો હતો. એક દિવસે ધનચકકર ઘેલાભાઇ, આ યરોપમાં ચાલેલા મહા સંગ્રામથી ઉપજેલી મોંઘવારીમાં "નહી કમાયા કોણ ?" એ વિષય ઉપર પોતાની ખોપરી ફેરવવા લાગ્યા, અને તે ખોપરી ફરતાં ફરતાં ગરકડીએ ચડી તોપણ તે પોતે "નહી કમાયા કોણ ?" એ મહા પ્રશ્નનો નિવેડો લાવી શકયા નહીં અને ઉદાસીન મુદ્રાએ માથા ઊપર હાથ મૂકી, જાણે સેંકડો નરસથી મરી ગએલો ઘેલાભાઇ જાણે આજેજ મરણ પામ્યો હોય તેમ બેઠા અને નિઃશ્વાસ મૂકવા લાગ્યા. એવામાં તેનો સકર્મી—અકર્મી બેટો ફકડચંદ જે મારી બાંધીને ગોઠવેલી બે દિવસની રજામાં પોતાને વતન આવ્યો હતો તેણે પોતાના પિતાને ઉદાસ જોઇ કહ્યું "બાપુ ! આપ કંઇ ઉદાસ જણાવ છો !" "ના બેટા ! એવું કંઇજ નથી," "ના શું તમારૂં મૂખજ કહી આપે છે જે આપ કંઇ ઊંડા વિચારમાં ગુંગળાઓ છો અથવા શું કોઇ રૂપીઆ લઇ નાસી ગયું છે?" હવે ધનચક્કર ભાઇએ કહ્યું જે બેટા એક ભેજાં બુંસ મારા ભેજામાં કેટલાક કલાક થયાં ભમી રહ્યો છે તથાપિ તેનું કંઇ નિરાકરણ થઇ શકતું નથી તેથીજ હું ઉદાસ છું. બલ્કે નિરાશ છું. ત્યારે ફકડે કહ્યું—બાપા મને કહો. હું તેનો જવાબ આપીશ અને તમારી ઉદાસીનતા મટાડીશ. "વારૂ ત્યારે હું તને કહું છું જેનો જવાબ તું બરાબર વિચાર કરીને આપજે કારણ કે તે એક મહાવિકટ પ્રશ્ન છે. બલ્કે હું ધારૂં છું કે એ પ્રશ્ને સર્વે જનોનાં હૃદય ડોલાવી મૂકયાં હશે. પણ આપણને શું ખબર એ તો બધાનાં હૃદય ચીરીને જોઇએ ત્યારેજ માલમ પડેતો."

"હું જે જવાબ આપીશ તે પુરતો વિચાર કરીનેજ આપીશ."

"જો ત્યારે સાંભળ મારો આ એકજ પ્રશ્ન છે "નહિ કમાયા કોણ ?"

"બસ બાપુ બસ ! આ તમારો સવાલ ?"

"હાં હાં એ મારો સવાલ ! તેનો શું આપે તું જવાબ ?"

"ઠીક ત્યારે સાંભળો આ મારો જવાબ—

"અરે બરાબર વિચાર કરીને આપજે. કંઇ ખાવાનો ખેલ નથી !"

"હાં હાં બાપુ હું સમજુ છું અને આ તમારા પ્રશ્નના પ્રત્યુત્તરમાં "નહી કમાયો હું" સમજ્યા ? આ ચોખ્ખોને ચટ જવાબ."

"એટલે એટલે શું તું બી..એ. થયોને કમાયો નહી ?"

"હાં સાંભળો બાપુ હું શું કમાયો ને શું નહી કમાયો."

"ચાલ હું સાભળું છું તે બોલ."

"જુઓ હું પ્રથમ કમાયા કોણ એ સર્વેની નામાવલી ગણાવું છું."

### કમાયા કોણ ?

(૧) વેપાર ઉદ્યોગમાં વહન કરી રહેલા સર્વે કમાયા.

(૨) હાંલ્લાં ઘડી રહેલાં કુંભારોએ પોતાના હાંલ્લાં માટીના વાસણોનાં ભાવ વધાર્યા એટલે તેઓ પણ કમાયા.

(૩) હજામોએ હજામતના ભાવ વધાર્યા એટલે તેમાં તેઓની તાબડતોડ કમાણી વધી જો કે અસ્ત્રાના ભાવ વધ્યા, સાબુના ભાવ વધ્યા, પાઉડર વગેરે સરંજામના ભાવ વધ્યા તોપણ ડબલ રેટ જોતાં હજામોની કમાણીને ધક્કો લાગેલો જણાતો નથી એટલે તેઓ પણ કમાયા.

(૪) ખેતીવાડી જે આજે સુધરેલ દુનિયાનાં સુધરેલ (વીઘરેલ) યુવકોને કટાળો આપતી હતી, તે પણ આજે ધાન્ય વગેરે આલોના ભાવ વધી જવાથી લોકપ્રિય થઇ પડી એટલે તેના પણ ભાવ વધ્યા.

(૫) મજુરોના પણ ભાવ વધ્યા એ કહેવાની જરૂર નથી. તે સાથે હૃબળાં, દાટીયાં, ઘાંચી, ઘાંયજા, સુથાર, લુહાર, વગેરે આલમના ઉદ્યોગી નરોના ભાવ વધ્યા. કોઇ પૈસે માલદાર થયા તો મારા જેવા ખાઇ ખાઇને ઉંઘી ઉંઘીને ચિંતા તજી તાજા માજા થયા એટલે શરીરમાં ચરબી વધી એ પણ એક રીતે ભાવ વધ્યા.

(૬) બ્યાજુ શરાફી ધંધાના પણ ભાવ વધ્યા એટલે તમે પણ કમાયા.

(૭) અને આ છેલ્લો જવાબ સારી દુનિયાના નોકરો સિવાય સર્વે કમાયા એજ.

હવે "નહી કમાયા કોણ ?" ના જવાબમાં પ્રથમ હું આપને જણાવી ગયો છું કે "નહી કમાયો હું" અને સાથે નોકરી કરતા નોકરો, પછી ભલે તેઓ પાંચ કે પાંચ હજારનો પગાર મેળવતા હોય કારણ કે:—

(૧) નોકરો નસીબ વેચી ચુક્યા છે.

(૨) તેઓના ભાગ્યની ઉલટી સુલટી તેઓના માલીકોના હાથમાં છે.

(૩) ભલે તેઓ પોતાને સ્વતંત્ર માને પણ તેઓ તો સદાના બંધાયલા પરતંત્ર, કાયદા રૂપી સાંકળે જડાયલા જકડાયલા બંધન હાલતના કેદીઓ રૂપ છે.

(૪) નોકરો પોતાની કેટલીક વય વિદ્યા સંપાદન કરવામાં વ્યય કરે છે તદપિ તેઓની વિદ્યા ભાજી મૂળાની માફક બજારમાં આતેશર વેચાય છે. એટલે તેઓ વિદ્યાનો દુરૂપયોગ કરે છે. વિદ્યા વધવાને માટે છે નહિ કે ઘટવાને માટે. માલ સળી જવાં જેમ માલની કિંમત ઘટે છે તેમ નોકરો પણ વિદ્યામાં સળો નાખી તેના ભાવ દિનપ્રતિદિન ઘટાડવામાંજ પોતાની બહાદુરી અક્કલ હુંશીયારી મરદનગી કિદાગરી ચીગણીમાણી આકલ બડી કે ભેંસ તો કહે કે ભેંસની માફક આગળ વધે છે.

(૫) નોકરો એટલા બધા ખુશામતીયા હોય છે કે કદાપિ જો શેઠ કહે કે તાડનાં ઝાડપર ગાય ચડી શકે તો નોકર કહેશે કે ગાય શું બલ્કે વાછરડું પણ દોડતું ચડી શકે.

(૬) નોકરો વંહુરસ્તીમાં પણ નહી કમાયલા જેવા એટલે હાડકાંનાં ભાંગેલાં ને ભેજાંનાં ખાયેલા હોય છે.

(૭) નોકરોને માટે આબરૂ ઇજ્જત માન મરતબો, તાઢ તડકો, રાત દહાડો, સુખ દુઃખ વગેરે સર્વે સામન આવળી ઘાણીએ પીલાઇ વિધિના તરફથી એક સરખાંજ બનાવી દેવામાં આવ્યાં છે.

બાપુ હવે તમેજ બોલો કે "નહી કમાયા કોણ ?" ઉપરોક્ત જવાબો આપી યુક્કાર્મદ રાવાના પિતાને પ્રશ્ન કર્યો.

પુત્રના આવા અક્કલવંત જવાબથી ઘનગુક્કર ભાઇ હર્ષમાં ઘેલા થઇ ગયા અને પોતાના પુત્રને નોકરીપર નહી જવા કરતાં ગામની અંદર સેવ મમરાની દુકાન કઢાવી દીધું. કારણ કે તેમાં પણ કમાણી રહેલી છે.

( હરિગીત )

હુન્નર અને ઊિયોગમાં, ગદગદ બધા આજે થયા;
પ્રારબ્ધ અવળાંનાં સીધાં, આ સમયપર કેના થયા.
કાપ્પડ અને લોહાતણાં, વેપારીઓ મદ મ્હાલતા;
એ ખંત અને હિંમ્મતતણા, પરિપકવ ફળને પામતા.
મજુરી તણા ભાવો વધ્યા, માલો તણા ભાવો વધ્યા;
ખાવા તણી સર્વે ચીજના, બસ-ના પૂછો ભાવો
વધ્યા.
કોઇ ચીજના બમણા થયા, કોઇ ચીજના ત્રગણા
થયા;
પણ એકના એક રહ્યા, આ નોકરીના ના વધ્યા.

કહ્યું શ્રેષ્ઠ કૃષી કર્મને, મધ્યમ વળી વેપાર છે;
કનીષ્ટ રહી છે ચાકરી, જ્યાં ભાખરી હાથે મળે.
કૃષિ કર્મમાં છે ફાયદો, વેપારમાં છે ફાયદો;
પણ ફાયદાની છે જગાપર, નોકરીમાં વાંધો.
સર્વે કમાયા આજ કંઇ, મહેનતતણું ફળ મેળવ્યું;
પણ કે પડ્યા આ ખાડમાં, જેનું અરે કંઇના વળ્યું.
"નહિ કમાયા કોણ?" તે કહો તો ભલા
સજ્જન તમો;
"નિજ નસીબ વેચ્યું નોકરે,
જેના કમાયા હોકરો."

# યમુના.

સાતમી સદીમાં દિલ્હીની સમીપ એક મહારમણીય વન હતું. એ વનમાં એક ગોવાળનો નેસ હતો. તે નેસનો માલિક ગાયો ચરાવીને પોતાનો જીવન નિર્વાહ ચલાવતો હતો. તેને યમુના નામની એક પરમ સુશીલ અને સ્વરૂપવતી પત્ની હતી. તે પૂર્ણ પતિવ્રતા હતી. પોતાના પતિને ઇશ્વર તુલ્ય ગણી અત્યંત પ્રેમથી હંમેશ તેની સેવા-પૂજા કરતી હતી. બન્ને સ્ત્રી-પુરૂષ પ્રેમથી સદા પરિપૂર્ણ રહેતાં હતાં. ઇશ્વર તરફથી જે કાંઇ મળતું તેના ઉપર તેઓ સંતુષ્ટ રહેતાં હતાં.

એક દિવસ દિલ્હીનો યવન બાદશાહ કે જે ઘણો દુષ્ટ અને કઠોર હતો તે પોતાના અનુચરો સહિત તે નેસ તરફ શિકાર ખેલવા માટે સહસા પહોંચી ગયો. દુર્ભાગ્યથી તે નીચની દ્રષ્ટિ યમુના ઉપર પડી ગઇ! તેના રૂપ લાવણ્ય ઉપર તે મુગ્ધ થઇ ગયો. કામ પ્રદર્શક દીર્ઘ ઉચ્છ્વાસ લેવા લાગ્યો. તેણે સતીનું સતીત્વ નષ્ટ કરવાનો દ્રઢ સંકલ્પ કર્યો.. અને પોતાના અનુચરોને ત્યાંજ મુકામ કરવાની આજ્ઞા કરી. વળી બે ત્રણ સિપાઇઓને ફરમાવ્યું કે તે સ્ત્રીને અહીં લઇ આવો. જો ન આવે તો બળાત્કારથી પકડીને લાવો.

હુકમનીજ વાર હતી. ત્રણ સિપાઇઓ તરતજ તે સતી પાસે પહોંચી ગયા અને પોતાના કર્કશ સ્વરથી કહેવા લાગ્યા:-બાદશાહનું ફરમાન છે કે તમારે અમારી સાથે આવવું.

સતી-સાધ્વી અબળા યમુના એ યમદૂતોને જોઇને ગભરાઇ ગઇ અને હાથ જોડી વિનતિ કરવા લાગી:-'તમે શું કહો છો? મારે ક્યાં ચાલવાનું છે?' એટલામાં એક સિપાઇ કે જે સ્વભાવે બહુ ક્રૂર હતો તે આંખો લાલ કરી કહેવા લાગ્યો:-"ચાલ, તને બાદશાહ બોલાવે છે. સર્વે વાતની તને ત્યાં માહિતી મળશે, ચાલે છે કે નહિ? અમે બળ પૂર્વક તને પકડીને લઇ જઇશું."

તે યવન સિપાઇનાં વચનોથી યમુનાને જેટલું દુઃખ થયું હશે તે અકથનીય છે. તે નમ્ર ભાવથી પુનઃ બોલી:-'ભાઇઓ! થોડીવાર ઉભા રહો. મારા પ્રાણનાથ ગાયો ચરાવવા માટે વનમાં ગયા છે. તેમના આવ્યા પછી આપ જ્યાં કહેશો ત્યાં હું આવીશ. કૃપા કરી થોડીવાર અહીં થોભો.'

સિપાઇ એ સાંભળી કહેવા લાગ્યો—"તારે હમણાંજ ચાલવું પડશે. બસ ચુપચાપ ચાલ—મુંગે મોઢે આગળ થા નહિતો ચોટલો પકડીને ખેંચી જવી પડશે. અમે અહીં એક પળ પણ રહેવાના નથી." યમુના વારંવાર રડતા અવાજથી તે દુષ્ટોને વિનવવા લાગી પરંતુ તેઓને જરાપણ દયા આવી નહિ તે નરાધમો સતીને પકડી જવા ચહાતા હતા એટલામાં ગોવાળ ગાયો ચરાવીને પાછો આવ્યો અને સર્વ પરિસ્થિતિ જોઇ પોતાની સ્ત્રીને પૂછવા લાગ્યો—'પ્રિયે! આ શું હકીકત છે? આ લોકો કોણ છે! અને તેઓ તને શા માટે પકડવા ઇચ્છે છે?"

યમુનાએ બે હાથ જોડી પોતાના પતિને સર્વ ઘટના કહી સંભળાવી. પરન્તુ શુદ્ધ હૃદયનો સાદો ગોવાળ એ યવનોનો આંતરિક ભેદ સમજી શકયો નહિ. તે એ સિપાઇઓને કહેવા લાગ્યો—"ભાઇઓ! ચાલો; હું તમારી સાથે આવું છું. બીલકુલ નારાજ થશો નહિ આ એક કોમળ હૃદયવાળી સ્ત્રી છે; તેની ઉપર જોર—જુલમ ન કરો. હું આપની પાસે હાથ જોડીને વિનંતિ કરૂં છું કે જે કાંઇ આપ લોકોને કહેવાનું હોય તે મનેજ કહો."

સિપાઇઓ તુચ્છકારથી કહેવા લગ્યા—'અરે તારૂં ત્યાં કામ નથી! તારી સ્ત્રીનુંજ કામ છે. અમે તેનેજ લઇ જઇશું. તારૂં કહેવું કાંઇપણ સાંભળવાના નથી.' તે સિપાઇઓમા એક કાંઇક દયાવાળો હતો તેણે પોતાના સાથિયોને કહ્યું:—જાનેદો યાર! ઇસીકો પકડકર લે ચલો! બાદશાહસે કહેંગે કિ વહ નહીં આઇ.'

ત્રણે જણા એવો નિશ્ચય કરીને તે ગોવાળને પકડી શાહી દરબારમાં લઇ ગયા. ગોપાળ હાથ જોડીને બાદશાહને કહેવા લાગ્યો:—'સરકાર! શું હુકમ છે?'

કામાગ્નિ—પીડિત બાદશાહે તેને કહ્યું:—'તારી સ્ત્રી જે બહુ ખૂબસૂરત છે તે મારે હવાલે કર. તે સુંદરી મને સોંપી દેવાથી તું સુખચેનમાં રહી શકશે. વધારે શું કહું? હું તને મોટી મોટી જાગીરો આપી ન્યાલ કરી દઇશ!'

વજ્રની સમાન વચન સાંભળતાંજ ગોવાળનું હૃદય કંપી ઉઠયું તે વિચાર કરવા લાગ્યો:—'હે ઇશ્વર! શું આ ધરામાંથી શુદ્ધતા ચાલી ગઇ! શું ધર્મ—કર્મ સૌ હવે ચાલ્યું ગયું? શું રાજા પોતાની પ્રજાનું પાલન આવી રીતે કરે છે! અસ્તુ ગમે તેમ થાય; પણ શુદ્ધ રક્તનો જે હિન્દુ હશે તે એવા કુત્સિત કર્મને અનુમોદન આપવામાં કદી પણ રાજી થશે નહિ. ભલે પ્રાણ જાય!!!' આ પ્રમાણે દૃઢ નિશ્ચય કરી ગોવાળ કહેવા લાગ્યા:—"જહાંપનાહ! એ વગર બીજી આજ્ઞા સિવાય બીજી ગમે તેવી આજ્ઞા કરો હું તેનું પાલન કરવામાં તૈયાર છું. આપની નીચ ઇચ્છાને તો કદી પણ તાબે થનાર નથી ભલે મારા ગળા ઉપર આપ તલવાર ચલાવો."

ગોવાળનાં એ વચનો સાંભળતાંજ બાદશાહની આંખ રક્તવર્ણની થઇ ગઇ. તે ચીડાઇને કહેવા લાગ્યો:—'અરે કોણ છે? આ કાફિરને પકડીને કેદ કરો. પાંચ સિપાઇઓ જઇને તેની સ્ત્રીને પકડી લાવો. હું હમણાંજ તે સુન્દરીને ખુશ કરી આ હરામજાદાની ઘમંડ ઉતારી દઇશ' પરન્તુ એ દુષ્ટને એવો ખ્યાલ સ્વપ્નામા પણ ન આવ્યો કે આ એક ભારતની રમણી છે કે જ્યાં સતીત્વની રક્ષાને માટે સ્ત્રીઓ પોતાના પ્રાણને પણ તૃણવત તજી દે છે!!

અનુશાસન મળતાંજ અનુચર લોકો તે સતીને પકડી લાવવા દોડયા. બિચારી યમુના પોતાના પતિને આવવામાં વિલંબ થએલો જોઇ વ્યાકુળ થવા લાગી ઘડીમાં તે ઝુંપડી બહાર જતી તો ઘડીમાં પછી આવતી. એમ પોતાનો પતિ નહિ આવવાને લીધે તે ગભરાવા લાગી. એટલામાં બાદશાહના સિપાઇઓ આવીને કહેવા લાગ્યા:—'ચાલ, જલ્દી ચાલ.' થોડીવાર તો તે બિચારી શાન્ત રહી પણ તે દુષ્ટોના વધતા જતા અવિનયથી તેનામાં સહસા દૈવીશક્તિ

ઉત્પન્ન થઇ. તે ચંડિકા સમાન ભીષણ શબ્દે કરી કહેવા લાગીઃ-' દૂર ખસો દુષ્ટો! જો જરા પણ શરીરને હાથ લગાડશો તો તમારા દુષ્ટપણાની સજા તરત ચખાડી દઇશ!!"

કોણ જાણે એ શબ્દોમાં શું વિલક્ષણ શક્તિ ભરી હતી કે તરતજ સર્વે સિપાઇઓ એકદમ દૂર ખસી ગયા અને એક બીજાના મોઢા સામે જોવા લાગ્યા. થોડીવાર પછી યમુના તેમની સાથે ચાલી એટલે તેઓ એકઠા થઇ શાહી દરબારમાં આવી પહોંચ્યા. યમુનાને બાદશાહ સન્મુખ રાખી સિપાઇઓ ચાલ્યા ગયા. પછી તે કોકિલા વિનિન્દિત સ્વરથી બાદશાહને કહેવા લાગીઃ- 'જહાંપનાહ! આ દાસીથી કયો અપરાધ થયો છે? મારો પ્રાણનાથ ક્યાં છે? મને તેમનો તત્કાળ મેળાપ કરાવો; પછી આપ જે આજ્ઞા કરશો તે હું શિરોધાર્ય કરીશ.'

બાદશાહ એ સાંભળીને કહેવા લાગ્યોઃ- પ્યારી હુર! તારાથી કસુર થવી એ બિલકુલ અસંભવિત છે. દિલરૂબા, તારો શૌહર પણ અહીં મેહલમાં છે. તારી ખૂબસૂરત ઉપર હું મારી શાહી તાજ કુરબાન કરૂં છું. બ્હાલી હુર! હવે વિલંબ ન કર. અને સરાબ જામે વસ્લ પીવડાવ. પ્યારની મઝા તું પણ લે અને મને પણ આપ." આ પ્રમાણે તે દુષ્ટ યવન બાદશાહે તે પતિવ્રતાને પોતાના વિચારો જણાવી પ્રલોભનમાં ફસાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ યમુના મૌન ધરી સર્વ સાંભળતી રહી. છેવટે જ્યારે તે ક્રોધાગ્નિનો તાપ ન સહી શકી ત્યારે કહેવા લાગીઃ-"બાદશાહ! તને વારંવાર ધિક્કાર છે! હવે મને માલુમ પડે છે કે તું કેવા પ્રકારનો આદમી છે. અધમ! નારકી! સાવધાન થા. તારાં એવાં દુષ્ટ વચનો હવે હું સાંભળવા ચહાતી નથી. મારા પ્રાણનાથ ક્યાં છે? જલદી બતાવ. મારાથી હવે આ દુઃખ સહી શકાતું નથી." આ પ્રમાણે તે બાદશાહને કહેવા લાગી પરંતુ પોતાના સત્યથી તે એક ડગલું પણ પાછી હઠી નહિં. ધન્ય છે! એવી સતીઓના પ્રતાપથી અત્યારે પણ ભારતનું શિર ઉંચું છે.!!

બાદશાહ યમુનાને આવી રીતે પોતાનાં ધર્મમાં અટલ-અડગ જોઇ બોલ્યોઃ-" જો તું કહ્યું નહિ માને તો તારા ધણીને અહીં બોલાવી તારી સામેજ કત્લ કરી દઇશ."

યમુના ક્રોધથી અભિભૂત થઇ કહેવા લાગીઃ-" શું આવી ધમકીઓ આપવી એજ શાહીપણું છે? શું એક અબળાના સતીત્વને ભ્રષ્ટ-નષ્ટ કરવા ચાહે છે? સાવધાન થઇને સાંભળ. હું તો અબળા છું; પરંતુ પોતાના પાતિવ્રત ધર્મની રક્ષા કરવા માટે અમે ભારત લલનાઓ સબળા થઇ શકીએ છીએ. ધર્મને માટે પ્રાણ પણ વેચી શકીએ છીએ. દુષ્ટ! શું તું મારા પતિનું અમંગળ કરી મને ધર્મ ભ્રષ્ટ કરવા ચાહે છે? તું આવી ભૂલ ન કર. મારા પતિના મરવા પહેલાંજ હું સ્વર્ગમાં જઇ મારા પ્રાણનાથના સ્વાગત માટે ઉભી રહીશ. તને હું વિનવું છું કે મારા પતિને તું દુઃખ ન દઇશ. જે શિક્ષા કરવી હોય તે મને કર. હું તારા પાસે ભિક્ષા માગું છું.

યમુનાની આટલી વિનવણી છતાં બાદશાહને દયા ન આવી. તે અત્યંત કઠોર હૃદયનો હતો. તેણે આગળ જે અમાનુષ કાર્ય કર્યું તે આલેખતા લેખિની કંપે છે! તે કામાંધ બાદશાહે ક્રોધાતુર થઇ પોતાના અનુચરોને હુકમ આપ્યો-' તે હરામજાદા ગોવાળની આંખો ફોડી તેને અંધ બનાવો.'

હાય! યમુના એટલું સાંભળતાંજ મુર્છા ખાઇ ભૂમિ ઉપર પડી ગઇ, પણ થોડીવાર પછી ઉઠી અતિ કાતર-દીન સ્વરથી કહેવા લાગીઃ-' જહાંપનાહ! મારી અબળાની તરફ જુઓ. મારો અપરાધ ક્ષમા કરો. ક્રોધને શાન્ત કરો હું હાથ જોડું છું.' કિન્તુ એ સર્વ અરણ્ય-રૂદન હતું. તે સાધ્વી આ વિનતિ કરતી રહી એટલામાં અનુચરોએ તે ગોવાળને

લાવી અત્યંત નિર્દયતાથી નીચે પછાડી દીધો અને તેની બન્ને આંખો કાઢી લીધી!

યમુના એ દૃશ્ય જોઇને ન ગભરાઇ. ન ચીડાઇ. કેવળ નિર્નિમેષ નેત્રોથી ગોવાળની તરફ જોઇ રહી. પુનઃ હાથ જોડી પોતાના પતિને કહેવા લાગી:-" પ્રાણનાથ! જીવનાધાર! તમને જોવાની મને બહુ લાલસા હતી; તે તમારૂં દર્શન મને થયું, હવે આપ આજ્ઞા કરો કે હું શું કરૂં! તમારી આ વ્યથા મારાથી જોઇ શકાતી નથી—સહી શકાતી નથી!!

ગોવાળે કરૂણ સ્વરથી કહ્યું:—પ્રિયે! જે તને ઠીક લાગે તે કર. હું તેમાં ખુશી થઇશ.'

તે સ્ત્રી પતિની આજ્ઞા મસ્તાજ ઝટ બાદશાહની પાસે પહોંચી જઇ કહેવા લાગી:— 'શું તું મારી સાથે પ્યાર કરવા ચાહે છે?' આ પ્રમાણે બોલી તેણે બાદશાહની પાસે પડેલી કટાર ખેંચી લીધી, અને તેને મ્યાન બહાર કરી, મનમાં પોતાના સ્વામીનું ધ્યાન ધરી એકદમ પોતાની છાતીમાં ઘેંચી દીધી! સત્વર તેનો પ્રાણ પરલોકમાં ચાલ્યો ગયો! તે પોતાની કીર્તિ સંસારમાં રાખી જગતના પૃષ્ઠ ઉપરથી પ્રયાણ કરી ગઇ!!

ગોવાળનો જીવ પણ સ્વર્ગે જવાની તૈયારી કરી રહ્યો હતો. સતીના છેલ્લા નિશ્વાસ સાથે તેણે પણ પોતાનો અંતિમ શ્વાસ મૂકયો. તે પવિત્ર દંપતી એક સાથેજ સ્વર્ગારોહણ કરવા ચાલ્યાં!!

બાદશાહ તે વિલક્ષણ દૃશ્ય જોઇ ભયભીત થઇ ગયો. તેણે સત્વર પોતાનો મુકામ ત્યાંથી ઉઠાવવાની અનુચરોને આજ્ઞા આપી. ઇતિહાસકારો એ બાદશાહને લોદીવંશના સિકંદરને નામે ઓળખાવે છે. સિકંદર ઘણો ક્રૂર અને ઘાતકી ધર્માંધ રાજા હતો. તેને હાથે એવાંજ ગાંડાં કાર્યો થયાં છે. કહેવાય છે કે યમુનાના સ્વર્ગ ગમન પછી સિકંદરનું હૃદય પીગળ્યું હતું. જ્યારે જ્યારે તેને એ ઘટના યાદ આવતી હતી ત્યારે ત્યારે તેનું હૃદય સમધી વિકૃત થઇ જતું હતું. સ્વપ્નમાં પણ તેને કવચિત્ યમુનાની પવિત્ર મૂર્તિ દેખાતી હતી. માનવ હૃદયનો એ એક વિલક્ષણ સ્વભાવ છે કે પ્રત્યક્ષ પાપનાં પરિણામ જોવા છતાં એક વખત અધમ માર્ગે ચડેલું હૃદય સહસા તે માર્ગથી નિવૃત્ત થતું નથી. સિકંદરના સબંધમાં પણ તે નિયમ લાગુ પડયો હતો.

યમુના એક ગોવાલણી હતી અશિક્ષિતા હતી. પણ ધર્મપરાયણા હતી. પતિવ્રત ધર્મની રક્ષા માટે તેણે પ્રાણની પણ પરવા કરી નહિ! ધન્ય છે એવી ભારત લલનાઓને કે જેમણે પોતાના ધર્મની રક્ષા કરવામાં એક ક્ષણ પણ પાછી પાની કરી નહિ! ભારતનું ગૌરવ એવી વીર રમણીઓનાં ઉજ્જવલ ચારિત્ર્યોથીજ અખંડિત રહ્યું છે. જ્યારે પાશ્ચાત્ય સુધારાનું અંધ અનુકરણ આર્ય રમણીઓમાં પ્રવેશ પામશે ત્યારે એવી ધર્મ શ્રદ્ધા અચળ રહેશે કે કેમ એ સવાલ છે! પરંતુ જગન્નિયંતા પરમેશ્વરને અનન્ય પ્રાર્થના છે કે તેઓ ભારતલલનાઓને પતિવ્રતધર્મ પરાયણ રહેવાનું અપરિમિત બળ અને સામર્થ્ય આપે! કાળના પ્રવાહમાં એવી દેવવિભૂતિઓ ચાલી જાય છે પણ તેમનાં ચારિત્ર્ય અમરજ રહે છે!!

બરવાળા (ધંધુકા). } ધીરજ.

# કલિયુગી સન્તાન.

સંધ્યા સમયે સૂર્યનારાયણ ભગવાન પોતાનો રાજ અમલ બજાવી અસ્તાચળની તૈયારીમાં લાલ આકાશ બનાવી રહેલ છે. જન-સમાજ પોતાના ધંધાથી પરવારી ઘર તરફ ઉતાવળે જતા જણાય છે, અને પોતાના નિર્દોષ બાળકો સાથે ગમ્મત કરી, તેમજ વાળુ કરતાં વિનોદથી વાર્તાલાપ કરી, શ્રમિત મગજને વિશ્રાંતિ અર્પવાનો પ્રયત્ન કરી રહેલ છે અત્યારે એક સાઠ સીત્તેરની વચ્ચમાં ઝોલા ખાતી વૃદ્ધ ડોસી એક ન્હાની પર્ણકુટીના ઓટલા ઉપર બેસી રૂ કાંતવાનો ચરખો રામ ભજનની સાથે ફેરવી રહી છે. આ વૃદ્ધ ડોસી વચમાં વચમાં રાજ માર્ગ તરફ પોતાની દ્રષ્ટિને બળાત્કારે પણ ઘણે દૂર સુધી ફેંકે છે. તેનું-હૃદય અતિ ચિંતાગ્રસ્ત હોય તેવું જોતાની સાથે સમજાઇ જાય તેવી છાયા તેના મુખ પર જણાય છે. વૃદ્ધ ડોસીનું મગજ અત્યારે ભારી ચિંતાયુક્ત વ્યાપારમાં મગ્ન બનેલું છે; તેવામાં સામેના બંગલાના સ્વેરામાં એક નવોઢા સ્ત્રીએ આવી પોકાર કર્યો-"માજી! દીનકર મેળ બેસી ચુકયો છે, હવે તો ચરખો બંધ કરો. હવે કેટલી ઉમ્મર કાઢવી છે કે, આટલી મહેનત કરો છો? લ્યો, હું તમને મગની દાળનો ચેવડો આપું. તમને ચેવડો ભાવે છે? જરા ચેવડો ખાઇ પાણી પીઓ. તમને મારા સમ છે. લ્યો જરા લ્યો."

વૃદ્ધ ડોસી—બેટા! ત્હારૂં સૌભાગ્ય અમર તપો! મ્હારા ઉપરની ત્હારી અનુકંપાને હું સારી રીતે સમજુ છું. નકામા સોગન શા માટે કરાવે છે. મ્હને સોગન બિલકુલ પસંદ નથી. હું મ્હારા છોકરાને ઘરમાં આવ્યા સિવાય એક પણ અનાજનો કણ મુખમાં મુકનાર નથી. બેટા! એવી રીતનું ચલણ ચલાવ્યું હોત તો મોટી વહુના જુતા ખાતાં ખાતાં ક્યારનુંયે મ્હારૂં આયુષ્ય સમ્પૂર્ણ થઇ ગયું હોત! મ્હારો છોકરો કોણ જાણે અત્યાર સુધી કેમ આવ્યો નહિ? જરૂર આજ તે કોઇ પણ નોકરી ઉપર ચડયો હોવો જોઇએ. શું મ્હારી દશા સદા આવી રહેશે!"

નવોઢા—'દયાવતી' નામની પાડોશણ તે એક ધર્મપાળતી પત્નિ હતી. ત્હેનો સ્વભાવ પરગજુ હોવાથી આ વૃદ્ધ ડોસી ઉપર તે બેહદ માયા રાખતી હતી. ત્હેણે વૃદ્ધ ડોસીને ઘણું ઘણું કહ્યું, પણ ડોસીએ માન્યું નહિ. ફક્ત દયાવતીના આગ્રહથી ચરખો બંધ કરી દીધો. દયાવતીના બંગલામાં ગયા બાદ વૃદ્ધ ડોસી પાછી પોતાના છોકરાની ચિંતામાં પડી; પરંતુ બિચારા છોકરાને પણ આ વાતનું શું ભાન?

"ન્હાનું બચ્ચું, રમત કરતાં, ચીસ પાડે અજાણે;
શું? જાણે કે, ફફડી ઉઠે, માતનો જીવ ત્યારે?"

(કલાપી)

માતૃ-હૃદય પુત્રને માટે કેવાં વલખાં મારે છે તે અનુભવીનેજ ખબર પડે. રાતના આઠ વાગ્યા, નવ વાગ્યા, પરંતુ છોકરો ઘેર ન આવ્યો, જેથી ડોસી દેવ દેવતાની બાધા માની ચિંતાતુર-હૃદયથી વૃદ્ધ નયનો દ્વારા ઉના અશ્રુ વર્ષાવવા લાગી! પાડોસીઓ પણ પોતપોતાના ઘરમાં જઇ સુવા લાગ્યાં. દરેક સ્થળે શાન્તતાનું સામ્રાજ્ય પથરાઇ ગયું, પરંતુ આ બિચારી ભૂખથી પિડાતી વૃદ્ધ ડોસીને ક્રૂર નિદ્રાએ આશરો આપ્યો નહિ! ડોસી બહાર બેસી બેસીને થાકી ગઇ. આખરે પોલીસ ખાતાના પહેરેદારોએ 'ખબરદાર'ના અવાજ કરવા માંડયા જેથી વૃદ્ધ ડોસી પર્ણકુટીનું દ્વાર વાસી અંદર જઇ પથારી પર પડી. એટલામાં બહારથી પર્ણકુટીનું દ્વાર કોઇએ ખખડાવ્યું. ડોસીએ

ઝટ પથારીમાંથી ઉઠી દ્વાર ઉઘાડયું—"બચ્ચા છોટુ! આટલી બધી વાર કયાં ગયો હતો?".

છોટુ—માજી! અંદર ચાલો, પહેલાં જરા ખાઇ લ્યો. પછીથી હું આપને સઘળો બધો વૃત્તાંત કહું છું.

વૃદ્ધ ડોસીએ છોટુને બહાર જતી વખતે એક પૈસો આપ્યો હતો, તેના તે ચણા ખરીદી લાવ્યો હતો. જમાનાની પણ કેવી ખૂબી છે કે, આ ભારતવર્ષમાં પ્રાચીન સમયે એક પૈસામાં બે માણસ ભરી પુરી ખાઇ રહેતાં હતાં ત્યારે અત્યારે આપણી વાર્તાના બીચારા છોટુને એક પૈસાના ફક્ત સાડા પાંચ રૂપીયા ભાર ચણા મળ્યા હતા!!! જમાના, ત્હારી પણ બલિહારી!!! અસ્તુ!!! જેમ તેમ માદિકરાએ પરમેશ્વર ઉપર વિશ્વાસ મૂકી ચણા ખાઈ જલપાન કરી લીધું. મા દિકરો અંધારામાં બેસીને વાત કરવા લાગ્યાંઃ—

"માજી! હું ઘેરથી નીકળી પ્રથમ આશા ભર્યો ફુવાજીની દુકાન પર ગયો હતો. પરંતુ ભાગ્ય દેવીયે યારી આપી નહિ. તેઓએ કહ્યું કે, હાલમાં મંદામદીનો વખત છે. એક દ્દોકડાની વિક્રિ થતી નથી! મ્હારા જુના નોકરોનેજ નિભાવવા અતિ મુશ્કેલ છે. ત્યાંથી આવો નિરાશા યુક્ત જવાબ સાંભળી હું મ્હારા વડિલ બન્ધુના મિત્ર 'મગનલાલ' ની ઑફીસમાં ગયો તેઓએ કહ્યું કે, 'ભાઇ! ગઇ કાલે એક પટાવાળાએ એક મહિનાની ગેરહાજરીનું રાજીનામું આપેલું છે, તો. આવતે. મહિને ત્હેને તે નોકરી ઉપર હું બનતા સુધી લગાડી શકું તેમ છું. ત્યાંથી નીકળી હું મ્હારા મામાજીના દવાખાના પર આવ્યો બિમારોની ભારે ગર્દી હતી. મામાજી એક બિમારને તપાસવા બહાર ગયા હતા ત્યાંથી હું નિરાશ થઇ ઉદાસનું ફરતો હતો પરંતુ એટલામાં મામાજી તથા મ્હારા મોટાભાઇ એક બિમાર દેસની વાતો કરતા ફરતા દવાખાનાની અંદર ગયા. આ અપમાનને મ્હેં નહિ ગણકારતાં આપણી ગરિબાઇનો વિચાર કરી મ્હોટા ભાઇના દવાખાનાનો પટાવાળો તેમની સાથે આવેલો હતો, તેને કાલાવાલા કરી અંદર સંદેશો કહેવડાવયો. પરંતુ જવાબમાં જે શબ્દો સાંભળવા પડયા તેવા શબ્દો આ દુનિયામાં કોઇ પણ મનુષ્યને સાંભળવા ન પડશો હું મારા ભાગ્યને દોષવાન બનાવી ત્યાંથી રખડતો રખડતો ચાલી નીકળ્યો. આ વખતે સાંજ પડી ગઈ હતી. હું ઘેર આવવાની તૈયારી કરવા લાગ્યો, એટલામાં સામેથી કેટલાક પુરૂષો તથા સ્ત્રીઓ ગાતાં ગાતા આવતાં હતાં, તેઓમાંના એકને પૂછતાં ખબર મળી કે નવી દિલ્હીમાં એક નવીન કામ ઉપડયું છે તેમાં સેંકડો મજુરો કામ કરે છે, ત્યાં મજૂરી કરનારને કામની શી ઉણપ છે. આ પ્રત્યુત્તર સાંભળતાં મ્હારા હર્ષનો પાર રહ્યો નહિ. મ્હેં આવતી કાલથી ત્યાં કામ કરવા જવાનો નિશ્ચય કર્યો માજી! મ્હેનત કરતાં કંઇ જીવ જવાનો નથી. ભુખે જીવ જતો રહે ખરો!"

આવી રીતે છોટુ પોતાની માને કહી મા શું પ્રત્યુત્તર આપે છે તે સાંભળવા એકી ટશે માના સામું ઇન્તેજારી હૃદયથી જોઇ રહયો.

વૃદ્ધ ડોસી—બેટા! 'પુરૂષ પ્રયત્ન, ઇશ્વર કૃપા.'

પ્રિય વાચક વૃંદ! છોટુની ઉમ્મર અત્યારે ૧૪ કે ૧૫ વર્ષની હતી. ગરિબ કુળમાં જન્મ થવાથી લેખન, વિદ્યાભ્યાસ, મળ્યા, પામ્યું નહિ હોવાથી તે બિચારો નિરક્ષર રહી ગયો હતો વૃદ્ધ ડોસીને બીજા બે મ્હોટા પૂત્ર હતા—એકનું નામ આત્માનંદ અને બીજાનું નામ સુખરામ હતું. આત્માનંદની વય ૪૦ ઉપરાંતની હશે. તેની પાસે ઇશ્વરના આપ્યા બે પૈસા હતા. બાળ બચ્ચે પણ સુખી હતો. સરાફ બજારમાં તેનું દવાખાનું હતું ઇશ્વરી કૃપાને લઇ ત્હેનો ધંધો શાનદાર મરમ રીતે ચાલતો હતો, કેમ-

તેવું લાગતું હતું. છોટુ-ના કુટુંબમાં એક રામપ્રસાદ કરીને વૃદ્ધ પણ ફેજનદાર મનુષ્ય હતો. ડોસીના દુઃખની દયા ખાતાં આવેશમાં આવી જઇ વૃદ્ધ ડોસીના મ્હોટા પુત્ર ડૉ૦ આત્માનન્દના દવાખાને જઇ પહોંચ્યો. ડોકટર સાહેબે તેનું સારી રીતે આદર સન્માન કર્યું. જમાનાને અનુસરી પાન-સોપારી વિગેરે આપી આવાગમનનું કારણ પૂછ્યું.

રામપ્રસાદ—ભાઇ! ગુસ્સે ન થાવ તો આપને એક બે વચન કહેવાં છે તે કહું.

આત્માનન્દ—આપની સઘળી મતલબ હું સમજ્યો, છતાં આપને જે કહેવું હોય તો કહો. આપ જેવા સેંકડોનું સાંભળી સાંભળીને મારા કાન તો ફુટી ગયા (!)

રામપ્રસાદ—તો ભાઇ! એ વાતને અહિંથી પડતી મુકો 'મુઓ નર ને બળી જાન' આપના કાન ફૂટે અને મારા જેવાના વચનની કિમ્મત ઓછી થાય. જે વાતમાં બન્ને જણને નુકશાન તે વાતને જતી કરવી તે વધારે શ્રેય કર ગણાય. હું પણ આપને નારાજ કરવા નથી માગતો. જન સમાજના બત્રિશીએ આપનું ચઢેલું નામ, અને ડોસાંના દુઃખની અનુકંપાએ મ્હારૂં-હૃદય મ્હને આપના પાસે ઘસડી લાવ્યું. બાકી અહિં આવવામાં મ્હારો કંઇ સ્વાર્થ નથી. આ તો તમને લાભ ને મને યશ આગર ભલી આશિષ હોવાથી આ પગલું ભર્યું હતું. ઠીક સાહેબ! માફ કરજો. રજા છે?

આત્માનન્દ—શું કરૂં? આપના ડહાપણને મ્હારે નથી જોઇતું. મ્હારૂં દિલ મ્હને વધારે સૂઝે છે. પધારો પધારો. હવે આપનાં પગલાં એ વિષયમાં મ્હારા મકાન પર ન થવા પામે તેવું હું ઇચ્છું છું.

પંડિત રામપ્રસાદ પોતાનું થયેલું અપમાન નહિ ગણકારતાં ડોસીના દુષ્કર દુઃખનો વિચાર કરતાં ઉતરી ગયેલા ચહેરે ત્યાંથી ચાલી નીકળ્યા. એટલામાં ડોક્ટર સાહબને પટાવાળાએ આવી કહ્યું કે,—"આપને ઘરમાં બોલાવે છે.", આ વાક્યને ડોકટર સાહેબે દેવ આજ્ઞા તરીકે તુર્ત અમલમાં મુકવા પેટ પકડીને ઘરમાં દોડી ગયા, અને જુએ છે તો ક્રોધે બળાયલી દેવી માફક ગારક્ત મુખારવિંદ કરીને બેઠેલી ચંડિકા માતા માફક પોતાની પત્નિને જોઇ; કંપતા કરતાં પૂછ્યું—"કેમ?" આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાના બદલામાં એક ન્યાયાધીશની ઢબે સામે પ્રશ્ન તેમની પત્નિએ પૂછવા માંડ્યો—"ભલા! એ કોણ વકિલ સાહેબ આવ્યા હતા?" ડોકટર સમય વર્તી પ્રત્યુત્તર નહિ આપતાં અવાક્ બની ગયા. પોતાના પ્રશ્નનો પ્રત્યુત્તર નહિ મળવાથી ડબલ ક્રોધીત થઇ પુનઃ કંઇક વધુ ઓછા પ્રમાણમાં એજ પ્રશ્ન ડોકટર સાહેબની પત્નિએ પૂછ્યો કે,—"બોલોને એ વગર પૈસાનો કોણ વકિલ આવ્યો હતો?" આ વખતે ડોકટરને લાચાલાજ બની પ્રત્યુત્તર આપવોજ પડ્યો:-રામપ્રસાદ આવ્યા હતા."

"એમ કે? રામપ્રસાદ!" ડોકટર સાહેબને આ વાક્ય તુરતજ સમજી જવાય એવી રીતે માર્મિક રીતે ડૉ૦ પત્નિએ કહ્યું હતું તે ઉપરથી પુનરાવલોકન માફક બે ચાર પ્રશ્નો થયાઃ-"વાહવા! શું પોતાના ઘરની વકિલાત કરતાં પોતે બાજ આવ્યા કે બીજાના ઘરની વકિલાત નામ હાથમાં ધરવા લાગ્યા? 'બાપ લાખ ચાલીશ બેટા વ્યાજમાં ડુબ્યાં' આ પ્રમાણે પોતાના પગ નીચે સળગતો અગ્નિ તો હોલવાતો નથી અને ભાઇ સાહેબ લંકા હોલવવા નીકળ્યા છે, હું તેમને પોતાના ઘરની વકિલાત નથી આવડતી! હાય! હાય! દુનિયાનાં એવા કેટલાએ નખોદ પડવા છે કે અમને ઘરમાં બેઠાં પણ સુખથી કુંઆરી સુકી રોટલી ખાવા દેતા નથી. પાઘડીમૂઆ એ પણ વિચાર નથી કરતા કે, આવા મોંઘવારીના વખતમાં પોતાના છૈયા છોકરાનું કેમ પૂરૂં કરાય છે?" આજકાલની ફેશનની

ઘરાઇ ગઇ. તે ચિંતા યુક્ત વદનથી નમગાઇ જઇ બોલવા લાગ્યા–' ભાઇ સાહેબ! તમારા વકિલ સ યેનો મ્હારો સંબંધ આપની જાણ બહાર તો નથીજ; અને અત્યારે એ સંબંધથી મ્હારા મુખમાંથી કોઈ અનુચિત શબ્દ નીકળી જાય તો એ સંબંધને અવલંબી મ્હને માફ કરશો. ' क्षमा विरस्यभूषणम् " કારણ, ક્ષમા કરવી એજ વિરોનું ભૂષણ છે. ગઇ કાલ સાંજના પુઅર હાઉસના કંપાઉન્ડ આગળ તમારા લઘુ બન્ધુ છોટુલાલને મેં જ્યારથી જોયો છે ત્યારથી તેની આર્થિકતા વિષે મને અનેકાનેક વિચારો આવ્યા કરે છે. ઇશ્વરે તમને બે પૈસે સુખી બનાવ્યા છે. ગમે તેટલું તોપણ તે તમારો ન્હાનો ભાઇ છે. " કડવા હડવો લીંબડો, શિતળ ઝાડની છાંય; બન્ધવ હોજો બોલકો, પણ આખર પોતાની બાંય " આવા એક વખતના શ્રી રામચંદ્રના મુખના વચન છે, તો આ તો વગર કસુરનો તમારો બન્ધુ છે. લાચારીથી ભીખ ધંધો રખડે છે. પોતાનું તેમજ માતાનું ઉદર કેમ ભરવું તેનો વિચાર કરતાં આખરે પુઅર હાઉસમાં ભીખ માગતા રખડે છે. જમાનો બારીક છે તો કૃપા કરી તેને અને તમારી વૃદ્ધ માતાને તમારી પાસે રાખો તો ઘણી સારી વાત છે. અર્વાચિન ઉદર નિર્વાહને લીધે સેંકડો નહિ પરંતુ હજારો વ્યક્તિયો અધમાચાર કરે છે. આબરૂદારના ફરજન તેમ કરતાં કદી અટકતા હશે તો આત્મ હત્યા કર્યા સિવાય તો રહેતા નથીજ. આવી રીતના અનેક વિચારો કરી તમારા ઉપર થયેલા તમારી માતાના અગણિત ઉપકારો વિચારી, તેઓને સુખી કરવા એ તમારો પ્રથમ ધર્મ છે. અર્થશાસ્ત્રમાં, બાયબલમાં તથા કુરાન શરીફમાં પણ કહેલું છે કે, " મનુષ્યમાત્ર પોતાની સાત જીન્દગી સુધી પોતાના માતી આજ્ઞાને કદાપિ પણ ઉથાપે નહિ તોપણ તે માતાની એક રાત્રીનો બદલો પણ વાળી શકનાર નથી. " તો જેણે તમોને જન્મ આપ્યો છે; તે તમારી માતા ભૂખના દર્દે કરી અન્ય ધર્મ સ્વીકારે તો તેમાં તમને લાંછન નથી ? "

સુખરામ—હાજી ! હું બોલાવવાનીજ તજવીજમાં છું.

સરળ ને મમતાળુ હૃદય સુખરામને માર્મિક મર્મ ન સમજી શકાયું. કુદરતનો એક એવો અબાધિત નિયમ છે કે, સદ્‌બુદ્ધિ મનુષ્યોને દરેક જગાએ પવિત્રતાઇજ નજરે પડે છે. રામપ્રસાદને પણ સુખરામના શબ્દો અતિ પવિત્રતાઇ ભરેલા લાગ્યા, તે વળી બોલવા લાગ્યા– "મારી બાઇજીનો શી ખબરો છે ? મારા ભાઇના ગુજર્યા બાદ તેઓનું શરીર પણ લેવાતું જાય છે. એ અત્યારે અહિં નથી રહેતા! રામ ! રામ ! ! ખરેખર ! સ્ત્રીની બુદ્ધિ પાનીએ કહીએ છે તે અક્ષરસઃ સત્ય છે. તો ભાઇ સાહેબ ! તમો તેઓને પણ તમારી પાસે રાખવાના હશો ? શા માટે નહિ ! સજ્જન પુરૂષોની એજ ફરજ છે.

સુખરામ—તમારા કહેવા મુજબ પ્રબંધ કરવાનાજ વિચારોમાં છું !

આ વખતે રામપ્રસાદ સુખરામના બોલવાનો વ્યંગ બરાબર સમજી ગયા અને તે વ્યંગને દૂર કરતા બોલ્યા કે,–"ઠીક ! ભાઇ સાહેબ ! મે આપના અમૂલ્ય વખતને રોક્યો તે માટે આપની ક્ષમા ચહું છું.

સુખરામ–આથી કંઇ વધુ ધિક્કારનાં વચનો કહેવાના હોય તો કહી દેજો. મ્હને બીલકુલ ખબર નહોતી કે આપ આવા વગર પૈસાના વકિલ છો. પ્રણામ ! પધારો ! !

પંડિત રામપ્રસાદ બિચારા દુઃખી હૃદયે પોતાનો ખેદ સંભાળી લઇ બહાર નીકળ્યા ત્યારબાદ જ્ઞાતિમાં તેની ચર્ચા થવા લાગી કે, જાતે કમાઉ છોકરા પોતાની વૃદ્ધ માતા તથા પોતાના ન્હાના બન્ધુનું ભરણ પોષણ કરવા રાજી નથી

તો જ્ઞાતિના આગેવાનોએ જ્ઞાતિનો બંદોબસ્ત કરવા માટે એક જગાએ ભેગા થઇ,

પંચાયત કરતાં એવો નિકાલ થયો કે બન્ને ભાઇઓને જ્ઞાતિની સમક્ષ બોલાવી ઠોકુ તથા તેની વૃદ્ધ માતુશ્રીને ખાવા પીવાનો બંદોબસ્ત કરી આપે તેવું કહેવું પરંતુ આ બન્ને ભાઇઓ તો જ્ઞાતિની પણ પરવા રાખનાર નહોતા. પંચનો હલકારો તેઓને બોલાવી ગયો, પરંતુ તેઓએ પંચમાં આવવાને માટે સાફ ના પાડી. જ્ઞાતિના કર્તાહર્તા પુરૂષો ઘણા સજ્જન અને ગૃહસ્થ વર્ગ પૈકી હોઇ ચાર માણસમાં તેઓનું વજન પડે તેવા હતા. તેઓએ ઉદાર વૃત્તિથી બીજી વખત પંચ ભરવાનો ઠરાવ કર્યો.

જ્ઞાતિની વાડીમાં પંચ ભેગું કરવામાં આવ્યું. પંચ ભેગું થવાનો વિષય આગળથી જ્ઞાતિમાં જાહેર થયેલો હતો, જેથી જ્ઞાતિના દરેક મનુષ્યો ત્યાં હાજર થયા હતા. દરેક વ્યક્તિની સલાહથી જ્ઞાતિના પૂજનિય, વયોવૃદ્ધ ગૃહસ્થ રામપ્રસાદજીને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું. પ્રમુખસ્થાને રામપ્રસાદની નિમણુંક થયા બાદ પોતાના જ્ઞાતિ ભાઇઓની સલાહથી ડોક્ટર આત્માનંદ તથા કંટ્રાક્ટર સુખરામ અને તેના કનિષ્ટ બન્ધુ છોટુને બોલાવવા માટે એક જ્ઞાતિના સભ્ય મનુષ્યને મોકલવામાં આવ્યો. આ વેળાએ પણ આત્માનંદ તથા સુખરામે પંચમાં હાજરી આપવા સાફ ઇનકાર કર્યો. છોટુ જે કારખાનામાં મજુરી કરવા જતો હતો તે કારખાનું ચાલુ હોવાથી ત્યાં કામ પર ગયેલો. સભ્ય મનુષ્ય પાછો આવી પોતાને મળેલો પ્રત્યુત્તર જાહેર કરી પોતાની જગા પર બેઠો. સભાના પ્રમુખે ઉભા થઇ પોતાનું બોલવું શરૂ કર્યું:-

"પ્રિય આત્મબન્ધુઓ! આજ આપ સર્વેને જે કારણથી અહિં બોલાવવાની તસ્દી આપેલી છે તે આપ સર્વે જાણો છો. છતાં રિવાજને અનુસરતાં બે શબ્દમાં મારે જણાવવું જોઇએ, તે પ્રમાણે જણાવું છું. આ બાબતમાં દરેકોઇને પોતાનો મત જાહેર કરવાની છૂટ આપવામાં આવે છે; અને અત્રે ભરાયેલા દરેક જ્ઞાતિ ભાઇઓની સલાહ-સમ્મતિથી આ વિષયનો ન્યાય આપવામાં આવશે:-

આપ દરેક ભાઇઓની જાણમાં છે કે, પંડિત મોહનલાલ પેન્શનર એક વિધવા તથા ત્રણ પુત્રોને પોતાની પાછળ મૂકી ગયા છે. અને મરહૂમના બન્ને વડીલ પુત્રો સારી કમાઇ કરનાર છે, પરંતુ તેઓનો નાનો પુત્ર અત્યારે કમાવાને લાયક નથી. આ કનિષ્ટ પુત્રની સાથે તેની વૃદ્ધ માતા રહે છે. કમાઉ બન્ને મ્હોટા છોકરાઓ મા-દિકરાને બીલકુલ સહાયતા કરતા નથી. અત્રે બેઠેલા કેટલાક સજ્જનોના પૂરાવા ઉપરથી આપ દરેકને માલુમ પડશે કે આ મા-દિકરાને બે ત્રણ ઉપવાસે માંડ માંડ પારણાં થતાં હશે આ બન્ને અનાથ જીવોની દયા ખાતર સજ્જનોએ બન્ને વડિલ પુત્રોને સમજાવવા માટે પોતાનાથી બને તેટલું કરી ચૂકેલ છે, પરંતુ રેતીમાંથી અર્ક નીકળે તે વાત હા, પણ આ બન્ને ભાઇના હૃદયમાં સહેજ પણ અનુકંપા આવી નથી. આપણી જ્ઞાતિમાં બે કમાઉ કુટુંબિ હોવા છતાં એક ખાનદાન ઘરનાં મનુષ્ય આવી રીતે ભૂખે મરે તે આખી જ્ઞાતિના ઉપર બુરી અસર કરી ભવિષ્યમાં જ્ઞાતિમાં મ્હોટું નુકશાન પેદા કરવાનો ભય રહે છે, જેથી જ્ઞાતિના ઉપર ભવિષ્યમાં થતી માઠી અસરને રોકવાની ખાતર આજ આપણી જ્ઞાતિની આ સભા ભરવામાં આવી છે. આપ સજ્જનોને જ્ઞાત હશે કે, અર્વાચીન પાશ્ચાત્ય સભ્યતાને દેખાદેખી અવિભક્ત કુટુંબના રીવાજને જડમૂળથી નાબુદ કરવાનો નકલી સુધારો આપણી જ્ઞાતિમાં દાખલ કરવાનો આ બન્ને ભાઇઓનો વિચાર હશે પરંતુ પાશ્ચાત્ય સુધારો આપણા ભારતમાં કેટલા અંશે ગ્રહણ કરવા લાયક છે અને કેટલા ગ્રહણ કરવા લાયક નથી. તે વાતનો વિચાર આપ સજ્જનો કરી લેશો. અત્યારે આપણે

જે વાતનો નિકાલ કરવા ભેગા થયા છીએ તે માટે સત્ય કહેવું પડે છે કે, સ્વાર્થી મનુષ્યો આજના ભેગા થવાના કારણની વિરૂદ્ધ હશે, પરંતુ એ સ્વાર્થ ત્યાગ કરતાં જ્યાં સુધી આપણ નહિ શિખીયે ત્યાં સુધી તો આપણી જ્ઞાતિ કોઇ મહાભયંકર અનાચારો કરતાં શીખ્યા સિવાય રહેશે નહિ. અત્યારના મામલાને આપણ જ્ઞાતિ તરફથી બંદોબસ્ત નહિ કરીયે તો ભાઇભાઇનો સગો થનાર નથી, માતા પિતાની અધમ દશા થયા સિવાય રહેનાર નથી અને આખરે હિન્દુ શાસ્ત્રના કેટલાક રીતિ રિવાજોની સાથે સંયુક્ત કુટુંબોનું સુખ આપણે સદાને માટે ગુમાવી બેસીશું એટલા માટે આ વાતનો અત્યારથીજ પ્રબંધ કરી આ બન્ને ભાઇઓની નિન્દનીય વૃત્તિને આટલેથી રોકી લઇ જ્ઞાતિના મસ્તકપર આવી પડનાર ભવિષ્યની આફતમાંથી જ્ઞાતિને બચાવવી જોઇએ અને આ પ્રથાને બન્ધ કરવાને માટે આ બન્ને ભાઇઓને સખ્ત દંડ થવાની ખાસ જરૂર છે કે, આખી જ્ઞાતિમાં ખોટી અસર થાય તેવાં બિજ તેઓએ વાવ્યાં છે. આ બાબતમાં શિક્ષા કરવાં અગાઉ પુનઃ એક વખત બન્ને ભાઇઓને સમજાવા માટે એક સપ્તાહની મુદત આપવી અને આ એક સપ્તાહમાં આ બન્ને ભાઇઓ છોટુ તથા તેના વૃદ્ધ માતાના ભરણ પોષણનો પૂરતો બંદોબસ્ત ન કરે તો તેઓને જ્ઞાતિ દંડ કરવો કારણ આ વૃદ્ધ ડોસાની પંચાયત નહિ નહિ આ પંચાયત આપણી આખી જ્ઞાતિની માતાને માટે છે. બન્ને ભાઇઓ જ્ઞાતિ દંડ સહન કરવા તૈયાર હોય તો આપણા પંચ તરફથી આ વૃદ્ધ ડોસી તથા છોટુના ભરણપોષણનો બંદોબસ્ત થવો જોઇએ. તેમજ છોટુને આપણી જ્ઞાતિ ફંડમાંથા ગામની શાળામાં ભણાવી જેમ બને તેમ જલ્દીથી કોઇપણ સારા ધંધે લગાડી દેવો એ આપણે દરેક જ્ઞાતિ ભાઇઓની પહેલી ફરજ છે"

ઉપરોક્ત ભાષણના ઉહાપોહ જ્ઞાતિના બીજા બે સભ્યોએ કર્યો, ત્યારબાદ પ્રમુખના મતને દરેક જ્ઞાતિ બન્ધુએ સહાનુભુતી દર્શાવ્યાથી આત્માનંદ તથા સુખરામને જ્ઞાતિ બહાર મુકી દઇ, વૃદ્ધ ડોસીને દરેક વ્યક્તિ પોતાના માતૃ સમાન સન્માન માનવા લાગ્યા; અને તેના નિર્વાહનો બંદોબસ્ત કરી આપવામાં આવ્યો.

આત્માનંદ તથા સુખરામે જ્ઞાતિના કરેલા ચુકાદાને જાણ્યો ત્યારે તેઓ કહેવા લાગ્યા કે, અમારે જ્ઞાતિના બાપની પરવા નથી. કહેવત છે કેઃ—'નાગાના પૂઠે બાવળ ઉગ્યો તો કહે કે અમને છાયા થઇ.'

(૪)

"આગ! આગ!! નો પોકાર આખા નગરમા ફેલાઇ રહ્યો છે. પ્રત્યેક વ્યક્તિ આગ, આગનોજ શબ્દોચ્ચાર કરતાં એકબાજુ જોસબંધ દોડે છે. જ્યાં જુઓ ત્યાં એજ ચર્ચા, એજ ખબર. દરેક મકાનના છાપરા ઉપર જન સમાજનાં ટોળાં ભેગાં થયેલાં નજરે પડે છે. રાજમાર્ગમાં જન–સમાજની ભારે ભીડ જોવામાં આવે છે. પ્રત્યેક વ્યક્તિ દોડતાં દોડતાં એક એકને પૂછવા લાગ્યા કે,—"ક્યાં લાગી છે! કોના ઘરમાં લાગી છે?"

પળવારમાં પશ્ચિમ દિશાનું આકાશ લાલચોળ બની ગયું, ધૂમાડાના ગોટે ગોટ આકાશમાં ઉંચે ચડવા લાગ્યા. હજારો મનુષ્યોની ભીડ મોટી બજારની સમીપમાં ભરાવા લાગી. આ જગાએ ચાર પાંચ મજલાનું એક મકાન આગના પ્રચંડ સ્વરૂપમાં તારાજ થઇ રહ્યું હતું. અગ્નિમાં બળતા મકાનની આજૂબાજુ પ્રેક્ષક વર્ગમાં એક તસ્કર વૃત્તિના તેમજ ઠગ વૃત્તિના મનુષ્યો પોતાનો દાવ સાધવા ફાંફાં મારી રહેલા હતા, અને તેઓના દેખાવ સાક્ષાત્ કુદરતીનો પોચામ હોય તેવો જોનારને ભાસ્યા સિવાય રહેતો નથી. મોટાર ગાડી, ફિટન (ખાસકિબલ) તેમ વિક્ટોરીઆ વિગેરેમાં

યૂરોપીયન સાહેબ તથા મડમો પણ આ ભયંકર દેખાવ જોવાર્થે આવેલાં છે. આ પ્રચંડ આગનો દેખાવ દિલ્હી દરબારની રોશનીને પણ એક બાજૂ પર બેસાડે તેવો થયો હતો!

જોતજોતામાં દમ બાતા પોલીસના સિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા, અને મનુષ્યની ભીડને મહા પ્રયત્ને આઘીપાછી કરવા લાગ્યા. આ સમયે અગ્નિ દેવે ભીષણ સ્વરૂપ ધારણ કરી દીધેલું હતું. આખું મકાન આગમાં તારાજ થઇ જવાની તૈયારીમાં હતું ત્યારે આગ બૂજાવનાર બમ્બા આવી પહોંચ્યા, નરમ પડેલા અગ્નિ ઉપર પાણીનો મારો ચલાવવા લાગ્યા. અને પાણીના જોરથી અગ્નિના તણખા ઉડવા લાગ્યા.

આગમાં સપડાયેલા ઘરનો એક બાજૂનો ભાગ અડધોપડધો હોલાયો નહિ હશે તેટલામાં એક મનુષ્ય પોલિસની નજર ચુકાવી આગમાં સપડાયેલા મકાનમાંથી બહાર આવી પહોંચ્યો અને બંબાના બમ્બાવાળાએ તે મનુષ્યની ઉપર એક સરખી રીતે પાણીનો વર્ષાદ વર્ષાવવા માંડયો. તે મનુષ્ય જે ભાગમાં ચઢવા લાગ્યો હતો તે ભાગ પાણીના બેહદ મારાથી બુજાઇ ગયો હતો. બહાર આવવાની સાથે એક ચારપઇ (ખાટલા) પર સુવાડી સરાફ બજારના દવાખાનામાં તેને લઇ જવામાં આવ્યો. અત્યારે આપણી વાર્તાના પરિચયી ડૉ૦ આત્માનંદ પોતાના ઘરના ત્રીજા માળ ઉપર ચઢીને આગને જોઇ રહયા હતા તેઓએ નીચે આવી બળેલા કેશને તપાસવા લાગ્યા.

વસ્ત્રહીણ, બળેલા બદનને જોતાં ડૉ૦ આત્માનંદના મુખમાંથી નીચેના શબ્દો નીકળ્યા. "આતો કોઇ સ્ત્રી જાતિ છે." લાશના હાથપગ ઢાંકેલા હતા. ડૉ૦ ઉપરનું વસ્ત્ર સંકેલી તપાસ કરવાનો વિચાર કર્યો તો તેઓએ શું જોયુ? ડૉ૦ પોક મૂકી બોલી ઉઠયા–હાય! હાય!! આતો મારી માતુશ્રી!!! જન્મદાતા માતુશ્રી! હું તારા પેટે પૂત્ર કરતાં પત્થર કેમ ના પડયો? કે ધોબીને ઉપયોગમાં આવત! આટલું બોલવાની સાથે ડૉ૦ બેહદ હૈયાફાટ રડવા લાગ્યા. આ વખતનો કરુણાજનક દેખાવ ગમે તેવા પત્થરવત્ હૃદયને પીગળાવવાને બસ હતો!!! *

ધુલીઆ. | "સ્નેહયોગી"
તા. ૨૧-૧૨-૧૭

* પંડિત બાળકૃષ્ણ શર્માની એક હિન્દ વાર્તાને આધારે.

---

# ગો મહા સભા. (કલકત્તા)

## પહેલો દિવસ.

અખિલ ભારતવર્ષીય ગો મહા સભાની પહેલી બેઠક કોન્ગ્રેસના અરસામાં કોલેજ સ્કવેર યુનિવર્સિટી ઇનસ્ટિટયૂટ હોલ (કલકત્તા)માં થઇ હતી. પ્રતિનિધિયોની સંખ્યા ૬૦૦ કરતાં પણ વધારે હતી, જેમાં સઘળા પ્રાન્તોના લોક હતા. કોઇ કોઇ મુસલમાન સજ્જનોએ પણ હાજરી આપી હતી. પ્રેક્ષક વર્ગની સંખ્યા પણ ઘણી હતી. પ્રમુખનું સ્થાન કલકત્તા હાઇકોર્ટના વિગોરપતિ સેર જોન ઉડરફે સ્વીકારવામાં આવ્યુ હતું. પ્રારંભમાં સ્વાગત કમિટીના પ્રમુખે પ્રતિનિધિઓનું સ્વાગત કરતા મહા સભાની આવશ્યકતા ઉપર વિવેચન કર્યું હતું તેમજ બહારથી આવેલા તાર–પત્રો કે જેમા મહામના તરફ સહાનુભૂતિ પ્રગટ કરવામ આવી હતી તે વાંચી સંભળાવ્યા હતા. ત્યાર પછી પ્રમુખ મહાશયે પોતાનું લખેલું ભાષણ વાંચી સંભળાવ્યુ હતું બાદ કલકત્તા કોરપોરેશનના ચેરમેન પેને ભાષણ કર્યું હતું. અને મુન્શી ભગુનાથ વર્માની મંડળી તરફથી ગાયન કરવામાં આવ્યું હતું.

### બીજો દિવસ.

બીજે દીવસે પ્રમુખે નીચે લખેલો ઠરાવ રજુ કર્યો હતો.

૧. આ ગો કોન્ફરન્સ શ્રીમાન સમ્રાટ પ્રતિ પોતાની સંપૂર્ણ વફાદારી પ્રગટ કરે છે. તથા નામદાર વાઇસરાય અને ભારત મંત્રીનો અંતઃકરણ પૂર્વક સત્કાર કરે છે.

૨. ગોચર ભૂમિના અભાવથી સંખ્યાબંધ બળદ, ગાય તથા વાછરડા નિત્ય મરણ પામે છે. અને એટલાજ કારણથી દુધ ઘી વગેરે પૌષ્ટિક પદાર્થોનો પણ દુકાળ થયો છે. તથા આ સભા સરકારને અરજ કરે છે કે દરેક ગામ અને નગરની પાસે ગોચર ભૂમિને રાખવાને કાયદો પસાર કરવો અથવા તો બીજી રીતે યોગ્ય ઉપાય કે પ્રયત્ન કરવો.

એ ઠરાવ માનવંત લાલા દુઃખર્વ રસિંહે મુકયો હતો. અનુમોદન બાબુ અમૂલ્ય ધન અઢ્ઢા તથા સમર્થન મણીન્દ્ર ચન્દ્રસિંહે કર્યું હતું.

૩. સારા સાંઢ નહિ મળવાનું કારણ ગાય બળદની નસલ (જાત) બગડી જાય છે તેને માટે મ્યુનિસીપાલીટીઓની ફરજ છે કે સાંઢોથી બીજું કામ ન લેતાં યોગ્ય સંખ્યામાં સાંઢોનું રક્ષણ કરવાનો પ્રબંધ કરવો. એ ઠરાવ રામ રક્ષપાલ સિંહે મુકયો હતો. ડૉ. ગેસવાલે અને ડાકટર એન એન. બોસે અનુમોદન અને સમર્થન કર્યું હતું.

૪. આ સભા અરજ કરે છે કે સરકારે આદર્શ ડેરી ફાર્મ ખોલવા અને બીજા લોકોને ખોલવાને ઉત્સાહ આપે તથા વૈજ્ઞાનિક ખેતીને ઉત્તેજન આપે. એ ઠરાવ મણુ જમજમ થછએ મૂકયો, બાબા ભગવાનદાસે અનુમોદન આપ્યું અને મૌલવી અમીરુદ્દીન ન્યાઝી, ડાકટર બી. સિંહ પ્રભૃતિ સજ્જનોએ સમર્થન કર્યું હતું.

૫. દૂધ નહિ આપતી ગાયોને છોડી મુકવામાં આવે છે તેથી એવી શાળાઓ ખોલવી જોઇએ કે જયાં ગુર્જ રામ લઇને ગાય બળદોને રાખવામાં આવે એવો પ્રબંધ ગૌ શાળી અને પાંજરાપોળમાં પણ કરવો જોઇએ.

૬ રુબાના ઉદેશના પ્રચારને અર્થે એક કમિટી નીમવી. જેમાં સર જોન ઉડરફ. સી. એફ. પેન, મી. બી ચક્રવર્તી આદિને નિમવા.

ઉપલો ઠરાવ વૈદ્યનાથ મુકર્જીએ મુકયો અને ડાકટર સિંહે અનુમોદન કર્યું હતું.

૭. પ્રાદેશિક કમિટીઓ નિમવી. ડૉ. નાયકે એ ઠરાવ મુકયો હતો. કે. સી. સિંહે અનુમોદન આપ્યું અને વી. રી મહારાજે સમર્થન કર્યું.

અન્તમાં સભાપતિ સર જાન ઉડરફને ધન્યવાદ આપી કોન્ફરન્સ સમાપ્ત થઇ હતી.

(અપૂર્ણ.)

## સાપના ઝેરની દવા.

ફાફડીઆ કંતારો, મેંધી, અને કોઇ કોઇ વાડ ઉપર એક જાતની વનસ્પતિ થાય છે. તેને એક જાતનાં પાંદડાં આવે છે. ત્યાર બાદ તેની ઉપર ફટાકડી આવે છે, તે ફટાકડી જયારે પકવ થઇ સુકાઇ જાય છે અને ત્યાર પછી આપણે તેને તોડી મોંમાં ઘાલી થુંક વતી ભીંજાવી સૂર્યની સામે ધરી તાપ લગાડીએ, તો તરત ફૂટી અંદરના બીઆં ઉડી જાય છે. એટલે તે ફૂટી જતી હોવાથી ફટાકડી કહી છે. આ તેની નિશાની છે. કોઇ માણસને સાપ કરડે તો તે વનસ્પતિના પાંદડાં લાવવાં તેમાંથી મોટા માણસને કરડયો હોય, તો ૭ પાંદડાં ગોળ સાથે મેળવી વાટીને સાત ગોળી વાળવી. તેમાંની દરેક ગોળી બે ત્રણ મિનિટને આંતરે ખવાડવી કે જેથી તરત તેનું ઝેર ઉતરી જશે. નાના છોકરાને ૩ાા પાંદડાં વાટી ગોળી ખવાડવી. પાંદડાં, ફટાકડી, બીઆંનો નમુનો અડધા આનાની ટીકીટ મોકલેથી મોકલી આપીશું.

લિ૦

સાંધીએર (ચાંપા સોજીત્રા) } નરોતમભાઇ ધનજીભાઇ પટેલ.



શકિત માટે સૌથી સરસ ઉપાય.

## રોયલ ટોનીક સીરપ.

(ફાયદો ન થાય તો પૈસા પાછા)

શરીરમાં બેચેની, શરીર કમ તાકાત રહેતું હોય, લોહી ઉડી ગયું હોય, ઇંદ્રિયો શીથીલ બની ગઇ હોય, વીગેરે તમામ પ્રકારના દરદો ઉપર આ રોયલ ટોનીક સીરપ એક અકસીર ઉપાય છે. કીંમત બાટલીના રૂા. ૨) ત્રણ બાટલીના રૂા. પા. પોસ્ટેજ ખરચ જુદું.

## બગડેલા લોહીને સુધારવા માટે

# સાર્સાપરીલા

(ફાયદો ન થાય તો પૈસા પાછા)

ગરમી, પ્રદર, માંથાનું રહી જવું, સ્મરણશકિત ઓછી થઇ જવી, ખુજલી, ખરજ, શરીર પર ફોલ્લા થઇ આવવા, હાથ પગમાં બળતરા થવી, નબળાઇ તથા અજીરણમાં તેમજ લોહીના બીગાડથી થતાં તમામ દરદો ઉપર ઘણીજ ફાયદેમંદ દવા છે. કીંમત માત્ર રૂા० ૧. ત્રણ બાટલીના રૂા. ૩ા પોસ્ટેજ ખરચ જુદું.

બહારગામ માટે એજંટો જોઇએ છીએ.

ઠેકાણું—દલાલ એજન્સી, કાલબાદેવી રોડ,

મલ્હારવાડી મુંબઇ નં० ૧.

# જે. એન. શેઠનાની ચોક્કસ ગુણદાયક દવાઓ.

## કામસજીવન.

અદ્ભુત શકતી, ખુદી અને સૌંદર્યતાની સંપૂર્ણ વૃદ્ધી કરનાર આ દવા થોડાજ વખતમાં ભારે વખાણ સાથે સર્વત્ર પ્રચલીત થઇ ગઈ છે. ગયલી જુવાની પાછી મેળવવા માટે આ દવા જાણીતી જ. વીર્યનો દરીઓ છે...સ્ત્રી પુરૂષો માટે શકતીની ઘણીજ ઉમદા દવા છે. કીં. રૂ. ૧.

## શંઢત્વ વીનાશક તેલ.

કોઇપણ કારણથી ગુમાવેલાં પુરૂષત્વનો જો કોઇ પણ ઉપાય હોય તો અમારૂં **શંઢત્વ વીનાશક** તેલજ છે. ગમે તે કારણથી ઉત્પન્ન થયલી નસોની નબળાઇ માત્ર ત્રણજ દીવસમાં જડથી દુર કરે છે. સાધારણ શિથીલતા તો પહેલે દીવસે દુર થાય છે. એકવીશ દીવસના પુરાં સેવનથી જીંદગીભર નચીંત થવાય છે. કીંમત માત્ર રૂ. ૫. નકલી માલથી ઠગાતા ના. લેબલો જોઇનેજ શીશી લેવી.

**પ્રમેહાંતક રસ**—જુનો યા નવો ગમે તે જાતના પ્રમેહની વેદના ૨૪ કલાકમાં નરમ પાડે છે, વારંવાર પેશાબ થવો, મુત્ર માર્ગેથી રસીનું વહેવું. કપડામાં ડાગ પડવા વીગેરે તમામ પ્રકારનાં દરદોને જડમુળથી ઉખેડી નાખે છે. બીજી દવાઓ કરીને કંટાળેલાઓને . અમારી દવા અજમાવી જોવાની ખાસ ભલામણ છે. કીમત ૧ બાટલીના રૂ. ૨)

**સારસાપરેલા**—લોહીના બીગાડથી શરીરમાં અંદર તથા બહાર અનેક પ્રકારનાં દરદો ઉભરી આવે છે, અમારી સારસા નવું લોહી ઉત્પન્ન કરવામાં તેમજ લોહી બીગાડથી થતાં તમામ પ્રકારનાં દરદો દુર કરવામાં સર્વોત્તમ દવા છે. એક બાટલીની કીંમત રૂ. ૧॥

**બાલામૃત**—નાનાં બચ્ચાંઓને નીરોગી અને તંદુરસ્ત રાખવાં હોય તો જરૂર વાપરો કી. રૂ. ૧)

**સીર દરદની દવા**—ગમે તેવા સખ્ત માથાના દુખાવાને પાંચ મીનીટમાંજ આરામ પહોંચાડે છે કી. રૂ. ૦॥

**ખસનો મલમ**—ગમે તેટલી સખ્ત થઇ હોય, એ કે ત્રણ દીવસમાં જડમુળથી જતી રહે છે. કી. રૂ. ૦॥

**ખાંસીની ગોળીઓ**-પહેલેજ દીવસે ચમત્કાર માલુમ પડે છે. કી. રૂ. ૦॥

**વાતહરણ તેલ**-ગમે તેટલા દીવસનો જુનો વા હશે તોપણ ૨૪ કલાકમાં ગુણ માલુમ પડશે. ત્રણ ચાર દીવસમાં તો દરદનો જડમુળથી નાશ થશે. કી. રૂ. ૧॥

**ખજીબ**-સફેદ બાલને કાળા ભમર જેવાં અને રેશમ જેવા ચકચકતિ બનાવે છે. કી. રૂ. ૧)

**તાવની દવા**.—ગોળીઓ અને પાણીના ટગડા પીને થાકયા હો તો આ જરૂર અજમાવજો. રોજીઆ, એકાંતરીઆ ચોથીઓ ગમે તે જાતના તાવને ત્રણજ દીવસમાં ફાયદો માલુમ પડે છે. તાવથી ગયલી શક્તિ પણ આ દવાથી પાછી આવે છે. કીમત રૂ. ૦॥

પારસલ ખર્ચ ગ્રાહકોને માથે.

જે૦ એન૦ શેઠના,

કાલબાદેવી રોડ, મુંબઇ નં. ૨.

સર્વથી ઉત્તમ હોવાની મજબુત સાબીતી.

## અની બરોબરી કરનારને રૂ. ૫૦૦) રોકડા ઈનામ આપીશું.

સચિત્ર છે, વિચિત્ર છે, અત્યંત ઉપયોગી છે. જોવામાં મનોહર છે. વાંચવામાં લાભદાતા છે, અને દરેક ગૃહસ્થને રાખવા યોગ્ય છે.

# અસલી પ્રાચીન સચિત્ર.

# કોકશાસ્ત્ર.

પ્રિય ગ્રાહકો ! આજકાલ જે વર્તમાનપત્રોમાં જ્યાં જુઓ ત્યાં કોકશાસ્ત્રની લાંબી પહોળી સેંકડો જાહેરખબરો નજરે પડે છે. કોઇ કહે છે અસલી પ્રાચીન કોક પંડિતનું રચેલું કોકશાસ્ત્ર મારુંજ છે, બીજો કહે છે ૮૪ આસનો વાળું પ્રાચીન મારુંજ છે વગેરે વગેરે પણ એ સર્વ ગ્રાહકોને ઠગી કરી ઠગી રહ્યા છે. અમે અમારા કોકશાસ્ત્રની અધિક પ્રશંસા ન કરતાં એટલુંજ કહી દેવું પુરતું સમજીએ છીએ કે અમારું કોકશાસ્ત્ર એટલું બધુ સર્વપ્રિય થઇ પડયુ છે કે આજ સુધી તેર વખત છપાઈ ૧૩૦૦૦ નકલ હાથોહાથ વેચાઇ ગઇ છે, તથા અન્ય ભાષા બંગાળી કે અનુવાદથી બીજી ભાષાઓમાં પણ અનુવાદ કરી છપાવવું પડયું છે. હિંદુસ્થાનમાંજ નહિ પણ લંકા. સ્યામ મિસર, આફ્રિકા વગેરે બીજા દેશોમાં પણ એની ખ્યાતી ફેલાઇ ગઇ છે. બીજા દેશના લગભગ સર્વ પ્રખ્યાત વર્તમાનપત્રોએ એની મુક્ત કંઠે પ્રશંસા કરી છે.

અમારા કોકશાસ્ત્રમાં પદ્મિની, હસ્તિની, ચિત્રિણી, શંખિણી સ્ત્રીઓ તથા સ્ત્રી પુરુષોનાં જાતિભેદ લક્ષણ, મનની ઇચ્છા પ્રમાણે સંતતી પેદા કરવાની તરકીબ ગર્ભ ધારણના નિયમ, સ્તંભન ક્રિયા, ૮૪ આસનોનાં નામ, યંત્ર મંત્ર, તંત્ર, વશીકરણ વિદ્યા, પક્ષીઓની બોલીથી શકુન જાણવાની રીતિ, સ્ત્રી પુરુષોના સેંકડો કઠણ રોગોના અજમાવેલા ઇલાજ વગેરે ઉપાયોની વિષય મોજુદ છે. વિશ્વાસ રાખો કે આવું ઉપયોગી પુસ્તક આજ સુધી બીજે ઠેકાણે છપાયુ નથી. એક વખત જોવાથી જણાશે કે અસલી પ્રાચીન કોકશાસ્ત્ર તે આજ છે. રૂ. 1) પોષ્ટેજ ચાર આના.

મળવાનું ઠેકાણું:—

**પ્યારેલાલ શર્મા.**

કાલબાદેવી રોડ, મુંબઇ.

# ચાઉતરનું અમૃતબિંદુ

રજીસ્ટર્ડ નં. ૮૪૯-૭૪

સઘળા પ્રકારનો દુખાવો, લકવા, સંધીવા, સુળ, ચુક, ઉરટી, ઝાડો, મરડો, કોલેરા, અરૂચી, અજીર્ણ, ખાંસી, દમ, સળેખમ, સરદી, માથાનો દુખાવો, દાંત કે દાઢનું કળતર અવાળુનો દુખાવો, મોંમાંથી દુર્ગંધ છુટવી, મળચ આવવાં, ખાટાં કે તીખાં ઘચરકાં, કાનનું પાકવું, પરૂ વ્હેવું, આંખો દુખવી, શરીરે સોજા આવવા, ઘા લાગવા, ઘસાર પડવા, હાથ પગમાં ચીરા પડવા, ઘાનું પાકવું, ઘામાં જીવ પડવા, રાંઝણ, નાસુર, પીન્નસ, સુસ્તી, બેચેની, નબળાઈ, નામર્દાઇ, હરસ, પ્રમેહ, ચાંદી, વિસ્ફોટીક, બરોળ, અંડવૃધ્ધિ, પ્રદરરોગ કોઈ પણ જાતનો તાવ, વાળો, ન્હારૂ, વિગેરે અનેક રોગ આ એકજ દવાથી તત્કાલ દુર થાય છે, વળી ભમરી, મધમાખ, વીંછી, વિગેરેના ડંખ ઉપર આ એક જાદુઈ દવા છે. માંકડ મચ્છર, વંદા, કરોળીયા, કસારી ઉધેઇ વિગેરે નુકશાનકારક જંતુનો નાશ કરે છે.

સખતમાં સખત માથાનો દુખાવો માત્ર એકજ મીનીટમાં દુર થઈ જાય છે. માત્ર પેટની ઉપર ચોળવાથી પણ પેટમાંનો દુઃખાવો મટી જાય છે. પવન છુટવા માંડે છે. અને બાદી-બદહજમી દુર થાય છે. દાંત અને દાઢનું કળતર એકજ મીનીટમાં શાંત પડી જાય છે. વીંછીના ડંખ ઉપર તો તેનો ચમત્કાર અલૌકીક જ છે. ઉંચામાં ઉંચી જાતનાં કોઇપણ પેનકીલર કરતાં અમૃતબિંદુ ઘણી ઉંચી જાતની દવા છે. વિલાયતી દવાની દરેક દુકાન ઉપર તે વેચાય છે. હાલમાં તેની ઘટાડેલી કીંમત માત્ર રૂ. ૧॥ પોસ્ટેજ સાથે છે. છ શીશીના રૂ. ૮) પોસ્ટેજ માફ.

કેટલોગ મફત મંગાવો.

સીરનામું:—

"અમૃતબિન્દુ"–આફીસ

# CAUTION

CAUTION is however required when ordering not directly please see that the bottles contain our Trade-Mark ACHING-HEAD. The wonderful success of ***Dr. G. B's Madicated Snuff*** has given rise to many worthless imitations. REFUSE of THEM! they will not give your customers the same degree of satisfaction and the substitute may be valueless for the purpose for which *you have purchased it or its composition is positively harmful.*

Avoid substitutes also write for Free Sample.



# Guru Basava & Co:

Snuff Manufacturing Proprietors.

Madras E. C.

# ખાસ સુચના

## ડાકટર જી. બી. ની ઔષધિ તપખીર

ગમે તે કંપની પાસે ન લેતાં કોઇપણ દુકાનદાર પાસે વેચાતી લેતાં તે તપખીરની શીશીપર તેનો ટ્રેડમાર્ક (માથું દુઃખવું) તપાસી લેવા બદલ કાળજી રાખવી કારણ આજ ઘણા વર્ષના અમારા અવિશ્રાંત પરિશ્રમને લીધે તથા નિષ્કલંક પ્રસિદ્ધિને લીધે આ તરફ ઘણાઓએ અમારી નકલ કરેલી છે પરન્તુ એ નકલી તપખીર કંઇ કામની ન હોય જે માટે આપણે વેચાતી લઇએ છીએ તે ફાયદો ન થતાં ઉલટું નુકસાન થવાનો ઘણો સંભવ છે. તે માટે એવા નકલી માલથી સાવધ રહો. અને અમારી નમૂનાની શીશી મફત મંગાવી ખાત્રી કરી જુઓ.

ગુરૂ બસવા એન્ડ કંપની

પોસ્ટ બોકસ નં० ૫૧० મદ્રાસ ઇ. સી.

Reg No. B 910.

संगः सतां किमु न मंगलमातनोति

। ॐ ।

પુસ્તક ૯મું: અંક ૮મો

ફાગણ. સં. ૧૯૭૪

# सत्संग.

—વિષયાનુક્રમ—


| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| ૧ થી ૭ કવિતાઓ ... ... ... | ૨૧૧ |
| ૮ તંત્રીની નોંધ ... ... ... | ૨૧૫ |
| ૯ દારૂ અટકાવવા રાજવંશીઓએ કરેલા ઠરાવો... | ૨૨૦ |
| ૧૦ અમૂલ્ય સુક્ત વચનો ... ... ... | ૨૨૦ |
| ૧૧ ચરિત્રનું રૂડું બંધારણ કરવા ઇન્દ્રિય-નિગ્રહની જરૂર ... ..... .... | ૨૨૧ |
| ૧૨ સતી નાગવિસ ... ..... .... | ૨૨૨ |
| ૧૩ ચલાની આગ ... ..... ..... | ૨૨૫ |
| ૧૪ મદરા કે મોતનો માર્ગ ..... ..... | ૨૨૭ |
| ૧૫ એક અહેવાલ ... ... ... | ૨૩૧ |
| ૧૬ ભોગીઆરાજનો ભડભડાટ ... .... | ૨૩૨ |
| ૧૭ ગૌ મહાસભા (કલકત્તા) ..... ..... | ૨૩૭ |


શ્રી દુર્વ્યસન નિષેધક જીવ દયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ તરફથી

પ્રકટ થતું માસિક પત્ર

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦

આશ્રયાર્થે ઇચ્છાનુસાર

તંત્રી અને પ્રકાશક:—

દોલતરાય દાજીભાઈ દેસાઈ.

ખંભાળીઆ-સુરત

પટેલની કંપનીના નાળીયા રેટ

# ખેતીમાટે

પાણીનું સસ્તુ સાધન છે

જેની ઉત્તમતાને માટે વડોદરામાં ભરાયેલા પ્રદર્શનમાં ઉંચા પ્રકારનો

## ચાંદ તથા સરટીફીકેટ મળ્યાં છે

સૌથી ફાયદાકારક મજબુત સસ્તા અને સાદા છે.
એન્જીનથી અને બળદથી ચાલે છે એક બળદથી બે કોસનું પાણી આપે છે અને એન્જીનથી ચલાવો ત્યારે બીજા કોઈપણ જાતના પંપ કરતાં અડધી અડધ ઓછા હોર્સ પાવરથી ચાલે છે.

૧ થી ૮૦ ફુટ ઊંડા કુવામાંથી પાણી કાઢે છે અને એકથી આઠ કોસનું પાણી આપનાર નાના મોટા તૈયાર મલે છે. કીંમત રૂ. ૧૫૦ થી ૫૦૦

વધુ ખુલાસા માટે રૂબરૂ મળો યા લખો.

## અંબાલાલ એમ. પટેલની કંપની.

દરેકજાતના પંપ અને એન્જીન વેચનાર તથા દુરસ્ત કરનાર
ઠે૦ દરીયાપુર, નાની સાલેપરી—**અમદાવાદ.**

---

ખાસ સ્ત્રી તથા બચ્ચાંઓનું દેશી દવાખાનું કયા છે!

## દેશી ઔષધાલય

ઝાંપાબજારની ખરાદી શેરીને નાકે

---

તમારે દેશી દવા વાપરવી હોય તો મળો. તમને દરેક રોગની દેશી દવાઓ મળશે. તેથા ખાત્રી પણ થશે માટે વ્હેનો નાશીપાસ ન થાઓ અને એક વખત દવાખાનામાં આવી મુલાકાત લ્યો, તેથી તમારા મનની ખાત્રી થશે. માટે એકવાર જરૂર પધારશો.

લી૦ સરસ્વતીબાઈ ભગવાનદાસ.

## દમ, હાંફ અમુઝણના

### ⊙ પ્રખ્યાત વૈદ્ય ⊙

તરફથી જાહેર ખબર આપવામાં આવે છે કે દમાસ દવાખાનામાં આંખના તમામ રોગની દવા અંજાવી જનાર પસેથી ફી લેવામાં આવતી નથી. સેંકડોબંધ આંખના દરદીઓ સારા થઇ ગયા છે, તેના હમારી પાસ ખાત્રી પુરાવા જોઇએ તેટલા મોજુદ છે. તેમજ દમ, હાંફ, અમુઝણ, ઉધરસ ગમે તેટલા જુનાં હોય તો પણ દિવસ બારમાં આરામ કરીએ છીએ. વીસ થી ૨૫ વર્ષના જુનામા જુનાં દર્દ હમાએ સારા કરેલા છે. દાખલા તથા સરનામાં હમારી પાસે છે. જેથી આપને ખાત્રી થશે, (લોક અને પ્રજાના) ભલા વાસ્તે આ જાહેર ખબર છપાવવાની જરૂર પડી છે,

ફી માટે યોગ્ય સગવડ કરી છે.

સુરત ગલીઘરપરા કંસારાશેરીમાં } આર્યહિત વર્દ્ધક ઔષધાલય વૈદ્ય શાવશંકર બાપુશંકર જોષી

# —જુગારની જાહોજલાલી—

ગજલ કવ્વાલિ.

બહુ આજ જગનાં માનવી, જુગટે રમે સાંજ ટાળીને;
વળી હરના પણ હોંસથી, મુકતા બધું મન વાળીને.
તેજતા નથી મુરખા જનો, આ ખેલ ખોટો ભાળીને;
જુગટુ રમી જોશો નહો, આ નર તમે નીહાળીને,
નીત ચીત એમાં ભટકતું, કુદ્રી ઘુત્તી રમવા મહી;
સૌ માલ મીલકત હારતાં, ફાંફાં રહીના એક પઇ.
પછી વેચતો નીજ નારીને જુગટા મહી જખ મારીને:
જુગટુ રમી જોશો નહો, આ નર તમે નીહાળીને.
વિશ્વે જુગારી જન તણો, વિશ્વાસ કોઇ ન લાવતું;
વળી સુત સજ્જન કે કુટુંબી, કોઇ નવ બોલાવતું,
આખર વિના મ્હોતે મરે છે વિત્ત વીણ કંટાળીને;
જુગટુ રમી જોશો નહો, આ નર તમે નીહાળીને.
બહુ રાજને વળી પાટ ખોયાં, ઘુત રમતાં કંઇ જને;
અર્જુન નૈસધ નાથ જેવા, હારીને ભટક્યા વને.
નવ છોડશો જુગાર ઝેરી, નાગણીએ કાળીને;
જુગટુ રમી જોશો નહો, આ નર તમે નીહાળીને.

ધોળકા.) જી. બી. પવાર.

# સાધુ કે સંસારી.

—રાગ અનુષ્ટુપઃ—

સાધુની સાધુતા તો કંઇ, શોધી મેં તકે ના જડી;
સાધુઓ સંસારી છે, રચ્યા સંસાર સાગર પડી.
મઠી ને મંદીરો, પીઠા ગૃહસ્થીના કંઇ તુલ્ય છે.
પુત્રને ચેલા માંહી, ભેદ પ્રેમ સમાન છે.
ગાળ્યા ગાડીને ઘોડા, ઉપાધી સહુ સંસારની
ના દૂર તે સાધુથી થાતી બલ્કે કંઇક અધીક છે.
ચિત્તને ચિનતા પ્રીતિ સંગથી નિત્ય જાય છે,
ગૃહીના ભક્તિ કંઇ સારી, સાધુથી ન સધાઇ છે.

દેસાઇ મોતીલાલ મથુરભાઇ મહુધાવાળા.

# એક પાદપુર્તિ.

"ભારી અરે રાટી થૈ"

શાર્દુલ.

પામી જન્મ જગે મહા સુકૃતથી, પ્રેમે પ્રભુના રમવા,
ખાંતે પાપ અમાપ બાર ભરવા, કુકર્મને આદર્યાં;
ગાંડયા કે નવશાસ્ત્ર સત્ય કથનાં, કીધું નહિ કંઇ તેં,
અંતે કાળ સમીપ દેખી રડવી ભારી અરે રાટી થૈ! ૧
આ છે પારથ કૃષ્ણ [illegible] હણવા, સંધી કરી ભૂતળે,
પાંડુ પુત્ર અનુજ [illegible] સુખમાં, પ્રેમે દિનો નિર્ગમે;
એવે કુટિલ કૌરવો થકી અહા! નીમંત્ર આવ્યુંજ તે,
કોડા યુદ્ધ કૃતિજ કર્ણ સુણતાં, ભારી અરે રાટી થૈ! ૨
સુતી સ્વર્ગીય સુંદરી સુરતમાં, છત્રા પલંગે અહા!
નેનોની નમતાઇ વક્ર ભ્રકુટી, કાલી કનારી મહા!
લાલી ગાલ ગુલાબ ભાલ ભવ્યતા, ઇંદુ સુખી આપશે,
ભોગી ભોગ્ય ન ભામિન ભુવનમાં ભારી અરે રાટી થૈ! ૩
ખોયું બાળપણું મહા સમર્થ જે, કાંઇ રમી રમ્મતો,
ચારે અર્થ સધાય એ યુવપણું, ખોયું ત્રિયા સંગ તો;
આવ્યું વૃદ્ધપણું છતાય મનથી, છોડી ન તૃષ્ણાજ કે,
હારી હાય પુકારી અંત સમયે, ભારી અરે રાટી થૈ! ૪
કુરુક્ષેત્ર મહીં અહા! વિલસતો, સંગ્રામ ભારી મહા
ભીષ્માર્જુન મહાન શ્રેષ્ઠ સહુથી, જોડી ન કયાંયે અહા!
જોતાં દેવ ચઢી વિમાન ગગને, કેવો થયો થાય નેં!
યાતાં ભૂ પર ભીષ્મ નષ્ટ રણમાં, ભારી અરે રાટી થૈ! ૫

"પ્રેમા"

---

# બિરાદરને!

સુકા બાગે સુકા છોડો રહ્યાને
સિંચી વારિ ખીલાવ્યા રહેં: બિરાદર.
હૃદયમાં જીવન નવ રેડી અરે,
ખીલાવ્યાં તેં રૂડાં ગુલો: બિરાદર.
સુકાએ બાગના માલી થઈ તે:
લીલો એ બાગ છે કીધો: બિરાદર.
નવું જીવન આપું હેં બંધાને,

ફક્ત બંગાળામાંજ નથી, પણ હિંદુસ્થાનના જુદા જુદા દરેક પ્રાંતોમાં છે. હવે જો સરકાર તરફથી કાંઇપણ સવેળાના ઉપાયો યોજવામાં નહિ આવે તો છેવટે આ બીના ઘણું ભયંકર સ્વરૂપ પકડશે અને તેથી પ્રજાને પણુંજ ખમવું પડશે. એ તો જાણીતુંજ છે કે "જો પ્રજાને નુકસાન થાય તો સરકારને પણ અવશ્ય કેટલેક અંશે હાની પહોંચેજ" માટે અમો ફરીથી સરકારનું એ બાબદ ઉપર લક્ષ ખેંચી ઇચ્છીએ છીએ કે દુધાળાં અને ખેતીને ઉપયોગી ઢોરોના બચાવ માટે આપણા દેશમાં પણ એક એવો કાયદો ઘડવામાં આવશે.

## મુંબઇ સરકારને દુધાળાં ઢોરોની થતી કતલ બંધ કરવા માટે કરવામાં આવેલી અરજી.

મુંબઇ ઇલાકામાં દુધાળાં જાનવરોની થતી કતલ અટકાવવા માટે મુંબઇની "ધી મ્યુનસીપલ રીફોર્મ એસોશીએશને" મુંબઇ સરકાર તરફ એક અરજી રવાના કરી છે અને તેમાં તેઓએ ઘણીજ ઉત્તમ રીતે બતાવી આપ્યુ છે કે એવાં જાનવરોની કતલથી દેશને બહુજ હાની પહોંચે છે, તેમની સંખ્યા ઘટી ગઇ છે, અને દુધ, દહીં, ઘી વિગેરે ખોરાકીના પદાર્થો બહુજ મોંઘા ભાવે પણ સ્વચ્છ મળી શકતા નથી તેઓએ બીજી બીના દર્શાવી છે તે એ છે એવાં જે જાનવરો દુધ આપતાં બંધ થાય છે કે તેમને તરતજ ગવળીઓ કસાઇને વેચી દે છે અને તેમનો ખોરાક માટે વધ થાય છે.

આવી રીતે તેમનો નાશ થતો હોવાથી તેમની સંખ્યા વધવાને બદલે ઘટતીજ જાય એ સ્વભાવિક છે. જે જાનવરો મુબઇ તેમજ બીજાં શહેરોના ગવળીઓ બહારગામથી ખરીદ કરી લાવે છે. તે હમેશાં મ્હોટે ભાગે સારાજ જથામાં દુધ આપનારાં અને કૌવત વાળાં હોય છે, પણ જ્યારે આવાં ઉચ્ચ પ્રકારનાં જાનવરોનોજ નાશ થાય છે ત્યારે પછી ઢોરની ઓલાદ સારી થવાના સંભવો ક્યાંથીજ રહે? બિલ્કુલજ નહિ, માટે જાનવરોની ઓલાદ સુધારણાર્થે આવા જાનવરોનો વધ થતો અટકાવવાની ખાસ જરૂરીઆત છે. અને જ્યાં સુધી એવી કતલ ન અટકે ત્યાં સુધી એની ઓલાદ સુધારવા માટેજ પ્રયાસ કરવામાં આવે તે સર્વે આકાશ કુસુમવત્ છે.

એશોસીએશને દુધાળાં જાનવરોની કતલ ઓછી કરવા માટે જે સુચનાઓ રજુ કરી છે તે નીચે મુજબ છેઃ—

(૧) સરકારે જાહેરાતથી અથવા તો કાયદાથી વાછરડીઓ અને પાડીઓની કતલ અટકાવવી.

(૨) જે દુધાળું જાનવર દુધ આપતું બંધ પડે તેને, જ્યાં સુધી તેનો માલીક કોઇ પણ સરકારી અથવા ખાનગી વેટરીનરી સરજનની સહીનું તે જાનવર અગાઉ જે ઉપયોગમાં આવતું હતું તે માટે તદન બીન ઉપયોગી થઇ ગયુ છે, એવી મતલબનું પ્રમાણ પત્ર રજુ કરે નહિ ત્યાં સુધી, કતલ કરવા રજા આપવી નહીં.

(૩) એવાં થોડા વખત માટે દુધ આપતાં બંધ પડેલાં જનાવરોના ગરીબ માલેકો તેવાં જાનવરો પાળી શકે તે માટે સરકારે ચારાની જગ્યા રાખવી, ત્યાં તેમને માટે છાપરાંઓ બંધાવવાં અને એવી જગ્યાના નિભાવાર્થે તેમની પાસેથી નામની થોડી રકમ ભાડાં તરીકે લેવી.

(૪) જે જનાવરો દુધ આપતાં બંધ પડે તેમને સસ્તા દરે બહાર ગામ લઇ જવાને રેલવે કંપની સાથે સરકારે ગોઠવણ કરવી.

ઉપલી જે સુચનાઓ એ એસોસીએસન તરફથી રજુ કરવામાં આવી છે તે ખાસ ધ્યાનમાં ખેંચનારી અને ઉપયોગી છે. ઉપલીજ મતલબના ઠરાવો કલકત્તા ખાતે ગયા ડીસેમ્બર માસમાં મળેલી "ભારત ગૌપરિષદે" માં પસાર કરવામાં આવ્યા હતા. દુધાળાં જાનવરોની સંખ્યા વધારવા માટે બીજું જે અગત્યનું કામ કરવાનું છે તે કેટલ ફાર્મોની સ્થાપના છે. તે આપણા દયાળુ અને લોકપ્રિય ગવર્નર નામદાર લોર્ડ વીલીંગ્ડને ગુજરાતખંડમાં એક કેટલ ફાર્મ ખોલ્યું છે ત્યાંના જનાવરો બહુ સારાં છે, તેઓને બહુ ઉત્તમ રીતે રાખવામાં આવે છે. અને તેથી ખર્ચ જતાં હવે નફો ઉત્પન્ન થાય છે. તે નામદારનો દાખલો લઇને રાજપીપળાના નામદાર રાજા સાહેબ અને જુનાગઢના નામદાર નવાબ સાહેબે પણ પોતાના રાજ્યમાં કેટલ ફાર્મો ઉઘાડ્યાં છે. આ રીતે બીજા દેશી રાજકર્ત્તાઓ હીલચાલ કરે અને આવાં ફાર્મોની સ્થાપના કરે તો દેશને ઘણો ફાયદો થાય એ નિસંશય છે. મુંબઇ સરકારે પણ ધારવાડમાં કેટલ ફાર્મ ખોલવા માટે બજેટમાં રકમ મંજુર કરી છે.

અમો ઇચ્છીએ છીએ કે સરકાર તરફથી આવા એક નહિં પણ અનેક ફાર્મો ખોલવામાં આવે અને દેશની આબાદાનીમાં વૃદ્ધિ કરવામાં આવે. છેવટે નામદાર સરકાર પ્રત્યે એટલીજ વિનંતી છે કે "મ્યુનીસીપલ રીફોર્મ એસોસીએશન" ની આ અરજીનો સ્વીકાર કરવામાં આવે અને તેમાં કરેલી સુચનાઓ અમલમાં મુકવામાં આવે. અમે સાંભળ્યું છે તે મુજબ મુંબઇનાં શ્રી જીવ દયા જ્ઞાન પ્રસારક ફંડના કાર્યવાહકો તરફથી એક અરજી નામદાર વાઇસરોય ઉપર આખા હિન્દુસ્થાનમાં, દીલી પાસેનમાં જેવી રીતે દુધાળાં ઢોરોની કતલ બંધ કરવામાં આવી છે. તેવી રીતે બંધ કરવા માટે હિંદવાસીઓની સહી સાથે રવાના કરવામાં આવનાર છે અમે ઇચ્છિએ શું કે આ યોજનાને જલદીથી વ્યવહાર રૂપ આપવામાં આવશે અને આવી અરજી ટુંક સમયમાં રવાના કરવામાં આવશે.

## મુસલમાન પત્રકારની જીવદયાની નવી વ્યાખ્યા

અમદાવાદ ખાતેથી દર શુક્રવારે બહાર પડતા "પોલીટીકલ ભોમીઓ" નામના અઠવાડીક પત્રના તા૦ ૧૫મી માર્ચના અંકમાં "અત્યારના નરસંહાર મુસલમાનો" એવા મથાળાવાળા અધિપતીના લેખમાં જે પત્રકારો ગૌવધ બંધ કરવાની સલાહ આપે છે તેમને તે અધિપતિ તરફથી નીચેના સવાલો પુછવામાં આવ્યા છે.

(૧) જ્યારે તમારી માન્યતા પ્રમાણે ગાય એ એક ઉપયોગી પ્રાણી છે, અને તે તમામ આલમને પોતાના દુધ વડે પોષણ કરે છે, તો તમે ગાય જેવા એક છુટા ફરનારા પ્રાણીને બાંધી શા માટે રાખો છો? તેને વિશાળ જંગલમાં છુટા ફરવા કેમ દેતા નથી?"

(૨) "વળી જ્યારે તેની દયા ખાઇ મુસલમાનોને તેનો વધ કરતાં અટકાવો છો, તો તેવોજ દયાભાવ દેખાડી તેનું દુધ તેના વાછરડાંઓને પીવા નહિ દેતાં શા માટે તમારા બાળકોને પાઓ છો? તે વખતે તમને વાછરડાંઓની દયા કેમ આવતી નથી? તમારી દયાનો પ્રવાહ ક્યાં વહી જાય છે?

આટલા પ્રશ્નો પુછયા પછી તે અધિપતી પોતાની ફીલસુફી અનુસાર જણાવે છે કેઃ—
"જો તમને ખરેખર ગૌ ઉપર દયા આવતી હોય તો તેને બાંધી નહિ રાખતા છુટી ફરવા દો. તેનુ દુધ તમારા બાળકોના ઉપયોગમાં નહિ લેતાં તેના વાછરડાંઓને પીવા દો. તેના પતિ બળદને સંકટમાંથી બચાવો. જો તે પ્રમાણે કરો તોજ જીવ દયા પ્રતીપાળ ધર્મ સાચો જણાય

જ્યારે પ્રશ્નોજ વ્યવહાર બુદ્ધિ ધરાવનાર શખ્સના મગજમાં કદી નહિ ઉત્પન્ન થાય એવા છે ત્યારે તે ઉપર વિવેચન કરવા પાછળ વખત રોકવો અયોગ્ય ધારી તે પત્રકારની કલ્પના શક્તિ કેટલી બધી ફળ દ્રુપ હોવી જોઇએ તે નક્કી કરવાનું કાર્ય અમારા વાંચકો ઉપર અમો છોડીએ છીએ.

## ભારતીય ગૌ પરિષદ.

ગયા ડીસેંબર માસમાં કલકત્તા ખાતે જુદી જુદી લગભગ ચાળીસ પરિષદો અને સભાઓ મળી હતી, અને તેમાંની એક ભારતીય ગૌ પરિષદ હતી, તેના પ્રમુખ સર જોનવુડ્રૉફે આપેલું ભાષણ અમો અમારા વાંચકોની જાણ માટે અંગ્રેજીમાંથી ગુજરાતીમાં તરજુમો કરાવી આજ અંકના બીજા ભાગ ઉપર પ્રસિદ્ધ કરી તે તરફ સર્વેનું ધ્યાન ખેંચીએ છીએ. તેઓએ પોતાના ભાષણ દરમીઆન (૧) દુધમાં ભેળસેળ અને તેની અછત, (૨) ડેરી–ફાર્મો સ્થાપવાની જરૂર, (૩) ગાયો, અને બળદો ઉછેરવાની અગત્ય (૪) તેમને પુરતો અને ચોખ્ખો ખોરાક આપવાની જરૂરીઆત (૫) તેમની સારી સંભાળ રાખવાની અને માંદા પડે સારવાર કરવામાં હાલમાં દેખાતી ખામીઓ (૬) તેમના ટુંકી ઉમ્મરે નિવાર્ય સંજોગોમાં થતા મરણો (૭) વાછરડાં વાછરડીઓની થતી કતલ, અને (૮) હિંદમાં ગૌ માંસ ખાનારી પ્રજા માટે થતો ગૌવધ. એ સઘળા વિષયો ઉપર બહુ સારૂં વિવેચન કરી સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે "ગૌ રક્ષણ" કરવાની બહુ જરૂરીઆત છે.

તેમના ભાષણના પ્રથમના ચાર મુદ્દાને લગભગ મળતાજ મુદ્દાઓ ઉપર અમો "મ્યુનીસીપલ રીફોર્મ એસોસીએશન" ની નામદાર મુંબઇ સરકાર ઉપરની દુધાળાં ઢોરોની કતલ થતી અટકાવવા માટેની અરજી વિષે વિવેચન કરતી વખતે લખી ચુકયા છે એટલે હવે કાંઇ એટલું બધું અગત્યનું કહેવા જેવું રહેતું નથી. તેમનો પાંચમો મુદ્દો ઢોરોની સારી સંભાળ રાખવા અને માંદાં પડે સારી સારવાર કરવા બાબતનો છે; આ વિષે તેમણે કેવા ઉપાયો યોજના જોઇએ તે સારી રીતે જણાવ્યું છે. અને અમો ધારીએ છીએ કે નામદાર સરકાર તરફથી દરેક તાલુકામાં ઢોરોનાં દવાખાનાંની ગોઠવણ કરવામાં આવશે અને જો એવાં ઢોરોનાં માલીકોને તેમની કેમ સારવાર કરવી તે સમજાવવામાં આવશે તો ઢોરો આવી રીતે તમના પર ગુજરતાં ઘાતકીપણામાંથી બહુજ રહેલાઇથી બચી જવા પામશે, તે પછી તેમણે ઢોરોનાં ટુંકી ઉમ્મરે અને તેમને બચાવી શકાય એવા સંજોગો વચ્ચે થતાં મરણો વિષે વિવેચન કરી તેના કારણો દર્શાવ્યાં છે. આ કારણો બહુ રહેલાઇથી નષ્ટ થાય તેમ છે, પણ પ્રજા અને રાજા બન્નેએ તેમાં એકદીલથી કાર્ય કરવાની જરૂર છે. હાલમાં થોડા વર્ષોથી વાછરડાં વાછરડીઓના કતલમાં દર વર્ષે વધારો થતો જાય છે અને તે અટકાવવાની ખાસ જરૂરીઆત છે. એ અટકાવવા માટે અમોને બે રસ્તા બહુજ ઉત્તમ લાગે છે; પહેલો તો એ છે કે નામદાર સરકારે કાયદાસર એવી કતલ અટકાવવી અને બીજો એ છે કે જ્યાં સુધી સરકાર એવાં કાંઇ

પગમાં ભરે નહિં ત્યાંસુધી મ્યુનીસીપાલ્ટીઓએ પોતાના કતલખાનામાં વાછરડાં વાછરડીઓને કાપવા માટે લેવામાં આવતો દંડ એટલે દરજજે વધારવો કે જેથી કસાઇઓ એટલી મ્હોટી રકમ ભરતાં અચકાય અને તેમનો વધ કરે નહિં. આ દેશમાં પ્રજાનો એક ભાગ એવો છે કે જેને ગાયના માંસનું ભોજન કર્યા વગર ચાલતું નથી, તેથી તેમને માટે ગોવધ થાય છે. એના અટકાવ માટે જસ્ટીસ લુડોર્ફે જે ત્રણ રસ્તાઓ સુઝાડ્યા છે તેમાંથી કોઇ સાથે અમો સંમત થઇ શકતા નથી. શું તે પ્રજાને ગાયનું માંસ નહિં મળે તો તેઓ મોતમાં ધકેલાઇ જનાર છે કે તેમનું પેટ પોષણ થનાર નથી. ઇગ્લાંડ, અમેરીકા આદિ દેશોમાં ત્યાંના રહેવાશીઓ માંસના ખોરાક છોડી [illegible]આહાર ગ્રહણ કરવા લાગ્યા છે. તેઓ પોતાના ઠંડા દેશોમાં માંસ વગર જીવી શકે છે તો [illegible] હિંદ જેવા ઉષ્ણ પ્રદેશમાં શા કારણથી તેઓ માંસ વગર ન રહી શકતા હોય? વળી [illegible]વૈદકીય વિજ્ઞાન શાસ્ત્રોના આધારે એ પણ સાબીત થઇ ચુક્યું છે કે માંસમાં જે પોષ્ટીક તત્વો છે તેના કરતાં વધુ પ્રમાણમાં પોષ્ટીક તત્વો વનસ્પત્યાહારમાં છે તો શા માટે તેનો તેઓ ઉપયોગ નથી કરતા? માટે અમો તો કહીશું કે આ દેશમાં ખોરાકને માટે જે ગોવધ થાય છે તે નામદાર સરકારે કાયદા પૂર્વક બંધ કરી પ્રજાની લાગણીને માન આપવું. હવે આપણે સર જોનના સૂચવેલા માર્ગો તપાસીશું. તેઓ કહે છે કે ગાયનું માંસ ખાનારાઓ માટે તેવું માંસ પરદેશથી સરકારે આયાત કરવું. દુઝણાં ઢોરો કઇ ઉમ્મરે અને કેવી સ્થીતિમાં કતલ કરી શકાય તે નક્કી કરવું અને ફક્ત ખોરાકના ઉપયોગમાં લેવા માટે કાપવાને ગાયો અને બીજાં જનાવરો ઉછેરવાં.

અમો નથી ધારતા કે જે માંસ પરદેશથી આયાત કરવામાં આવે તે ખોરાકને ઉપયોગી થઇ પડે, કારણકે તે રોગોત્પાદક નથી એમ તપાસતાં ઘણી મુસ્કેલી નડશે. વળી તે વાત તો એક સ્વાર્થી માણસના વિચારોને અનુકુળ આવે તેવી છે. બીજાને ભલે નુકશાન થાય પણ અમોને થવું જોઇએ નહિં એવો સિદ્ધાંત અમો માન્ય કરી શકતા નથી. જેવું આપણું તેવુંજ બીજાનું એ ધોરણે કાર્ય કરવાની જરૂર છે. વળી વૈદકીય નીયમાનુસાર આયાત કરેલું માંસ ભાગ્યેજ નીરોગી હોવાનો સંભવ રહે છે માટે તે રીતિએ જોતાં આ દલીલને પણ કાંઇ સંમતી આપી શકાય તેમ નથી. બીજી બાબત તેમણે ખોરાક માટે કાપવાને ઢોરો ઉછેરવાની જણાવી છે. હાલમાં જ્યારે ખેતી કે જેના ઉપર દેશનો સર્વ આધાર રહેલો છે તેના ખપ માટે પુરતાં ઢોરો મળતાં નથી તો તે ઢોરોની સંખ્યા વધારવાની વાત તો બાજુએ રહી, પણ ઉલટાં ખોરાક માટે ઢોરો ઉછેરવાની વાત થાય છે. આ સુચના તો "ઘરના છોકરા ઘંટી ચાટે અને પરાયાને આટો" એ કહેવતને મળતી છે. ખેતીને માટે ઢોરોની અછતના સવાલનું નીરાકરણ થયું નથી ત્યાં તો ખોરાકને માટે ઢોરો ઉછેરવાની વાત થાય છે. સર જોને સુચવેલો આ માર્ગ પણ અમારી દ્રષ્ટીએ તદ્દન અસંભવીત લાગે છે. દેશને આબાદીત કરવા અને ખેતીને સારા પાયા પર મુકવા અને ગરીબ તેમજ તવંગરને ખાધખોરાકીની વસ્તુઓ સસ્તે ભાવે અને ચોખ્ખી મેળવી સુખી જીંદગી ગુજારતા કરવા માટે અમોને તો એકજ માર્ગ સુઝે છે અને તે એ છે કે નામદાર સરકારે દેશના લાભાર્થે ગાયોની તેમજ બીજાં દુધાળાં અને ખેતીને ઉપયોગી જનાવરોની કતલ કાયદાથી બંધ કરવી.

M. M. Shah.

## "દારૂ દુર્વ્યસન અટકાવવા રાજવંશીઓએ કરેલા વિચિત્ર ઠરાવો."

૧ રશિયાના સેંટપીટર્સબર્ગમાં દારૂ પી રસ્તામાં છાકટા થનારાઓ પાસે એક દીવસ જાહેર રસ્તામાં ઝાડુ કાઢવાની શિક્ષા કરવામાં આવે છે.

૨ રૂશિઆએ આ ઠરાવ કરેલો છે તે રાજ્યનું જોઈ, ફ્રાન્સે પણ દારૂની બદી દુર કરવા પ્રયત્નો કર્યો છે.

૩ એક વખત હિંદુસ્તાન દેશ એવો પણ હતો કે, એવો પણ રાજ્યનો જાપતો હતો કે ઇ. સ. ૪૦૦ માં ફાહિયાન ચીની મુસાફરે લખ્યું છે કે બજારોમાં દારૂની દુકાનો નહોતી તથા ચંડાળો સિવાય કોઈપણ દારૂ પીતા નહોતા.

૪ ભોપાળનાં નામદાર બેગમ સાહેબે મધપાન નિષેધ કાયદો ઘડી ફરમાન બહાર પાડ્યો છે કે કોઈપણ મુસલમાન દારૂ પીતો કે કલાલની દુકાને બેઠેલો કે દારૂ ખરીદતો પકડાય તો તેને કાયદાનુસાર શિક્ષા કરવાનું ફરમાન છે.

૫ પ્રેસીડેન્ટ પોઇનકેયરે ફ્રાન્સમાં દારૂનું વેચાણ બંધ કર્યું છે તથા દારૂની નવી દુકાનો ખુલ્લી મુકવાનો અટકાવ કર્યો છે.

૬ મંદસોર રાજ્યનો ઠરાવ-અમુક દારૂ પીવાની મુદત માટે અમુક જુવાનને અમુક માપ સુધી દારૂ આપવાની પરવાનગી (રજાચીઠ્ઠી) આપવામાં આવે છે

૭ જુનાગઢ-મહુમ નવાબ સાહેબના ઠરાવથી દારૂ પીનાર દરેક માણસ પાસેથી દરેક વખત દારૂ પીવા માટે અમુક માપથી દારૂ આપવાની એક આનાની ટીકીટ ચોડેલી રજાચીઠ્ઠી હોય તોજ તેને લખ્યા મુજબજ અરજીથી દારૂ આપવામાં આવે છે.

૮ પરલોકવાસી આપણા માનવંતા મહારાજા સાતમા એડવર્ડ સાહેબનાં પણ વચનામૃત એ હતાં કે-"મ્હારી પ્રજામાં મારા મંગળ કાર્ય બાદ (દારૂને બદલે) કેવળ પાણી પીએ."

જી૦ બી૦ પવાર, ધોળકા.

## અમૂલ્ય સૂક્ત વચનો.

જોઇએ.
દરેક તાલુકામાં (લેખક—શ્રી સદ્ગુણાનુરાગી મુનિ શ્રી કર્પુર વિજયજી)
કોને તેમની કેમ સારવાર કરવી તે સમજાવવામાં આવશે ક્લેશ પામે છે.
ગુજરતાં ઘાતકીપણામાંથી બહુજ રહેવાથી બચી જાણ સંપત્તિ પામે છે.
ટુંકી ઉમ્મરે અને તેમને બચાવી શકાય એવા સંજોગો વધતા જાય છે પરંતુ તેને પરવશ પડી
તેના કારણો દર્શાવ્યાં છે. આ કારણો બહુ રહેલ છતાં નાશ થાય
રાજા બન્નેએ તેમાં ઓદાર્યથી કાર્ય કરવાની જરૂર છે. હાલમાં સુખું.
ડીગ્રીના કતલમાં દર વર્ષે વધારો થતો જાય છે અને તે અટકાવે થાય છે.
એ અટકાવવા માટે અમોને બે રસ્તા બહુજ ઉત્તમ લાગે છે; પોષ્યા કરે છે.
સરકારે કાયદાસર એની કતલ અટકાવવી અને બીજો એ છે કે સ્ત્રીજ નહિ.

જેમ પંખીઓ પાંખવડે ઉંચા ઉડી શકે છે તેમ ભવ્ય જીવો પણ સુશીલતાદિક (સદ્ગુણ) રૂપ પાંખ પડે સ્વર્ગ અને મોક્ષ ગતિને પામી શકે છે.

એક એક ઇન્દ્રિયને વશ પડી પરાધીન થઇ જનાર પણ પ્રાણાન્ત કષ્ટ પામે છે તો જે કોઇ પાંચે ઇન્દ્રિયોના વિષયને વશ થઇ જાય છે તેમની ભવિષ્યમાં કેવી ખરાબ સ્થિતિ થશે તેની કલ્પના કરવી પણ મુસ્કેલ છે. એથીજ વિષયાસક્તિ તજવી ખાસ કલ્યાણકારી છે.

ઇન્દ્રિયોને આધીન થઇ જવું એ આપત્તને આમંત્રણ કરી બોલાવી લાવવા જેવું છે અને તેજ ઇન્દ્રિયોનેજ આધીન કરી રહેવું એટલે આપણે કબજે રાખવી તે સર્વ સુખ સંપત્તિ પ્રાપ્ત કરી લેવા જેવું છે. એ બે માર્ગમાંથી જે માર્ગ પસંદ પડે તે આદરી લેવો એ તમારૂં કામ છે.

જે વિષયવાસનાને જીતી શકે છે તે દુઃખ માત્રને તિલાંજલી આપે છે, અને ભવસાગરને તરી અક્ષય સુખને મેળવી શકે છે.

ઇન્દ્રિયના ગુલામ બની જે ચારિત્ર્યથી ભ્રષ્ટ થઇ જીવે છે તે લુહારની ધમ્મણની જેમ શ્વાસોશ્વાસ લઇ પોતાનું નમાલુ જીવિત પૂરૂં કરે છે.

ઇન્દ્રિયો રૂપી લૂંટારાઓથી પોતાનું ચારિત્ર્ય રૂપી ધનનું રક્ષણ કરવાને સશક્ત (સમર્થ) હોઇ સાવધાન રહે છે તેજ ખરો શૂરો, તેજ ખરો પંડિત અને તેજ ખરેખર પ્રશંસાપાત્ર-પ્રશંસનીય છે. ઇતિશમ્.

# સતી નાગવિસૂ.

## (એક આદર્શ મહિલાનું ચરિત્ર)

જે વખતે નાગવિસૂ વિવાહને યોગ્ય થઇ તે વખતે તેની માતાએ નાગવિસની સાહેલીને બોલાવીને કહ્યું કે તું જઇને કુમારીને પૂછ કે તે કેવા મનુષ્યને પોતાનો પતિ બનાવવા ચાહે છે. કન્યાની પસંદગી સિવાય તે વખતે તેના વિવાહ થઇ શકતા નહોતા. એક સૌંદર્યની પ્રતિમા જેવી તેર વર્ષની કન્યાના તેના પિતાની ઉમ્મરથી સાડાત્રણગણી ઉમ્મરના પુરૂષ સાથે વિવાહ કરવામાં આવતા નહોતા. જે પુરૂષની સાથે કન્યાનું જીવન વ્યતીત થવાનું છે તે પુરૂષના ગુણાવગુણથી કન્યાને વાકેફગાર કર્યા પછીજ વિવાહવિધિ થઇ શકતો હતો. નાગવિસની સાહેલીએ તેની પાસે જઇને કહ્યું:-"બ્હેન ! તું યુવાન થવા આવી છે. તારૂં લગ્ન હવે જલદી થવું જોઇએ. કન્યા પરાયું ધન ગણાય છે. માટે સખી ! તું કેવા સ્વભાવનો વર પસંદ કરે છે ?'

નાગવિસૂ બોલી-'વિવાહ એ એક મોટું બંધન છે. જો મારે વિવાહ કરવોજ પડશે તો હું એવા મનુષ્ય સાથે વિવાહ કરીશ કે જે અદત્તા દાન દેવાનું પણ કરી ચુક્યો હોય !

'અદત્તા દાન તું કોને કહે છે ?'

'જે દાન કોઇએ ન આપ્યું હોય એટલે ધન માગવા વાળાને ધન અને પ્રાણ માગવાવાળાને પ્રાણ આપવા માટે જે તૈયાર હોય તે પુરૂષને હું પતિ બનાવીશ.'

સખીએ કટાક્ષ ! જવાબ આપ્યો. 'ન નવ મણ તેલ થાય ને ન રાધા નાચે !'

નાગવિસુએ જવાબ આપ્યો:–'પ્રકૃતિના રાજ્યમાં કાંઇ પણ કચાશ નથી. જે જેને જોઇએ તે સર્વ અહીં મોજુદ છે.'

'પણ તું એવો પુરૂષ મેળવીને શું સુખ પામીશ? એવો માણસ સાંસારિક સુખ તો કદી પણ નહિ આપી શકે!'

'મને સાંસારિક સુખ જોઇએ છે ક્યાં? સંસારનું સુખ મિથ્યા છે. જૂઠું છે. મને સાચું સુખ જોઇએ છે. હું આ સંસાર સેતુને તરવા ચાહું છું. ડૂબવા ચહાતી નથી. હું મુક્તિની ભૂખી છું.'

'પણ એવા પતિ સાથે તું શી રીતે મુક્તિ મેળવીશ? દાતા હોવું એ જુદી વાત છે અને મુક્તિ મેળવવી એ જુદી વાત છે.'

નાગવિસુએ કહ્યું:—'તું કાંઇ સમજતી નથી. એવું પણ કરવાવાળો કોઇ સામાન્ય પુરૂષ તો હોય નહિ. જે એવો હશે તેનો આત્મા પવિત્ર હશે, તેનાં કર્મ આદર્શ હશે તે એક રીતે યોગી હશે, સાચું તપ કરવાવાળો નિષ્કામી મહાત્મા હશે. જો હું એવા મુનિની અર્ધાંગિની બનીશ તો સહજમાં મુક્તિ મેળવીશ'

સખી ઉઠીને ચાલી ગઇ અને તેણે નાગવિસુની માતાને સર્વ ઘટના જણાવી. માતાએ પોતાના પતિ પાસે તે ઘટના રજુ કરી. પરિણામ એ આવ્યું કે પ્રાતઃકાળથીજ તેવા પતિની શોધ થવા લાગી.

(૨)

નાગવિસુનો પિતા પ્રિયમિત્ર સારથવાહ યોગ્ય પુરૂષની શોધમાં ચડ્યો. ઘણી કઠિનતાએ તેને પત્તો લાગ્યો કે દત્ત શેઠના પુત્ર નાગદત્તે એવાજ પ્રકારની પ્રતિજ્ઞા કરી છે, કે જેવી પ્રતિજ્ઞા નાગવિસુ ચાહતી હતી. સારથવાહે દત્ત શેઠને સર્વ હકીકત નિવેદન કરી. દત્ત શેઠે ઘણી પ્રસન્નતાથી પોતાના પુત્રનો વિવાહ નાગવિસુની સાથે કરી દીધો. નાગવિસુ કૌમારને કિનારેથી ઉતરી સંસારને કિનારે આવી. બાળપણનું વ્હાલું માબાપનું ઘર મૂકી સાસરમાં આવીને તે રહેવા લાગી.

(૩)

કાશી નગરનો કોટવાલ વસુદેવ નાગવિસુ ઉપર મોહિત હતો. તેણે કેટલીકવાર પ્રિયમિત્રને વિવાહના સંબંધમાં કહ્યું હતું. ભય અને પ્રીતિ દેખાડયાં હતાં. મોટી મોટી લાલચો આપી હતી. પરંતુ પુત્રીની અનુમતિ સિવાય તે કાંઇપણ કરવા ઇચ્છતો ન્હોતો. આ તરફ નાગવિસુનો વિવાહ નાગદત્તની જોડે થઇ ગયો; તેથી વસુદેવ નાગદત્તનો વૈરી બની તેના પ્રાણ લેવા માટે તૈયાર થઇ ગયો.

કૃષ્ણ જયંતિનો દિવસ હતો. સંધ્યા સમયે કાશીરાજ અજીતશત્રુ ઘોડા ઉપર સવાર થઇ હવા ખાવા જતો હતો. માર્ગમાં હરકોઇ પ્રકારે તેના કાનનું એક કુંડળ નીકળી પડ્યું; પરંતુ તે વાત રાજાએ જાણી નહિ. થોડીવાર પછી તેજ રસ્તે થઇને નાગદત્ત નીકળ્યો.તેણે જોયું કે માર્ગમાં એક બહુમૂલ્ય કુંડલ પડેલું છે. જે રીતે કોઇ માટીના ઢેફા તરફ જુએ તે રીતે નાગદત્ત તે ચકચકિત કિંમતી કુંડલ તરફ જોઇને ચાલ્યો ગયો. પાછળ કોટવાલ ચાલ્યો આવતો હતો, તેણે તે કુંડલ ઉઠાવી લીધું અને એક તરકટ દ્વારા નાગદત્તના ખીસામાં તે નંખાવી દીધું.

થોડીવાર પછી રાજાની તરફથી નગરમાં કુંડલની ચોરીનો ઢંઢેરો પીટાયો. વસુદેવે શેઠ નાગદત્તને ગુન્હેગાર ઠરાવ્યો. એક તરફ નાગદત્ત આશ્ચર્ય સાગરમાં ગોથાં ખાઇ રહ્યો હતો. બીજી તરફ સંસારની નીચતા અને દુષ્ટતા ઝૂઝી રહી હતી. ભલાઇનો પવન ધીરે ધીરે ચાલે છે. પરંતુ બુરાઇની આંધી બહુ જોરથી આવે છે. પળ પળ જતાં સમગ્ર કાશી નગરીમાં પ્રસિદ્ધ થઇ ગયું કે રાજાનું કુંડલ નાગદત્તે ચોર્યું છે. કોટવાલની ચતુરાઇ ઉપર રાજા બહુજ પ્રસન્ન થઇ ગયો. તેણે નાગદત્તને ફાંસીનો હુકમ ફરમાવ્યો !

રાજાનો હુકમ સાંભળતાંજ નાગદત્તનાં માતા-પિતા આક્રંદ કરવા લાગ્યાં. નાગવિસુ પતિને ઓળખતી હતી. તે આવી હાથ જોડીને બોલી-'પ્રાણનાથ ! કેમ ગભરાઓ છો ? અહિંસા દાનીના પ્રાણ હથેલીમાં હોય છે. યદિ કોઇ તે [illegible] માગે તો તરતજ તેને સ્વાધીન કરે છે.'

નાગદત્તે કહ્યું-'પ્રિયે ! તારૂં કથન વ્યાજબી છે પરંતુ બદનામી સાથે મરવું એ મને પસંદ નથી.' 'નાથ ! આપ જ્ઞાની છો. ભલા-બૂરા કર્મનું ફળ ભોગવવુંજ પડે છે !'

નાગદત્તે કહ્યું-'હું અહિંસક છું. મેં કદી કોઇ પાપ કર્યું નથી.'

'ઠીક છે. જો આપ અહિંસક છો તો બિલ્કુલ ગભરાશો નહિ. આપનો એક વાળ પણ વાંકો થશે નહિ. આ એક પરીક્ષા માત્ર છે.'

સ્ત્રીની વાત સાંભળી નાગદત્તનો ઉત્સાહ વૃદ્ધિ પામ્યો. તેણે જલ્લાદોને કહ્યું 'ચાલો, મને ફાંસી લગાવો.'

નાગદત્તને ફાંસી નીચે લાવવામાં આવ્યો. કાશીપૂરીના લોકો તેને માટે ગમે તેમ બોલવા લાગ્યા. એકે કહ્યું 'ભગત જગત કો ઠગત હૈ'. બીજાએ કહ્યું 'ભાઇ ! એમ ન કહો. બિચારો નિર્દોષ માણસ, માર્યો જાય છે.' અને તેની એ કલ્પના સત્ય ઠરતી હોય તેમ ત્યાં એકાએક એક સિપાઇ આવી હાજર થયો. તેણે કોટવાલનું કાળું કૃત્ય નજરે નીહાળ્યું હતું. રાજા બધી ઘટનાથી જ્ઞાત થયો મામલો એકાએક ફરી ગયો. નાગદત્તની જગ્યાએ કોટવાલને ફાંસીએ લટકાવવામાં આવ્યો સત્યનો વિજય થયો. પાપીને પાપનું પ્રાયશ્ચિત મળ્યું. રાજાએ નાગદત્તને હાથી ઉપર બેસાડ્યો. લોકો વાહવાહના ધ્વનિ કરવા લાગ્યા. ધિક્કાર છે આ સંસારની ભલાઇને અને બુરાઇને !

ઘેર આવ્યા પછી નાગવિસુ બોલી-'સ્વામી ! પરીક્ષા થઇ ગઇ. આપ સાચા હતા તેથી પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. કિન્તુ આ સંસાર એક મોહજાળ છે. આપ દાની છો. હું યાચના કરૂં છું કે આપ આ સંસારનો ત્યાગ કરો. સ્વામીએ પોતાની સતી સાધ્વી સ્ત્રીની વાત કબુલ કરી. અને બન્ને જણાંએ સંસારનો ત્યાગ કર્યો નાગદત્તે પુરુષોમાં અને નાગવિસુએ સ્ત્રીઓમાં અહિંસક ધર્મનો પ્રચાર કર્યો. નાગવિસુ એક આદર્શ મહિલા તરીકે પ્રખ્યાત થઇ અને નાગદત્ત એક સદાચારી મુનિ તરીકે પ્રસિદ્ધ થયો અંતમાં એ પવિત્ર દંપતીની મુક્તિ થઇ કાળના ગર્ભમાં એ પવિત્ર જોડું, અત્યારે આ પૃથ્વી ઉપરથી અદૃશ્ય થએલું છે, પણ તેની ઉજ્જવલ કીર્તિ અમર છે. *

બરવાળા (ધંધુકા) } ધીરજ.

* હિંન્દી ઉપરથી.

ચાન્દની સમાન, ગત જીવન સમાન, બાલ્યાવસ્થાનાં મધુર સુખ સમાન, તે. મુખ-અવિવાહીત પત્નીનું મુખ સ્મશાનમાં જોયું હતું." મન્મથે આંખો ઉઘાડી. તેના સામે જીવિત નાટક થઇ રહ્યું હતું. મન્મથ એમ. એ. માં પાસ થયો છે. પિતાએ એક યોગ્ય કન્યાની શોધ કરી રાખી છે. શુભ મહૂર્તમાં લગ્ન થવાનું નક્કી થઇ ગયું છે વિવાહનો દિવસ આવી પહોંચ્યો... ગીતો ગવાવાં લાગ્યાં. મંગલ વાદ્યોનો ધ્વનિ કર્ણે સાથે અથડાવા લાગ્યો. મન્મથ વર વેશમાં તેમજ અન્ય સર્વે તેની સાથે કન્યાનાં ગૃહે ગયા છે. એ પણ પૂર્ણિમાનીજ રાત્રિ છે, જ્યારે દશ વાગ્યા ત્યારે મન્મથ અન્દર ગયો તો ત્યાં કુળગુરૂને બદલે ડોકટરને બોલાવવામાં આવ્યો હતો. આનન્દનાં સ્થાનપર વિષાદ છવાયો હતો. મન્મથ [illegible] પડોશીને ઘેર જઇ બેઠો. જ્યારે રાત્રિના બે વાગ્યા, ત્યારે રોવાનો અવાજ સંભળાયો! [illegible] અમંગલ! અમૃતમાં વિષ! પ્રકાશમાં અન્ધકાર!! એ બધાં કોણ જાણે કેવી રીતે મળી ગયાં!!!

(૩)

મન્મથે તે કન્યાનું મુખ જોયું નહીં; તેની છાયા પણ જોઇ નહીં. પણ સર્વે જણાએ જોયું કે ઉઘાડા ચણી પ્રેત શય્યા ઉપર જાય છે. જોઇને સર્વે શોકાતુર થયાં, શોકથી છાતી ભરાઇ આવી, અને તેમાંથી એક હાય નીકળી, સાથે સાથે ચક્ષુનાંથી અશ્રુ-બિન્દુઓ પણ નીકળી પડયાં. હાય! સંસારનાં કઠોર શાસન! નિર્દયતા-નિષ્ઠુરતા! "ચિતા ઉપર કન્યાને મુકી તેના પિતાએ મન્મથને કહ્યું 'આવ પુત્ર આવ! એક વાર એનું મુખ તો જોઇ લે!"

બસ એજ. એકજ વખત તે મુખ મન્મથે જોયું હતું તે મુખપર સ્વર્ગની કાતરતા હતી. વિશ્વની ઉદાસીનતા હતી, તો પણ અપૂર્વ સુન્દરતા હતી. જાણે તે આ પૃથ્વીપરથી જવાજ ચાહતી નહોતી, જાણે તે એક અન્તિમ ખેદમાં હતી. અને એક અન્તિમતા હજુ પણ છેવટે શેષ રહી ગઇ હતી.

અને ત્યાર બાદ ચિતાની હાહાકાર કરતી આગ અને તેના ધગધગતા અંગારા પૃથ્વીના બન્ધને તડાતડ તોડી રહ્યા હતા. બસ સર્વથી પ્રથમ અને સર્વથી અન્તિમ મન્મથે એજ જોયું હતું.

ત્યાર બાદ એક વર્ષ થઇ ગયું. પ્રત્યેક પૂર્ણિમાએ મન્મથ વસ્તીથી દૂર જંગલમાં નીકળી જતો હતો અને જાણે દરેક પૂર્ણિમાએ સ્મશાનમાં તે ઉઘડેલું મુખ જોઇ શકતો હોય એમ તેને લાગતું હતું. તેને તે મુખ ઉપર તેજ ઉદાસીનતા તેજ અંતિમતા અને તેજ કોમળતા જણાતાં હતાં; અને ત્યારબાદ હૃદ કરતી ચિતા સળગી ઉઠતી હતી.

એક વર્ષ બાદ પૂર્ણિમાના પ્રાતઃકાળમાં મન્મથનાં ઘરવાળાંને મન્મથનું શબ પહાડની પેલી બાજુનાં સ્મશાનમાંથી મળી આવ્યું હતું. તેઓના શોકનો પાર નહોતો! તેની માતાએ પોતાના પ્રિય પુત્રનાં સ્મરણાર્થે એક ન્હાના સફેદ સંગેમરમરના પથ્થર ઉપર "ચિતાની આગ" એ શીર્ષક નીચે સર્વ ઘટના લખાવી હતી. તે પથ્થર પોતાના હૃદય ઉપર તે અંકિત કરેલી અમર કથાને ધારણ કરી આજ પણ નિશ્ચિંતતાથી ઉભો રહેલો છે.

"વિદ્યા વિહાર,
વલસાડ,
૭-૨-૧૮.

અમ્બેલાલ સવરામભાઇ દેશાઇ.

લાવીસ ! હોં ! ગભરાતી ના મારી માંય ! અરે પન હું ભૂલ્યો મેં તો આજ્જીજ બાપ કેતા માંડી ! હમણાં તો મિસિસજ કેવસને નવાં કુલણુજી કૂલીબાઇ આરસે ત્યારેજ તને ઘરની ગોધી ને ખુણા ખાંચરાની ખોખીની ઉપમા આપીશું. કાંય રાછ કે ને ? ગભરાવાનું શું ! જો બા રરેચ કે ? એમાં તે વરી રરવાનું શું ?"હોય ! એ તો સંસારનું ચકરભમ ગરું સ્મર્યું ત્યાં વાઢ વાઢ ! ઊંધું તો ઊંધું ! ને સીધું તો ચિતું ! જ્યાં પડયું ત્યાં બેડોપાર ને ફુરરૂફુસ!!!" મિ. અમથાલાલ કૂતીવાલાલે મિસિસને રડતી જોઇ થંડુ પાણી છાંટવાં એ ભેજા ફાટેલ ભૂસાએ પારસી ગુજરાતીનો ચૂરો કરી નાંખ્યો ! સમજ્યો કે વાંચક આવા કંઇ દેસ છોડીએ પણ વેસ ન છોડીએ અને વેસ છોડીએ પણ [illegible] ન છોડીએ એવાં અરધાં ભેજાંનાં કંઈક ચાતિમાં પડયા હશે ! કારણ બીજું અર્ધું ભેજું [illegible] બાટલીનાં બુચમાંજ સમાયલું રહે છે.

(૨)

"અક્ષોવ ! અક્ષોવ !"

"તમારું નંબર ?"

"અક્ષોવ ! અક્ષોવ !"

"અરે પન તમે કયું નંબર માગોચ !"

"નંબર ! નંબર !"

"અરે પન નંબરમાં તે શું બર્યુંચ ? તમારે કેટલામું નંબર જોઇએચ ?"

"સેવન ડોટડોટડોટડોટડોટ !" "થ્રીરીઇઇઇગ થ્રીરીઇઇઇગ થ્રીરીઇઇઇગ !"

"કેમ મિસ્તરની મિસિસ એટલી બધી જોરમાં ઘંતી મારેચ ને કંઇ શરમાતી નથી! જેની મારા કાનની ભૂંગરીનું એક પર બી તૂતી ગયુંચ !" "અને પન ઘંતી તો તમે મારી-ને ?" "હા" "પન તેબી મારીછને ?" "હા" ત્યારે શું બેઊને એકજ વખતે કામ પડી આવ્યું ? ગમે તેમ હો પણ મી. અમથાલાલે પોતાને મકાને ટેલીફોન રાખેલો હતો એટલે મિસ્તરને મિસસ કોઇબી ટાઇમે વાત કરી શકે. હમણાં ઊભયને વાત કરવાની જરૂર પડી, એટલે બેઊએ એકજ ટાઇમે ઘંટી મારી તેથી ઉપરોક્ત "અક્ષોવ ! અક્ષોવ !" ની ગાથા કુટ ઊઠે ભાંજગડનો એથીજ ખીચરો બફાયો હતો.

"ત્યારે તું કહેવા શું માંગેચ ?"

"અરે પન તમારે શું કહેવુંચ ?"

"બસી મરની આટલી પંચાતી શાની કરી મરેચ ?" અમથાલાલે તરાડ ઉઠે બરાડ મારી.

"ત્યારે જુવોની તમને પેલું......કંઇ થઇ બર્યુંચ કની તે આજે પેલાં બજ્યામાં મરચાં નાંખ્યું કે નહી ? અરે મરચાંના ભજ્યાં બનાવ્યું કે નહી ? ! અરે ! અરે ! હં હં ! ભૂલી ! મરચાંમાં ભજ્યાં નાંખ્યું કે નહી ? કે મરચામાં ભજ્યાં બનાવ્યું કે નહી ?"

"અરે પન એ તું શું બકેચ ? સારું થયું કે પેલું......તેં બસી નહીં માર્યું. નહી તો સેવકનો કાઇ સાનતીવાંગેય સત્રુ આપરી વાત સાંભરી જતે તો મારી બીજી બાયડીની તે તારી નામન દીવો પકરી ગાંમ થવાની અનેરી ઊમેદ ઊપર આતસ બહેરામ વરસી પરતે ! વારું તેં ભાંગ બનાવી ?" અરે પન હું તો ક્યારનીએ ભાંગ બનાવીને ચાળી કરીને આપનીજ વાર જોઇ બેસી રહી છું." "ત્યારે એ ભાંગમાં ધંતુરાંનાં બીઆંને ઉપરે પેલાં ગાંમરેથી લાવેલાં જુવારનાં મૂરીયાં વાતી લાખ્યાંચ કે નહી ?"

( ૩ )

મિસ્ટર અને મિસિસે ભાંગ ચડાવી. મિસ્ટર અમથાલાલ ભાંગનો કટોરો હાથમાં લઇ બાલીવાલાના પેટન્ટ વર્ઝ્ કું લલકારવા માંડ્યા: "જો ન પીએ ભાંગકી ટલી વો લડકેસે લડકી ભલી" ગોખી રાખેલી બે ચાર ભાંગી તૂટી કડીઓ ગાતાં ગાતાં ભાંગના કટોરા ઉપર કટોરા ખાલી થવા લાગ્યા અરે હીસી હીંસીને હસ હસાવવા માંડયા ઉપર ભજીયાંનો બહાર અને ચટનીનો બહાર ને સાથે "દે રંગ ભંગકા લોટા" નો લલકાર! પછી કયાં ન થાય બેડો પાર!!!

ભાંગની કેફ ચડવી શરૂ થઇ. મી. અમથાલાલનું દિમાગ તરબતર થઇ ગયું. સ્વર્ગનું સુખ અનુભવાયું અને બડબડાટ ચાલુ થયો.

"મિસ્તરરરરરરની મિઇઇ સિઇઇઇસ ચઅઅ…લ લાવ બેવડાની બોઓઓટલ!"

ફોરફાઊન, વ્હાઇટહોર્સ વગેરે બેવડાની બોતલ મેજ ઉપર આવી પડી.

"અબિ પ્યાઆઆરિઇ આગમાજાઆન ભરરદો બેવડા કાઆ જાઆમ!"

મિસ્ટરનું માથું ઘડાયું અને મિસિસે જેનું હાથમાંથી ગુમાવ્યું. માથું ખંજવાળતાં ખંજવાળતાં મિસ્ટરે જામ ગટગટાવ્યું, બોટલો ગબડતી થઇ ગઇ અને મિસિસ બિછાનામાં જઇ ઘરરરરર ઘરરરરર દેવીની ઉપાસનામાં લોટતી થઇ ગઇ.

મિસ્ટરે પગ લાંબા કરતાં હાથ ફેરવ્યો તો "લશ્કરમાં ભરતી થવાની સૂચના આપતું ચોપાનીયું."

"ચલાવ! ચલાવ! માસિક શું સૂચના આપે છે?" જુએ તો લશ્કરી ભરતીની વાત! એથી મિસ્ટરના ટાંટીયા બી લગામ પકડતા થઇ ગયા. અને એકદમ પરેડ કરવા માંડી. લેફ્ટનન્ટ, કેપટન, કર્નલ, કમાન્ડર વગેરેના હોદ્દા પોતેજ સ્વીકારી આખરે કમાન્ડર ઇન ચીફ થઇ મિસ્ટરે લેફ્ટરાઇટ શરૂ કીધું. બોટ પડી એક બંદૂકની તો લાંધો ખૂણે ખાંચરે પડેલો કપનો ખાંડો અસ્તરો. પાનું ખોલી ખાંધ પર ધરી તંગડા ટાઇટ કરી. હવે જર્મન દુશ્મનોને મારવા ખૂણા રૂપી ખાઇઓ શોધવા માંડી પણ સરદાર સાહેબની હાક સૌ પલાયનમ: કરી ગયા હતા એટલે રામની માફક ચડેલું બાણ છાડવુંજ જોઇએ. તેમ મારવા તાંકેલી તલવારે મારવુંજ જોઇએ એ નિયમાનુસાર મિસ્ટરે મિસિસ ઉપર હાથ ચલાવ્યા. [?]થોડાજ વખતમાં બિછાનું સફેદમટી લાલ થઇ ગયું હતું. ત્રાસજનક બનાવ જોઇ મિસ્ટરનો બેવડાનો બહાર અવળો નિકળી ગયો. અને દિમાગ થડુગાર થઇ ગયું. બોલો કે અમથાલાલ એકદમ સુદ્ધિમાં આવી ગયા, પોતાના વર્તન ઉપર હાથ અફસોસ કરવા લાગ્યા. હવે આ જમાનાથી ચેતાતી ઉમ્ર સુધી લજ્જત પણ રેહતું સ્વપ્નુ જોઉં, અને હૃદય ધબકવા લાગ્યું, શરીર ઉપર હજારો લ્યાનત ભર્યાં શબ્દો બોલી ગયા અને પ્રભુ પાસે પોતાનાં કૃત્યોની માફી માંગી. પરંતુ એવામાં એક રાક્ષસી સ્વરૂપ હાથમાં છુરી લઇ સામો આવતો જોયો, આથી અમથાલાલ એકદમ ધ્રુજી ઉઠી નાસવા ગયા, અને તે સાથે હૃદયના તારો તડાતડ તુટવા લાગ્યા. અને તુર્તજ પૈગામ લઇ આવેલા પલીતના સાથે કાળના મુખમાં જઇ હોમાયા. અને પોતાના સુંદર સંસારને આંસુ સારતા મુકી ચાલ્યા ગયા, પણ તે તો દૂર ઉભો રહી એવા બદકૃત્ય કરનારાઓ ઉપર હાસ્ય કરી નાચવા ઉછળી કુદવા લાગ્યો.



# એક અહેવાલ.

શનીવાર! અહા આજે તો દરેક થીએટરમાં ખેલની મારામારીજ હતી. હું અને મારો જીગરજાન દોસ્ત, તથા મારા કીકાની મા અમે ત્રણ જણ થીએટરમાંનો ખેલ હતો તે જોવા જવા વીચાર કરતાં હતાં.

વીચાર નક્કી થયો અને, થીએટરમાં [illegible]. અહો! શું રસ્તાનો દેવાસ! * * * નાકેથીજ વાજાં અને પીપુડીના અવાજ કાનને [illegible]રતા હતા. ત્યાંથી ચાલ્યાં એટલે રસ્તામાં ઠોકર વાગવાથી કીકાની મા તો ધડ દઇને ધ[illegible] માતાને પગે પડી ઉઠી તો કે 'મને કંઇ વાગ્યું નથી ચાલો.' જોવાના ઉમંગમાં તે ચાલી અને અમે તો જઇને ટીકીટો કરાવી. સેકેન્ડ કલાસ માં જઇને બેઠા. પા કલાક અર્ધો કલાક થયો કે જુઓ અને ફર્સ્ટ કલાસ તેમજ બીજા વર્ગોમાં ગમતો માંકડ અને ચાંચડનો તો જાણે રાફડોજ ફાટી ન નીકળ્યો હોય! બાપરે; મને પણ માંકણે ચટકાવ્યો અને ચાંચડે તોબા પકાવી. અને મારી અક્કલને! અરે ના પુછો વાત! આ જુગાજુ જોઇ મને હસવું આવે અને હસવા મોં પહોળું થાય ત્યાં તો માકણ ચટકાવે એટલે રડવું આવે મારે તે હસવું કે રડવું? કરવુ શું?

બે હાથે ખુરશી ઉંચકીને મેં તો ધડ દઇને અફાળી એટલે તરતજ એક પારસી સદ્‌ગૃહસ્થની પધરામણી થઇ અને વધામણીમાંજ પુછયુ કે કાંયરે! આમ ખુરસી કાંય પછાડોચ? ભાંગશે તો? મારો દોસ્ત જરા બોલકણો હતો તે ફાડી ઉઠયો કે "જોવની આએ માંકણુ કરડેચ તે તમુને ખબર તો હોશેજ તો પછી કાય પુછોચ? મેનેજરની ફરજ છે કે આએ ખુરસીનો કચરો ને માંકડ સાફ કરાવવા" પારસી સદરયે જવાબ આપ્યો કે તે કાંય અમારી કંપનીવાલાની ફરજ નથી. અમે તો ભાડું આપીએ અને થીએટર બી ભાડે રાખીએચ. એવી દાદ કરવી હોય તો કરો માલીકને"

ખુરસી અફાળતાંજ પાંચ પચાસ માંકણ વાદળમાંથી વરસાદના ફોરાં પડે છે તે પ્રમાણે પડવા ને આમ ને તેમ નાસવા મંડયા. પાંચ સાત જણા આજુબાજુથી ઉઠયા ને બોલી ઉઠયા કે "કેમ મીસ્ટર! આ શું કરોચ?" મારાથી ન રહેવાયું તે મેં જવાબ આપ્યો કે "માંકણનો વરસાદ વરસાવવાનો અખતરો." પેલા પારસી સદરયે બધાંને ઠંડા પાડયા ને બેસાડી દીધા.

નાટકનો પડદો ઉંચકાયો ને ખેલ ચાલુ થયો. મારા મગજમાં તો કાંઇને કાંઇ વીચાર આવે કે "આએ બધા ખેલનાં ને થીએટરના નામ મોટાં મોટાં આપી જાહેર ખબરો આપે છે ને બોલાવે છે—અરર! બાપરે! પાછો માકણે ચટકાવ્યો. ધ્યાન તે ક્યાં રાખવું? વીચારમાં? ખેલમાં કે પછી માકણમાં? માકણમાંજ ખરેખર માકણમાંજ.

ખેલ જોયો. ઘરવાળી તો કાનમાં કહેવા લાગી કે "આ તે ખેલ જોવા તેડી લાવ્યા છો, કે માકણ ચાંચડની વખારો જોવા તેડી લાવ્યા છો? મારું તો શરીર સુઝી ગયું છે." ખરેખર! બીચારીએ કોઇ દહાડો કંઇ કરેલું નહિ ને કુમળી—હું જ્યારે કવિતા લખું છું ત્યારે કહું છું કે—નાજુક ખીલની ફુવારાજી અમ કુમળી—નેત્રી કોમળ મારી નારી અને તેના

જેરીને બીજી ઘણી તેની એનો તેમને આ વખારૂ જોઈ કેવું કેવું થતું હશે તેનો જરા વાંચનાર ! મગજમાંજ ખ્યાલ લાવો જોઈએ. બસ વધુ શું ?

* * * *

છેવટમાં એટલુંજ કે લાગતા વળગતા વાળા આ બાબત ઉપર ધ્યાન આપે તો ઠીક એમ ઇચ્છી આ અહેવાલ સમાપ્ત કરૂં છું.

લી. એક જોનાર

## ભોળીયારાજ ભડભડાટ.

વાહરે બાપ ! લાભશંકર લક્ષ્મીદાસ તમે પણ ખૂબ કરી હોં ! જ્યારે મેં ગાપાળે ગેબા ગબડાવ્યા ! ત્યારે તમે મોઢુંદે દ્રષ્ટાંત આપ્યાં ! જ્યારે મેં આપણા સત્સંગ વિદારક અર્હન ખબરકને ઊંધડે હાથે લીધા ત્યારે તમે "ચાહ પીવાની મોંકાણ" ગમકાવી ! ! જ્યારે મેં છાંટમ્ છાંટ ! ઠોકમ્ ઠોક ! અને ભેજામાંથી ભસી હાથે ચીતરી કાઢયું, ત્યારે તમે જાતે પોતે અને તમારાં કુટુંબમાં પણ અઠવાડીયામાં બે ત્રણ દિવસ ચાહ પીવાની બંધી કીધી એતો એક બાતા મારા જેવાને માટે નવાઈજ તો !! પણ શું વાત છે. આ તમારો ભોળીઓ સેવક પણ એવી બંધી રૂંધીને વાત કુવે પધરાવવા તેયાર છે ! મેં પણ તમારૂં જોઇ રે અનુકરણ કરી મારી અલીને હુકમ આપી દીધો છે કે "આપણે ત્યાં જે દિવસમાં છ વખત ચ્હા પીવાય છે. તેને એકદમ બંધ રે બાચકોટ કરવી ! ભાની બાંધીને ભમાડી મૂકવી અને ચીનાઇ ન્હાનાં પ્યાલાંને ચકલે ઓવાર તરીકે મૂકી આવવાં !!" પણ આટલા હુકમ ની સાથે ગાળીઓ તો મારી સાથે છેડાઇ પડી છે ! અને છણકો રે રણકો કરી બેઠી છે જે "મ્હારૂં ચ્હા પીવું બંધ બર તેની રામ કરેને આંખો ફૂટે !" એવો સત્યાનાસી શ્રાપ આપી બેઠી છે !! ઓ બાપ રે મ્હોટાબાપ ! હવે એ મારી સતી સાધવીનો શ્રાપ જો સફળ થયો તો મારા તો બારજ વાગી ગયા સમજવા ! પછી આ ભોળીયો ખલાસ અને તેનો ભડભડાટ ખતમ્ રે ડબ્બો ગુલ !!! આ ગભરાટને લઇ મેં મારા કેટલાક સ્વદીયા મિત્રોને શ્રાપના નિવારણના ઉપાયો પૂછયા ! ત્યારે શું વાત કહું ભલા તેઓ તો હસી પડયા અને મને ખીજવવા રે ચીડવવા રે છંછેડવા મંડી પડયા અને ટોળ ટપલી ધપ્પા મુકી કેપિરાપાક જમાડતાં કહ્યું કે "ગાંડો રે ગાંડો ચ્હા, પીવાનું તે કેવું વળી બંધ થતું હશે ? તમે જંગલી સુધરવાના તે કયારે ? !! જ્યારે ગામનાં કૂતરાં ! બીલાડાં ! ઊંદર ! ઊંદરડા ! રીંછ વાંદરાં ! ગાય વાછરડાં ! ભેંસો બકરાં ! દૂબળા દૂબળી ! ઢેડાઢેડી ! વગેરે ચ્હા પીવાની કેયરાત સમજી શકવા તોપણ તું તો તેવો ને તેવોજ રહયો ! જા જા ઘર અને તારી અલીને કહીને મનાવ નહીં તો તારી આંખો ફુટશે ને આંધળો થસે !! રામ ! રામ ! રામ ! શીહરી ! શીહરી ! ! !

* * * *

જ્યારે જીવદયાની પરિષદ ધડાકા તડાકાના અવાજ સાથે ઘણા જોરથી મેઘ ગર્જના કરી રહી છે ! પોતાના વિજયની ધ્વજા ફર ફર ફર ફરફરાવી રહી છે ત્યારે પેલા જીવદયા વિદારકોનાં કલેજાં ધડ ધડ ધડકવા લાગ્યાં છે ! ! અને ભેજાનાં ફફડાટથી ચર ચર ચીરાવા લાગ્યાં

અમર મારી અમલદારી, અમલ સાથે રહો કારી.
રહે દુનિયા બહીતી ભારી, બડેખાંની બડાઇ છે!
કલમ અમ કાયદાની છે, વળી પણ કાયદાની છે,
નથી કંઇ વાયદાની એ, બડેખાંની બડાઇ છે!
કરી શકતી વિધી ના જે, કલમ મારી રચે છે તે,
કલમ જુદી વિધિને એ, બડેખાંની બડાઇ છે!
વળી આ કાયદા જોરે, ક[illegible] હું શાહુ ને ચોરે,
પડે ફટકા કહે ઓરે, [illegible]માંની બડાઇ છે!
જમા ખાહુ દાદીમાં કરીને, [illegible] મોટાઇ મેળવીએ
પછી દીલ ચાહય તે કરીએ, બડેખાંની બડાઇ છે!

* * *

જબ તું આયો જગતમે, લોક હસે તું રોય.
એસી કરણી ના કરો, કે પીછે હાંસી હોય.
મનકો કહો ન કીજીએ, મન હી મમકા દુત.
લે ડુબે દરીયાવ મેં, જાય હાથસે છુટ.

આ ભોળીયાને કબીરનાં દોહરા સિવાય જગત શુન્ય અને અંધકારમય ભાસે છે! જ્યારે ત્યારે વખત કવખતે બલ્કે ટાઇમ બે ટાઇમે!! એ કબીરની કવિતાનુંજ સ્મરણ કરતો રહે છે! મને જાણે કબીરની કવિતામાં શું મોહિની ઉપજે છે કે તેનું હું પોતેજ વર્ણન કરી શકતો નથી! અને ભડભડાટમાં પણ જ્યારે ત્યારે તેનો પ્રસાદ વાંચકોને ચખાડતો જઉં છું. હાલના કવ્વાલીદાસોને એમાં ભલે મઝા પડતી હોય કે નાં હોય! તેની મને જરૂરરાએ દરકાર નથી! હું મારે કબીરનાં કથનમાંજ કિલકલાટ કરી કલરવ કરવાનો! મને તો તેમાંજ આધુનિક પૈરાણીક મોહિની જાદુઇ દરેક રકમની ચમત્કારિક બેટરી જણાય છે! માટે વાંચકો તમે પણ કબીરની દુસાખીમાંથી મઝા માણજો! ને આનંદનું અથાણું મેળવજો! તેમાંજ સર્વે પ્રકારનું શ્રેય રહેલું છે ' માટે હું પણ સર્વે પ્રજાની જાણને માટે ભડભડાટ દ્વારા જાહેર ખબર આપું છું કે **"નકલી માલ ( કાવ્યો ) થી ચેતજો! અને અમારા આ કબિરનાં કાવ્યનો રજીસ્ટર નંબર (ઇશ્વર ભક્તિ!) જોઇ તપાસી વાંચી પાકી ખાતરી કરીને ખરીદજો!** કે પાછળથી વિમાસવું બલ્કે ડાચું વકાસવું ના પડે!! ચેતજો ભાઇઓ ચેતજો!! એમાંજ આનંદ બહાર! અને શ્રેયનો સણગાર રહેલો છે!!" કેમ શું સમજ્યા બસ ?!!!

× × × ×

પ્લેગ! દુષ્ટ મરકી! મલેરિયા! કોલેરા! એ બધું શું? પાપનો ભંડાર! અધર્મીઓને ઇશ્વરી ફટકો! અને અનિતિવાનોને નિતિના રસ્તાપર લાવવાની ચાવી!! એજ એનો માયનો! અર્થ! અને પેલા અધવચે અધકાચલા અંગ્રેજી જ્ઞાન ધરાવનારને માટે મિનિંગ (Meaning) સમજ્યા કે મહેરબાન? હાલમાં હિંદુસ્તાનમાં પ્લેગનો સપાટો કંઇક અજબતોરમાં ચાલી રહ્યો છે! લોકોને ધભરાવી મુક્યા છે! દોડાદોડ! નાસાનાસ! ભાગાભાગ! જ્યાં જુઓ ત્યાં ધભરામણનો વાસો થઇ ગયો છે!-અને એ ભયથી લોકો વધુ અધમૂવા બની રહ્યા છે!! પણ કહ્યું છે કેઃ-

એ ક્રયપચ કરતાં તેઓ લકસને અને તેની ઓરતને ગાલ્લામાંથી ઉતારી ખેતરાઉમાં રવડતાં રઝળતાં લાચાર મુકી ચાલતાં થયાં!! સ્ત્રી પવિત્ર માથું ખોળામાં લઇ રાત્રીનાં વખતે નિર્જન ખેતરમાં બેઠી પણ હિંમત ક્યાંથી આવે? એટલે અશ્રુ ધારતી લાગી! અને હૃદય ખાલી કરતી. ડંકા ઝીણા સાદે રૂદન કીધું!!! આથી બાજુમાં રહેતા રખાઓ (બે કોળીઓ) એ કોઇ ઓરતના રડવાનો સાદ સાંભળ્યો!! અને તેઓ ત્યાં ગયા. સ્ત્રીએ તેઓને સર્વે વૃતાંત કહ્યો!! અને પારકાનું દુઃખ જોઇ દુઃખી થનારાં હોવાથી તે બાઇ અને તેના ધણીને પોતાની ઝુંપડીમાં લઇ ગયા!! તેઓ વનસ્પતિની દશા જાણતા હોવાથી ગાંઠ પર બાંધી! બે ત્રણ દિવસે ગાંઠ ફુટી અને આરામ થયો!! ભાન આવતાં તેણે પ્રશ્ન કર્યું કે "આપણે અહીં ક્યાં?!" બાઇએ સર્વે હકીકત કહી! આટલો સમય તે બાઇએ... પણ અન્ન પાણી લીધું હતું નહી.! આરામ થતાં બેઉ પતિ પત્નીએ બાજુનાં ગામડાંમાંથી કેઇક મંગાવી સાથે આરોગ્યું!! (અત્રે લંબાણના ભયથી વાત સંક્ષિપ્તમાં લીધી છે પણ આ દ્રષ્ટાંત ખરેખર મનનીય છે! ભલા કોળીઓ! શું તેઓને પ્લેગની બ્હીક ન લાગી? શું તેઓને પોતાનો જાન અકારો હતો? ત્યારે તેઓની પરમાર્થ ભાવના અને સ્ત્રીનું પવિત્ર કેટલું? કોણ કહે છે કે પવિત્રતા નથી? કોણ કહે છે પરમાર્થીઓ નથી? હવે એ માપો ક્યાં? તે વાંચકગણનાંજ ઉપર મુકશું!) શેઠને ત્યાં તેનાં છોકરા સાસરેથી રૂદન કરવા આવ્યાં હતાં! અને જ્યારે તે લોકો મિઠાન ઝાપટવા બેઠાં હતાં ત્યારેજ એ દંપતિ સાથે પહોંચ્યા!! શું શું લાગણીનાં દર્દો ઉભર્યાં હશે? લોકોનાં તરફથી કેવા ફિટકાર પડ્યાં હશે? તે તો એઓનાં માંબાપજ જાણતાં હશે!! કોઇ કાઠીયાવાડી બંધુ આ વાતને ખરેખરી સ્વરૂપમાં વિસ્તારથી જાહેરમાં લાવશે તો તેનો પુન્યાતિશયે પ્રયોજન આભાર થશે! અને લોકો પોતાનાં આચરણો સુધારશે!! ઇશ્વર એવી પતિપરાયણ બાળાઓ તથા એવા પરમાર્થીઓને સુખ શાંતી અર્પો!! એજ અંતિમ ભાવના!!!

લોળીઆ રાજ.

---

હિન્દુઓની સંખ્યા વધારે છે. નેમજ ગાય શબ્દનું નામ સાંભળીને પણ કેટલાક મનુષ્યોના મનમાં સન્દેહ ઉત્પન્ન થયો છે પરન્તુ એ સન્દેહ વિના કારણ છે. જો ખાતરી પૂર્વક પશુઓની સંખ્યા અને તેની ઉન્નતિ કરવામાં આવે તો-જે લોક ગોમાંસ ભક્ષણ કરે છે, તેમને માટે પણ બીજા અધિક પશુ મળશે. ગમે તે જાતિનો હોય હિન્દુ મુસલમાન અગર ઇસાઇ પરન્તુ જો લોક જે વિષયનો વિચાર કરીએ છીએ તેની સાથે કંઇ ને કંઇ તેઓને પણ સંબંધ છે. કેટલાક લોક ગાયને ખાદ્ય પદાર્થ માને છે. પરન્તુ સઘળા લોકોને માટે ગૌ દુધ, ઘી અને માખણની ખાણ છે. બીજા દેશોની પેઠે આ દેશમાં પણ દુધ બાળકોનો મુખ્ય ખોરાક છે. મોટી ઉમરના પણ ઘણા મનુષ્ય દુધ ઘી અને માખણનો ઉપયોગ કરે છે. ચાહની સાથે પણ (કે જેની ખપત દીનસે દીવસે વધતી ચાલી છે.) પુષ્કળ દુધનો ઉપયોગ થાય છે. બીજી આ પણ એક વાત છે કે ભારતમાં બધી જાતના લોક મીઠાઇઓ બનાવવા પણ દુધનો બહુ ઉપયોગ કરે છે. આ દેશમાં બધા મનુષ્યો બળદોથી હળ જોડે છે, ઘોડાથી નહિ. હમારી કમિટીઓમાં ઇસાઇ મુસલમાન બન્ને સમ્મીલીત છે. મુસલમાનભાઇ વિશેષ ધન્યવાદને પાત્ર છે, કેમકે એ લોક હિંદુઓને સાહાયતા કરવામાં ડરી જઇ તેમજ ના શબ્દનું નામ સાંભળીને સંદેહવશ થઇ દુર રહ્યા નથી. આ કોન્ફરન્સ એના સઘળા સભાસદોને એમની સહાયતાને માટે ધન્યવાદ આપે છે. અને પ્રમુખ તરીકે સભાને યાદ દેવડાવું છું કે જે શરતોથી હિન્દુ સિવાયના સભાસદોની સહાનુભૂતિ મળી છે તે શરતોનું પાલન કરવું. શરતોએ છે કે. કોન્ફરન્સની તરફે જ્યાં સુધી સંબંધ છે. ત્યાં સુધી આર્થિક દ્રષ્ટિથી બધા વિષયોનો વિચાર. એથી સ્પષ્ટ થાય છે કે ખાદ્ય પદાર્થ માની ગાયની વૃદ્ધિને અર્થે વિચાર ન કરતા એની દુધ ઘીની વૃદ્ધિના ઉદ્દેશ લક્ષમાં રાખી ગો-વંશની ઉન્નતિનો વિચાર કરવો.

કેટલાક વર્ષ પર એક પરદેશી પ્રોફેસર મારા હિંદુસ્થાની મિત્રની સાથે સ્થાનીક મેદાનોમાં ફરતા હતા ત્યાં નાના ઠુંગણા અને વાંકા શીંગડાવાળા દુબળા પતલા કેટલાક પશુઓને દુર્ભાગ્ય વશાત આપણે પણ જોઇએ છીએ તે ચરતા હતા. પ્રોફેસર મહાશયે કહ્યું કે આ દેશ એવી ખરાબ હાલતમાં આવી ચુકયો છે કે અહીંઆની ગાયોને શીંગડા પણ ઉગતા નથી. આવું બોલવું ખરેખર યુક્તિ યુક્ત છે. દેશની જે જાતી ઉત્તમ હોય છે તેજ દેશ ધન ધાન્યથી પરિપૂર્ણ છે. જે વ્યક્તિ ના વિષયની ખોજ કરે છે તેને દરિદ્રતા અજ્ઞાન ગફલત અને કોઇ કોઇ ઠેકાણે અત્યાચાર માલમ પડે છે. કેઇ, કોઇ જગાએ સદ્ભાવ સત્ સંકલ્પ અને મનુષ્યત્વ દેખાય છે. એની સાક્ષી આ દેશની ગોશાળા પાંજરાપોળ આપે છે. એની સંખ્યા ૫૫૫ લગભગ છે. પરન્તુ એમાં પણ સુધારાની જગા છે. ગૌ મહત્વના વિષયમાં મોટી મોટી વાતો થયા છતાં પણ ગફલત અને અત્યાચાર દેખાય છે. ગોવાળોનો ધુણા તથા એમનું અત્યાચાર પૂર્ણ વર્તન તેનું હલકામાં હલકું ઉદાહરણ છે. અપૂર્ણ.

# ઉંઝા આયુર્વેદિક ફાર્મસી.

સ્થાપના ૧૮૯૪

કારખાનું ઉંઝા

વાયા પાટણ.

કાઠીઆવાડ એજન્ટ

**નારાયણલાલ હલસુખરામ**

વીરમગામ.

### દ્રાક્ષાસવ.

આ દ્રાક્ષાસવ અગ્નીને શાંત કરી દરેક દરદોનું મુળ ને કબજીઆત તેને દૂર કરી દસ્ત સાફ લાવી કુદરતી ભુખ લગાડે છે, મીઠી ઉંઘ લાવે છે. રક્તપિત્ત, અમ્લપીત, ક્ષય, લોહી વીકાર વિગેરે અનેક દરદોને નાબુદ કરી અદભુત શક્તિ આપે છે.

કિ બા. એકના રૂ. ૨)

### મકરધ્વજ યાકુતી.

(૫ કરીનો ગાળ)

આ ય કુની જુવાનીના જુદા પા જેવા થયેલા શરીરને ખાત્રીપુર્વક નવ જુવાન બનાવી કુદરતી બક્ષીસ જેવી અલૌકીક શક્તિ આપે છે. વંશ પરંપરાની જુની યાકુતી છે. આજકાલની નવીન નકલી બનાવટથી આ યાકુતીમાં કીમતી વસણોનો સમાવેશ કર્યો છે. કિ. ગો. ૪૦ની બા. એના રૂા. ૧૦)

હે. પ્રિન્સેસ સ્ટ્રીટ, કેશવ બીલ્ડીંગ, મુંબઈ ૨,

---

કલકત્તા અને મદ્રાસના આયુર્વેદીક પ્રદર્શનમાં સોનાના ચાંદ મેળવનાર.

શાસ્ત્રોક્ત દેશી દવા બનાવનાર.

**ઝંડુ** ફાર્માસ્યુટિકલ વર્કસ
એલ્ફિન્સ્ટન રોડ, મુંબઈ.—

### મંદાગ્નિ વટિ.

પાચનશક્તિ નબળી પડી ગઈ હોય. કબજીયત રહેતી હોય અને Dyspepsiaનો વ્યાધિ હોય તો. ૪૦ ગોળીની બાટલીની કીંમત રૂા. ૧.

### ચ્યવન પ્રાશાવલેહ જીવન.

શરીર અને મગજને ખરેખરી શક્તિ આપનારું આ ઔષધ સમસ્ત હિંદમાં પ્રખ્યાત છે. અમારી બનાવટ કેવળ શાસ્ત્રોક્ત છે.

રતલ ૧ની બાટલીના કી. રૂ. ૨॥

# ધોળકાનાં સુવિખ્યાત વૈદ્ય જાફરભાઈ

## જીવણભાઈની રામબાણ દવાઓ

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### શુક્રસંજીવની ગુટીકા

દરેક માણસ સમજે છે કે ધાતુની મજબુતીથીજ શરીરની શક્તિ અને મજબુતી કાયમ રહે છે, આવી જીવનરૂપ ધાતુને કોઇ પણ કુટેવદ્વારા કે અનિયમીત રીતે ગેરઉપયોગ કરવાથી શરીર નિર્બળ થઇ જઇ કમતર, વાંસાનું ફાટવું, ચહેરાનું ફીકું પડી જવું જ્ઞાનતંતુઓની નબળાઇ, થોડી મેહેનતે વધારે થાક લાગવો, મગજનું ખાલી પડી જવું, બેચેની, કામ કરવા ઉપર કંટાળો. હોજરીનો બિગાડ, યાદશક્તિનું કમી થવું, ઉધરસ, ક્ષય શ્વાસ વિગેરે વિગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે. તેનો અને તે સિવાય ધાતુ બિગાડથી થયેલા તમામ દરદોનો નાશ કરી શુક્રસંજીવની ગુટિકા કાયમનું પુરૂષત્વ બક્ષે છે, તેમજ પાચનશક્તિ ને સુધારી દસ્તને સાફ લાવી કોઇ પણ રસ્તેથી જતી ધાતુને અટકાવી ગમે તે કારણથી પ્રાપ્ત થયેલી નામર્દીનો નાશ કરી શક્તિ અને વિર્યને વધારી શરીરને મજબુત કરી પરિપૂર્ણ મરદાઇ બક્ષવી એ તેનો મુખ્ય ગુણ છે. છતાં કોઇ શખસ સાબિત કરી આપશે કે શુક્રસંજીવની ગુટિકામાં શક્તિ અને વિર્ય વધારવાનો ગુણ નથી તો તેને રૂ૦ ૫૦૧નું ઈનામ આપીશું.

ગોળી ૧૫૦ની ડબી ૧ની કીં. રૂા. ૨—૮—૦

### તાજુબી ગોલ્ય તિલો.

ગમે તે કારણથી નરમ પડેલી ગુપ્ત ભાગની રગો ઉપર આ તિલાને માલેસ કરવાથી ફરીથી ટટાર થની રગોની કમજોરી દૂર થાય છે.

કીંમત શીશી ૧નો રૂા૦ ૨—૮—૦

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### જવરહર—ગુટિકા.

અમારી જવરહર ગુટિકાથી દરેક જાતનાં તા... ન જાય તો લીધેલા પૈસા પાછા આ... અને ચોથીઓ તાવ નથી જતો એવું સાબિત કરનારને રૂ. ૫૦૧નું ઇનામ આપીશું ગોળી ૬૪ની ડબી ૧ના કીં રૂ. ૧-૦-૦

### તદન મફત.

ધાતુપુષ્ટિ નામનું પુસ્તક—નઠારી સોબત અને ખરાબ વિચારોથી મનુષ્યને શરીરની પાયમાલી કરનારી કુટેવો પડે છે. તેવી કુટેવોમાંથી મુક્ત કરવામાં આ પુસ્તક એક સાચા મિત્રની ગરજ સારે છે અને તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય, ઉમદા વિચાર અને સંપુર્ણ સુખ મેળવવાના અખુટ સાધનો બતાવે છે ને સીવાય અમારી અકસીર દવાઓની સંપુર્ણ માહિતી મળે છે ફક્ત એક પોસ્ટ કાર્ડ લખવાથી તદન મફત મોકલવામાં આવે છે

### પરમીઆની અકસીર દવા.

આ દવા ગમે તે કારણથી થયેલ અને ગમે તેટલી મુદતનાં તેમજ કોઈ પણ જાતની પરમિયાનો જડમૂળમાંથી નાશ કરી તન્દુરસ્તી સાથે તાકાત આપે છે અને થતી બળતરા, ચાલતું પરૂ, (રસી) સાંધાનો અને પેઢુનો દુખાવો, કળતર, નિચેની રગમાં થતી પીડા, પાતળી પડેલી ધાતુ, ટીપે ટીપે આવતો પેશાબ પરના ભાગ નો સોજો, વગેરે દરદો અને આ સીવાય પરમિયાથી થયેલા તમામ દરદોનો ટુંક વખતમાં નાશ કરી આવેલી નિર્બળતાને દુર કરી શરીરને શક્તિ આપે છે.

ડબ્બી ૧ની કીંમત રૂા. ૨—૮—૦

ધાતુપુષ્ટિ નામનું પુસ્તક મંગાવી વાંચો

અમારી દરેક દવાની માહિતી માટે ધાતુપુષ્ટિ નામનુ પુસ્તક મંગાવી વાંચો.

**વૈદ્ય જાફરભાઇ જીવણભાઈ આરોગ્ય વર્ધક ઔષધાલય-મુ૦ ધોળકા—(ગુજરાત)**

પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય હાથીભાઇ દેશાઇ, સત્સંગ ઓફીસ અંબાજીરોડ—સુરત
મુદ્રક ખપાટીઆ ચકલા, તાલવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય"

Reg No. B 910

मंगः सतां विलु म मंगलमातनोति

। ॐ ।

પુસ્તક ૯મું. અંક ૯મો

ચૈત્ર. સં. ૧૯૭૪

# સત્સંગ.

—વિષયાનુક્રમ—

વિષય. પૃષ્ઠ.


૧ માતૃવન્દના ( કાવ્ય ) ... ... ૨૩૯
૨ પ્રાંસંગિક નોંધ ... ... ... ૨૪૦
૩ હિંદમાં ગોથીતજાનો ફરજીઆત કાયદો ... ૨૪૫
૪ થી ૬ કવિતાઓ ... ... ... ૨૪૭
૭ બુદ્ધિ સ્વાતંત્ર્ય અને સહિષ્ણુતા ... ૨૪૯
૮ લડાઇ અને ખેરાકનો સુધારો ... ૨૫૧
૯ હોળીનું નાળિયેર ... ... ... ૨૫૩
૧૦ હૃદય ... ... ... ... ૨૫૮
૧૧ પત્નીનો પશ્ચાતાપ ... ... ... ૨૬૧
૧૨ પ્રકીર્ણ વિષયો ... ... .. ૨૬૩
૧૩ પુસ્તક પરિચય ... ... ... ૨૬૬
૧૪ ગો મહા સભા ( કલકત્તા ) ... ૨૬૭


શ્રી દુર્વ્યસન નિષેધક તથા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ તરફથી

પ્રકટ થતું માસિક પત્ર

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦

[illegible]

તંત્રી અને પ્રકાશક:—
દોલતરાય હાજીભાઇ દેસાઈ.

પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય હાથીભાઇ દેસાઇ, સત્સંગ ઓફીસ અંબાજીરોડ-સુરત.
સુરત ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય

વહેલો તે પહેલો ☞ સત્વર મંગાવી લ્યો.

# સ્વામી રામતીર્થના સદુપદેશ.

ભાગ ૨ થી ૫ નો એકત્ર ગ્રંથ—પુષ્કળ માગણીને લીધે ત્રીજી આવૃત્તિ હાલજ નીકળી છે. મોટા (રોયલ આઠ પેજી) પૃષ્ઠ ૪૦૦, પાકું પૂઠું, રૂા. ૧॥ પો. ૦।=

ભાગ ૬ થી ૯ ત્રણ પુસ્તકમાં—આ બારો આગળ વિવિધ ગ્રંથમાળા દ્વારા નિકળેલા હોઈને તે માળાના અમુક સેટોની અંદરજ તે મળી શકતા; પરંતુ છુટી માગણી વધુ નિકળવાથી હવેથી છુટક પણ મળશે. ત્રણે ભાગમાં મળીને કુલ પૃષ્ઠ રોયલ સોળ પેજી ૧૦૫૦ છે. છુટક માટેની છાપેલી કુલ કિંમત રૂા. ૧॥।= અને પાકાં પૂઠાં સાથે રૂા. ૪ો છે તેને બદલે રૂા ૧॥।= અને ૨॥ લેવાશે.

---

નીચલાં પુસ્તકો પણ ઉપલાજ કારણે અને ધોરણે હવે છુટક મળશે.

# સ્વામી વિવેકાનંદના સદુપદેશ.

ભાગ ૧-૨-૩-૪ ચારે પુસ્તકમાં—કુલ પૃષ્ઠ ૧૫૨૫, મૂલ્ય ૨।= પાકાં પૂઠાં ૩॥

## ટુંકી વાર્તાઓ ભાગ ૨-૩-૪.

આ વાર્તાઓ સાંસારિક હોઈને સ્ત્રી પુરુષ, વૃદ્ધ, સર્વને માટે અત્યંત બોધપ્રદ છે. ઘરમાં પડોશીઓમાં, સગાંમાં અને જ્ઞાતિ વગેરેમાં ચાલતા કલેશ, કંકાસ, ખરાબ રૂઢીઓ વગેરે ઉપર આ વાર્તાઓ પ્રકાશ નાખીને સચોટ અસર કરે છે. ત્રણે ભાગ જુદા જુદા બાંધેલા છે. કુલ પૃષ્ઠ ૯૨૫, મૂલ્ય રૂા. ૧॥ અને પાકાં પૂઠાં સાથે ૨॥ છે, તેને બદલે ૧।= અને ૨) લેવાશે.

---

# બંકિમ નિબંધમાળા.

પ્રખ્યાત બંગ સાહિત્ય સમ્રાટ બંકિમચંદ્રના હાસ્યરસ, ગંભીર, તેમજ બોધપ્રદ પ્રકીર્ણ લેખોનો ઉત્તમ સંગ્રહ. પૃષ્ઠ ૫૮૦. કાગળ ૨૬, મૂલ્ય ૦॥= પાકું પૂઠું રૂ. ૧॥

પોસ્ટેજ સર્વેનું જુદું. ટપાલમાં મંગાવનારે અમદાવાદજ લખવું. એ પુસ્તક મંગાવતાં છતાં ન આવે તો ખલાસ થયેલા સમજવાં કેમકે પ્રતો બહું નથી.

**સસ્તું સાહિત્ય કાર્યાલય.** કાલબાદેવી, મુંબઈ. ૨. ભદ્ર પાસે, અમદાવાદ.

---

પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય હાકેમસાહ દેસાઈ, સાસેંગ ઓફીસ અંબાજીરોડ—સુરત
સુરત ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય

જો એ હુકમ મુજબ નહિં વર્તવા માટે કેટલાંક **વાજબી કારણો** (reasonable grounds) ન બતાવી શકે તો તેને પચાસ રૂપીઆ સુધી દંડ કરવામાં આવશે.

"**કેટલાંક વાજબી કારણો**" બતાવનાર શખ્સને સજામાંથી મુક્ત કરવા જોઈએ એમ આ કાયદા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ. હવે વાજબી કારણો કોને કહેવાં એ સવાલ ઉપસ્થિત થાય છે. એક શખ્સ છુટાદયા, ધર્મ, વિજ્ઞાન અને વૈદકના સિદ્ધાંતો સમજીને શીતળા કઢાવવા ના પાડે અને તેમ કરવાના કારણોમાં પોતાની ધાર્મિક લાગણીઓ દુઃખાય છે તેમજ પોતે એવી રીતે કરે તો પોતાના બાળકની તંદુરસ્તિ બગડશે એમ માને છે એમ જણાવે અને દાખલા દલીલોથી સાબીત કરી બતાવે કે આવી રસીથી શરીરને નુકશાન પહોંચવાનો સંભવ રહે છે તો શું તેનાં આ કારણો "**વાજબી કારણો**" નહિં કહેવાય? પણ આ નક્કી કરવાની સત્તા મેજીસ્ટ્રેટોને સોંપવામાં આવેલી હોવાથી ઘણા મેજીસ્ટ્રેટો એવાં કારણોને '**વાજબી કારણો**' તરીકે સ્વીકારતા નથી, જ્યારે કેટલાકો સ્વીકારે છે તેઓ જણાવે છે કે કાયદામાં અમોને આવાં વાજબી કારણો બતાવનારાઓને સજામાંથી મુક્ત કરવાની સત્તા આપવામાં આવી નથી. આ વિષે અમો લૉર્ડ મોરલી જેઓ સને ૧૯૧૧ માં હિંદી પ્રધાનનો હોદ્દો ભોગવતા હતા તેમણે આપેલો ખુલાસો નીચે ટાંકીશું. તેઓએ એ સંબંધી પુછાયલા સવાલના જવાબમાં જણાવ્યું હતું કે "જે મેજીસ્ટ્રેટો શીતળા કઢાવવાને ફરજ પાડે તેમને દરેક કેસમાં શીતળા નહિં કઢાવવા માટે દર્શાવવામાં આવેલાં કારણો વાજબી છે કે નહિં તે નક્કી કરવા કાયદાથી સત્તા આપવામાં આવેલી છે." આવી સત્તા આપવામાં આવેલી હોવા છતાં મેજીસ્ટ્રેટો તેમ કબુલ કરવા ના પાડે છે.

કરાંચીના મેજીસ્ટ્રેટે પોતા સમક્ષ મી૦ જગતીઆની નામના ગૃહસ્થના એક પ્રકારના કેસના ચુકાદામાં જણાવ્યું હતું કે તેઓ મી. જગતીઆની સત્ય નિષ્ઠાથી શીતળા કઢાવવા સામે વાંધો લેનારા છે તોપણ તેને તેની શીતળા મુકાવવા માટેની ફરજમાંથી મુક્ત કરી શકાય તેમ નથી. આવા પ્રકારનું વર્તન મેજીસ્ટ્રેટો શા કારણથી કરતા હશે તે અમો સમજી શકતા નથી. અમો ઇચ્છીએ છે કે સરકાર તરફથી એ બાબતનો ખુલાસો જાહેર પાડી મેજીસ્ટ્રેટોને તેથી વાકેફ કરવામાં આવશે અને આવા દાખલાઓમાં જે શખ્સો ઉપર કામ ચલાવવામાં આવેતું હોય તેમને જો છોડી મુકવા યોગ્ય લાગે તો તેમ કરવા જણાવશે. સરકાર ફક્ત એક વખત દંડ કરી તે શખ્સને જવા દે છે એમ નથી પણ જ્યાં સુધી તે શખ્સ પોતાનાં બાળકને શીતળા કઢાવે નહિં ત્યાં સુધી વારંવાર તેના પર કોર્ટમાં કામ ચલાવ્યા કરે છે અને શીક્ષા થાય છે. કાયદામાં જણાવ્યું છે કે જો શખ્સ પોતાના બાળકને શીતળા નહિં કઢાવવા માટે **વાજબી** કારણો બતાવે તો તેને સજામાંથી મુક્ત કરવો, તો પછી એવા દાખલાઓમાં વારંવાર કેસો કરવાની શી જરૂરીઆત હશે તે સમજાતું નથી. સિંધના કમીશનરે મુંબઇ સરકાર પાસેથી આવા શખ્સો ઉપર કેસો ચલાવવા રજા માંગવી અને તે મુજબ રજા આપવામાં આવી તે પણ કયા ધોરણે તે પણ સમજી શકાય તેમ નથી. નામદાર વાઇસરાય જણાવે છે કે આવા દાખલાઓમાં જ્યારે કાયદામાં કેસ ચલાવવાનું જણાવ્યું હોય ત્યારે તેવા કેસો વારંવાર ચલાવવામાં આવે તેની તરફેણમાં હિંદી સરકાર નથી. અમો ઇચ્છીએ છીએ કે નામદાર વાઇસરાય એ બાબતથી પ્રાંતિક સરકારને વાકેફ કરી આવી રીતે વારંવાર એકના એક શખ્સો ઉપર કામ ન ચલાવવા જણાવશે.

જો આવા કાયદાથી પ્રજાને અગવડતા અને દુઃખો સહન કરવાં પડતાં હોય અને તેનો વારંવાર અમલ કરવાની વિરૂદ્ધ જ્યારે હિંદી સરકાર હોય ત્યારે તો એવો કાયદો,- જાણીતા અંગ્રેજ ગૃહસ્થ મી૦ જોન બ્રાઇટના કહેવા મુજબ, પડીજ ખેંચાવો જોઇએ.

હવે આ કાયદો રદ કરાવવા માટે પ્રજાએ શું કરવાની જરૂરીઆત છે તે ઉપર આવીશું:-

(૧) લંડનની બ્રીટીશ નેશનલ એન્ટી-વેક્સીનેશન લીગ"ના જેવાજ ઉદ્દેશો અને હેતુઓ વાળી એક મંડળી હિંદુસ્થાનના કોઇપણ મોટા શહેરમાં સ્થાપવી અને દેશના જુદા જુદા ભાગોમાં તેની શાખાઓ ખોલવા પ્રયાસ કરવો.

(૨) વેકસીનેશન અર્થાત્ ગોશીતલાની રસી મુકાવવાની રૂઢી કેટલી બધી હદે વૈદકીય, ધાર્મિક અને જીવદયાના સિદ્ધાંતો અનુસાર નુકશાન કર્તા છે તેની માહિતી પુરી પાડનારૂં સાહિત્ય દેશની જુદી જુદી ભાષાનાં બહાર પાડી ગામડાંઓમાં વિના મુલ્યે ફેલાવી તે રૂઢીની વિરૂદ્ધમાં પ્રજામત કેળવવા પ્રયાસ કરવો.

(૩) ગોશીતલાની રસીનો ફરજીઆત કાયદો રદ કરાવવા માટે દેશના લાખ્ખો માણસોની સહી સાથેની એક અરજી નામ૦ સરકારને કરવી.

(૪) વાજબી કારણો દર્શાવીને પોતાનાં બાળકને શીતળા નહિ કઢાવનારાઓને કાયદામાં જણાવેલું રક્ષણ હાલમાં મળતું નથી. માટે તે રક્ષણ મેળવવા અજમાયશ દાખલ થોડા કેસો ચલાવવા અને જ્યાં સુધી વ્યાજબી ન્યાય મળે નહિં ત્યાં સુધી લડત ચાલુ રાખવી.

(૫) આવા કેસોમાં જો વ્યાજબી ન્યાય ન મળે તો તે તરફ વિરૂદ્ધતા દર્શાવવાં માટે ગામેગામ જાહેર સભાઓ બોલાવવી અને બની શકે તો જે પ્રમાણે ઇંગ્લંડમાં લીસ્ટર શહેરમાં સરઘસ નીકળ્યું હતું તેવાં સરઘસો કાઢવા ગોઠવણ કરવી.

(૬) આ સર્વ કાર્ય કરવા માટે મંડળ હસ્તક મોટું ફંડ પણ હોવાની આવશ્યકતા છે, તો તે માટેની ગોઠવણ પણ પ્રથમથીજ કરવી.

આ કાર્ય એટલું બધું મુશ્કેલ છે કે જ્યાં સુધી મીસીસ એની બીસેંટ, પંડિત મદનમોહન માલવિયા, મહાત્મા ગાંધી જેવા આગેવાનો એમાં આગળ પડતો ભાગ લે નહિં ત્યાં સુધી કાંઇ પાર્યું પડી શકવું એ માટે ઘણે ભાગે અસંભવિત છે. અમો ઇચ્છીશું કે કર્મવીર મહાત્મા ગાંધીજી આ સવાલ દેશનાં અનેક સવાલોની સાથે ઉપાડી લેશે અને એ લડત પુર જોશથી ચલાવી આ દેશના લોકોને આવી રૂઢીના ભોગ થઇ પડતા બચાવશે. મહાત્મા શ્રી પોતે ઘણા મક્કમ વિચારના અને કરવા ધારે તે કરી શકે એવી શક્તિવાળા છે, તો અમોને સંપૂર્ણ આશા છે કે તેઓ આ વિષય હાથ પર લેઇ તે માટે જોઇતી ગોઠવણો કરશે અને તેમાં ફતેહ મેળવવા ભાગ્યશાળી થશે.

વિશેષમાં જો મુંબઇના જીવદયા જ્ઞાન પ્રસારક ફંડનાં કાર્યવાહકો અથવા અન્ય જીવદયાની સંસ્થાનાં ચાલકો જો આ બાબતમાં કાંઇ હિલચાલ કરી શકે તેમ હોય તો તેમના પ્રત્યે અમારી ખાસ સુચના છે કે તેમણે પણ યથાશક્તિ કાર્ય એ દીશામાં કરવું.

## દારૂ અને કેફી પદાર્થો વિરૂદ્ધ જાણીતા ડાક્ટરોના અભિપ્રાય.

દારૂ, કોકેન, અફીણ, ભાંગ, ગાંજો, ઇત્યાદી કેફી પદાર્થોના ઉપયોગથી શરીરને કેટલી બધી હાની પુગે છે તે સબંધી કેટલાક યુરોપીઅન અને દેશી ડાકટરોએ એક "મેનીફેસ્ટો" બહાર પાડયો છે, જેનો તરજુમો અમો નીચે પ્રકટ કરીએ છીએ,

"મેનીફેસ્ટો"

કાળજી પૂર્વક કરેલાં વિજ્ઞાનના અખતરાઓથી પુરવાર થયું છે અને અનુભવથી સિદ્ધ થયું છે કે—

(૧) દારૂ, કોકેન, અફીણ અને ભાંગ, અને ચરસ જેવાં કેફી પદાર્થો વિષમય હોય છે.

(૨) તેનો સાધારણું પણ ઉપયોગ કર્યો હોય તો નુકસાનકારક છે, અને હિંદુસ્થાન જેવા ગરમ દેશમાં તો ખાસ કરીને નુકસાન કર્તા છે. થાકી ગએલા શરીરને અને મનને કાયમને માટે રાહત આપવાને તે બિન ઉપયોગના છે.

(૩) જેઓ દારૂ વિનાનું પીણું પીવે છે અને કેફી પદાર્થોના ઉપયોગથી નિરાળા રહે છે, તેઓની સહનશક્તિ વધારે હોય છે, અને તેઓ ચેપી તથા બીજા દર્દોને સહન કરવાને સમર્થ હોય છે.

(૪) દારૂની અસર ખાસ કરીને ગરમીના દર્દ ઉપર વિશેષ થતી હોવાથી તે ઘણા ભાગે ભવિષ્યની ઓલાદને હાનિકર્તા હોય છે.

(૫) દારૂ દુષ્કાળના માઠાં પરિણામોમાં વધારો કરે છે.

(૬) દારૂ પ્લેગને અટકાવવા માટે નકામો છે.

(૭) મેલેરીઆ અને ક્ષયના જંતુઓથી શરીરની શક્તિને દારૂ કમી કરી નાંખે છે.

(૮) ઉપરની બધી માઠી અસરો અફીણ અને બીજા કેફી પદાર્થોની એટલેજ અંશે થાય છે.

(૯) એટલાં માટે અમે હિંદુસ્થાનના લોકોને અપીલ કરીએ છીએ કે દારૂ અને બીજાં કેફી પદાર્થો કે જેને માટે તેમને ધાર્મિક અને સામાજીક પ્રતિબંધ કરવામાં આવ્યો છે, તેનાથી નિરાળા રહેવું, અને તે પ્રતિબંધ વધારે પ્રમાણમાં ફેલાવવા યત્ન કરવો જોઇએ.

## મુંબઇની પાંજરાપોળની વ્યવસ્થા.

ગયા ફેબ્રુઆરી અને માર્ચ માસમાં મળેલી મુંબઇની કોરપોરેશનની બેઠકમાં ને મ્યુનીસીપાલીટીના ઘરડા અને અશક્ત બળદોને વેચી નાંખવાને બદલે ફી ભરીને મુંબઇ પાંજરાપોળમાં મોકલી આપવા એવી મતલબનો એક ઠરાવ મી૦ મગનલાલ દલપતરામ ખખ્ખરે રજુ કર્યો હતો. તે ઠરાવ ઉપર ઘણા મેંબરોએ વીવેચન કર્યાં હતાં અને ઘણાંઓએ પાંજરાપોળમાં મોકલી આપવા માટે વિરૂદ્ધતા દર્શાવી હતી. આ તકરાર દરમીઆન પાંજરાપોળની વ્યવસ્થા અને ત્યાં જનાવરોની રખાતી સંભાળ અને તેમની થતી સારવાર સબંધી જે કાંઇ ટીકા થઇ હતી તે વાંચી અમોને ખરેખર ખેદ ઉત્પન્ન થાય છે. અમારી તપાસમાં અમોને માલમ પડે છે કે એ ટીકાઓમાં કાંઇક સત્ય સમાયેલું છે અને તેથી અમો પુરતી તપાસ કરી એ વિષે વધુ લખવા ઇરાદો રાખીએ છીએ. અમો ધારીએ છે કે કોરપોરેશનમાં થયેલી તકરાર પછી ટ્રસ્ટીઓએ ગેરવ્યવસ્થામાં સુધારો કર્યો હશે અને ન કર્યો હોય તો કરશે. આ બાબદમાં વધુ લખવાનો અમારો હેતુ ફક્ત એટલોજ છે કે તેવી એક ધાર્મિક ખાતાની વ્યવસ્થા સુધરે અને ધર્માદા નાણાંનો અયોગ્ય વ્યય જો થતો હોય તો અટકે.

## વનસ્પત્યાહારીઓની શારીરીક શક્તિ.

કેટલાક તરફથી એવી દલીલ રજુ કરવામાં આવે છે કે અન્નફળશાકાહારીઓ કરતાં માંસાહારીઓ શરીરબળમાં ચડે છે. વિજ્ઞાન અને વૈદકની દ્રષ્ટિએ તપાસતાં એવું સાબીત થયેલું માલમ પડે છે કે એવા પ્રકારની દલીલ વજન પાયા વગરની છે. ઇંગ્લાંડ, અમેરીકા, જરમની આદિ દેશોમાં શારીરીક બળની કસરતોમાં તેમજ દોડવા, તરવા, વીગેરેની સરતોમાં વનસ્પત્યાહારીઓ માંસાહારી કરતાં શ્રેષ્ઠ માલમ પડ્યા છે. વનસ્પત્યાહારીઓની આવી સરતોમાં ફતેહ થયેલી આપણે ઘણી વખત વાંચી ગયા છીએ અને તેવા અનેક

દ્રષ્ટાંતોમાં નીચેનાં એક દાખલાનો હાલમાં વધારો થયો છે.

"વિવેક પૂર્વક પસંદ કરેલાં માંસ રહિત આહારથી જે કૌવત અને પ્રતિરોધશક્તિ ઉત્પન્ન થાય છે, તેનું એક અદ્દભૂત દૃષ્ટાંત, આગષ્ટની સોળમી તારીખે, સેલોનની પ્રીઝ હીથ-કેમ્પમાં, મીલીટરી સ્ટેશનના રમત ગમતના મેળાવડા વખતે લેન્સ કોરપોરલ, એચ ટેયલર નામના એક લશ્કરી અમલદારે બતાવી આપ્યું છે. તેની ઉમ્મર અઢાર વર્ષની છે અને તે જન્મથીજ વનસ્પતિ આહાર કરનારો છે,

સાત લશ્કરી ટુકડીઓ (બેરેલીઅનો) વચ્ચે, પાંચ માઇલની સરતની હરીફાઇ હતી. દરેક ટુકડીમાંથી વીશ, વીશ એમ કરી ૧૪૦ માણસ ચુંટી કાઢી સરત માટે તૈયાર કર્યા હતા. આ સરતમાં ટેયલર ૨૩ મીનીટમાં ૪૦૦ વાર આગળ વધી ગયો અને જીત્યો. તેની ટુકડીએ પાછી પ્રીઝ તરફ કુચ કરી, તે ૭ માઇલ દૂર હતું અને ત્યાં ગયા પછી તેણે, બેરેલીઅનોની રમત ગમતમાં એક માઇલની સરતમાં ભાગ લીધો. તેમાં પ્રીઝ હીથવાળા બધાં માણસોને ઉતરવાની છુટ હતી અને કેટલાક તેવી સરતમાં પ્રવીણ થએલાઓ ઉતર્યા હતા. આ સરતમાં તે ૫૦ વાર આગળ વધી ગયો અને જીત મેળવી. બપોરે પાછો તે ચાલીસ છોકરાની ટુકડીની ક્રોસ કંટ્રી રેસની ત્રણ માઇલની સરતમાં ઉતર્યો. જો કે રસ્તામાં સુકા ઘાસના ક્ષેત્રો વિગેરે વિઘ્નો હતાં છતાં બાર મીનીટમાં તે ૫૦ સેકન્ડમાં દોડાય તેટલું અંતર આગળ વધી ગયો."

આવું પરાક્રમ એમ વિશેષ પુરવાર કરી આપે છે કે, વ્યાયામના પરાક્રમ માટે માંસાહાર તદ્દન નકામો છે. આ બીના, ઍલી, ગ્રગ, વૉઇટ, ઍલન, બેકર, અને ફ્રેડવેલ્શ જેવાં રેકર્ડ રાખનારાઓ તરફથી અનેકવાર પુરવાર કરવામાં આવી છે. અને તેથી છેવટમાં એમ સિદ્ધ થાય છે કે "જરૂરીઆત," એવી જે દલીલ પશુઓનો ઘાતકી વધ કરવાની તરફેણમાં લાવવામાં આવે છે તે તદ્દન બિનપાયાદાર અને ખોટી છે.

## "ડેલી ટેલીગ્રાફ" અને વનસ્પત્યાહારની હીલચાલ.

લંડનમાં પ્રસિદ્ધ થતા "ડેલી ટેલીગ્રાફ" નો વનસ્પત્યાહારની હીલચાલ માટેનો મત અમો અમારા વાચકોની જાણ માટે નીચે ઉતારી લઇએ છીએ.

"એક વખત એવો હતો કે જ્યારે વનસ્પતિ આહારને માટે એમ કહેવામાં આવતું કે, એકલો વનસ્પતિનોજ આહાર કરવો એ તો કોઇ અંધશ્રદ્ધાથી દોરાઇ ગએલાં મનુષ્યના મગજનો દુષ્ટતમ ફાંટો છે પણ હમણાં એવો વખત છે કે, વીશ વર્ષ પ્હેલાં વનસ્પતિઆહારની સખ્તમાં સખ્ત હિમાયત કરનારો, તેના તરફ જેટલું લક્ષ અપાવાની વકી રાખતો અને તેનાં જેટલાં અનુયાયીઓ થવાની આગાહી કરતો તેનાં કરતાં વિશેષ અંતઃકરણપૂર્વક લક્ષ તે તરફ અપાય છે, અને વિશેષ માણસો તે પક્ષમાં ભળ્યાં છે. અંતિમ પક્ષના દૃષ્ટિ બિંદુઓમાં મતભેદ હશે. પરંતુ ચોકકસપણે થએલી વનસ્પતિઆહારની હિલચાલની એક અદ્દભૂત ખાસીઅત એ છે કે એ હિલચાલ ઘણી ઘણી આગળ વધી છે અને કેળવાયલા તથા સંસ્કારી પુરૂષો હવે ખુલ્લી રીતે તેની વ્હારે ધાયા છે. વળી દરેક સાદો અને કુદરતી ખોરાક લેનાર માણસ ઉત્સાહી હોય છે. વનસ્પતિઆહારની રહેણી કરણીમાં કોઇ એવો આનંદજનક અથવા તો આકર્ષક ચમત્કાર હોવો જોઇએ કે જેથી તે આહારની હિમાયતે કરનારાઓ તેથી મોહિત થઇ, તેવો આહાર કરનારાઓની મોટી સંખ્યા કરવાને આખુંડ પ્રયાસ કર્યાજ કરે છે"

અગાઉ "ડેલીટેલીગ્રાફ" એમજ માનતું કે વનસ્પતિ ખોરાકના ફેલાવા માટેની હીલચાલ એક અંધ શ્રદ્ધા છે, પણ વખતના વહેવા સાથે તેના વિચારો પણ ફેરવાણા અને હવે જે હિલચાલને તે વખોડતું હતું તેનેજ તે વખાણે છે. આપણા દેશમાં પણ કેટલાંક એવાં અંગ્રેજી અને પારસી પત્રો છે કે જે અગાઉ એવી હીલચાલની હાંસી કરતા હતા, પણ હવે તેનેજ ટેકો આપે છે. હજુ એવી રીતે ટીકા કરનારાં કેટલાક છે અને અમોને આશા છે કે જમાનાના બદલાવા સાથે તેમના ખ્યાલો પણ ફેરવાશે.

M. M.

# હિન્દમાં ગૌશીતળાની રસીનો ફરજીઆત કાયદો.

## તે સંબધી કાંઇક.

લગભગ પચાસથી સાઠ વર્ષ ઉપર આ ફરજીઆત કાયદો જ્યારે હિંદુસ્થાનમા દાખલ કરવામાં આવ્યો હતો તે વખતે પ્રજા મત કેટલો બધો તેની વિરૂદ્ધમાં હતો તે બતાવવાને માટે બંગાળ પ્રાંતના એ ખાતાના અને ૧૮૭૨ની સાલના કામકાજના રીપોર્ટમાંથી તે ખાતાના કમીશનરના નીચેના શબ્દો બહુજ ઉપયોગી થઇ પડશે. તેઓ લખે છે કેઃ—

"આ ફરજીઆત કાયદો. આખ્ય વિભાગોનાં અરેખરી રીતે નિષ્ફળ નીવડ્યો છે. બ્રાહ્મણો, બનીઆ, રજપુતો અને મારવાડીઓ જેવા ઉચ્ચ વર્ણના હિંદુઓ ગૌશીતળાની રસીને ધીક્કારે છે તેમજ મુસલમાન કોમના શીરાઝીઓ તે તરફ એકદમ તીરસ્કારની દ્રષ્ટીથી જુએ છે. ×× લગભગ દરેક ગામમાં ઘણા લોકો રસી મુકાવવાને ચોખ્ખી ના પાડે છે અને પોતાનાં છોકરાંઓને રસી મુકનારાઓથી બચવવાને સંતાડે છે."

આવા પ્રકારની સખ્ત લાગણી આ ફરજીઆત કાયદાની વિરૂદ્ધ હિંદની બે અસ કોમોમાં પ્રવર્તી રહેલી હતી તે વખતે સરકારને એમ લાગ્યું કે આ લોકો ઘણા વ્હેમી છે અને તેમની આ વિરૂદ્ધતાનું કારણ તેમના વ્હેમો છે, માટે તે વ્હેમો ગમે તે રીતે દુર કરવા જોઇએ. હિંદુ ભાઇઓને પોતાના ધર્મ અને ધર્મ પુસ્તકોને માટે ઘણુંજ માન હોય છે અને તેથી તેમના ધર્મ પુસ્તકોમાં આવી રીતે ગૌશીતળાની રસી મુકાવવાનું કહેલું છે એમ બતાવવાથી તેઓ તેવા પ્રકારની રસી ઘણી ખુશીથી મુકાવશે એમ તેઓએ અનુમાન કર્યું. તે વખતે મદ્રાસની અંદર સંસ્કૃત સાહિત્યનું બહુ સારૂં જ્ઞાન ધરાવનાર એક મી૦ એલીસ નામે યુરોપીઅન રહેતો હતો, તેની પાસે દેશી ભાષામાં ગૌશીતળાની રસી બાબદ એક ન્હાનો શ્લોક તૈયાર કરાવ્યો તેમાં એમ જણાવવામાં આવ્યું હતું કે ગૌ માતામાંથી આ શીતળાની રસી બનાવવામાં આવે છે તેણે વળી જણાવ્યું હતું કે આ શ્લોક તેણે જુના ગ્રંથમાંથી શોધી કાઢયો હતો. બંગાળામાં પણ આવાજ પ્રયાસો કરવામાં આવ્યા હતા. આવી રીતે ગૌ શીતળાની રસીના ફેલાવા માટે જુદા જુદા પ્રકારના ખોટા પુરાવાઓ તૈયાર કરવવામાં આવ્યા હતા. આ સઘળી બીના ડૅા. જે. એમ. પીબલ્સ, એમ. ડી., એમ. એ. પી. એચ ડી. કે જેઓ હિંદુસ્થાનમાં ઘણો લાંબો વખત રહી ગયા છે તેમણે પોતાની 'Vaccination a Curse' નામની

ચોપડીમાં બહુ સારી રીતે વર્ણવેલી છે અને આ વિષેના ઇતિહાસમાં બહુ સારૂં અજવાળું પાડયું છે.

આ કાયદો પસાર થઇ ચુકયો હતો, છતાં ૧૯૦૯નાં દશ વર્ષ અગાઉ જે લોકો રસી નહીં મુકાવતાં તેમના પર તેનો વારંવાર અમલ થયેલો આપણા જાણવામાં નથી. થોડા વર્ષો પહેલાં પંજાબમાં આવેલા મુલતાન શહેરના ડો૦ જેહાનંદે પોતાનાં બાળકને શીતળા ટકાવવા ના પાડી અને તેમના પર સરકાર તરફથી કામ ચલાવવામાં આવતું હતું, તે વખતે "ઇંડીઆ ઓફીસ" ના સત્તાધિકારીઓ વચ્ચમાં પડ્યા, તપાસ કરી અને તેના ઉપરનો કેસ પાછો ખેંચી લેવડાવ્યો. આવોજ બનાવ સને ૧૯૧૬ માં કરાંચીની ન્યુ હાઇસ્કુલના બે શીક્ષકો મી. બી. જે. વસવાની અને મી૦ જેઠમલ પરસરામના સબંધમાં બન્યો. તેઓએ પણ પોતાના બાળકોને રસી મુકાવવા ના પાડી અને સરકારે સ્કુલના સત્તાવાળાને ચઢાવવાથી તેમને નોકરીમાંથી રજા મળી. તેની તેઓએ દરકાર કરી નહિં અને છેવટે સરકારે તેમનાપર કાયદાસર પગલાં ભરવાની શરૂઆત કરી. આ વખતે પણ "ઇંડીઆ ઓફીસ"ના સત્તાવાળાએ વચમાં પડ્યા અને મુંબઇ સરકાર પાસે કેસો પાછા ખેંચાવ્યા. ત્યારબાદ સીંધ હૈદ્રાબાદના મી૦ ચીમનલાલ હરજીવરાય ઠાકુર અને મી૦ પરસરામ બેરમલ નામના બે કેળવાયલા માણસોએ પણ પોતાના છોકરાંઓને રસી મુકાવવા ના પાડી, તેથી તેમને તેમના ઉપર કાયદાસર પગલાં ભરવામાં આવશે એવી ધમકી આપવામાં આવી. આથી મી૦ પરસરામે મુંબઇ તેમજ વડી સરકારને તા૦ ૩૭ નવેંબર, ૧૯૧૭ના રોજ અરજીઓ મોકલી તેમાં પોતાના રસી મુકાવવા માટે ના પાડવાના કારણો દર્શાવ્યાં. આ અરજીઓનો જવાબ મળે તે પહેલાં સીંધનાં કમીશનરે મુંબઇ સરકારપર દબાણ ચલાવી આ અને એવા બીજા બનાવોમાં કામ ચલાવવા પરવાનગી મેળવી. આ બે સીવાય કરાંચીની ન્યુહાઇસ્કુલના પ્રીન્સીપાલ મી૦ તારાચંદ કે. શાહાની, બી. એ. અને એજ સ્કુલના આસીસ્ટંટ માસ્તર મી૦ લાલચંદ એ. જગતીઆની એ બંને ગૃહસ્થોએ પોતાના છોકરાઓને શીતળા ટકાવવા ના પાડી અને તેથી તેમના પર કામ ચલાવવામાં આવ્યું અને તેમને છોકરાઓને રસી મુકાવવા હુકમ ફરમાવવામાં આવ્યો. આ સર્વે ગૃહસ્થોએ પોતાના બચાવમાં પોતાનાં કારણો બહુજ સ્પષ્ટ રીતે દર્શાવ્યાં હતા અને તે સર્વે જીવદયા, ધર્મ અને વિજ્ઞાનના સિદ્ધાંતો પર રચાયલા હતા. તેઓએ આવા વાંધાઓ સત્ય નિષ્ઠાથીજ લીધા હતા એમાં તો શંકા કરવા જેવું કાંઇજ નથી; કારણ કે કરાંચીના સીટી મેજીસ્ટ્રેટ કે જેમના સમક્ષ મી૦ જગતીઆનીનો કેસ ચાલ્યો હતો તેઓએ જણાવ્યું હતું કે મી. જગતીઆની સત્ય નિષ્ઠાથીજ રસી સામે વાંધો લેનારાઓમાંના એક હતા એટલે કે "Conscientious Objector" હતા, તોપણ મેજીસ્ટ્રેટે કાયદામાં આવા પ્રકારના વાંધાઓ લેનાર શખ્સને સજા નહિં કરવાને કાંઇ જણાવેલું નહિં હોવાથી તેઓ કાંઇ કરી શકતા નથી એમ જણાવી તેમને રૂ. ૨૫નો દંડ કર્યો હતો. મી૦ શાહાનીને પણ રૂ. ૫નો દંડ કરવામાં આવ્યો હતો. આટલો ભારે દંડ કરવાથી સત્તાવાળાઓને સંતોષ ન થયો તેથી તેમણે ફરીથી નોટીસ મોકલી, તેમને તેમના બાળકોને શીતળા ટકાવવા જણાવ્યું અને જો તેમ ન કરવામાં આવે તો ફરીથી કામ ચલાવવામાં આવશે એમ જણાવ્યું. મી૦ પરસરામ બેરમલ અને મી૦ ચીમનલાલ ઠાકુરના કેસો ચાલુ છે અને હજુ કાંઇ પરીણામ આવ્યું નથી. તે દરમીઆન ના૦ વાઇસરાયના સેક્રેટરી મી૦ જે. એન. મેફેએ લંડનની નેશનલ એન્ટી

વધ્યો વ્હેવાર બીડી ચા, તણો આ વિશ્વમાં ભારી;
મુકી સત્કારમાં પહેલી, વટાળી દુનિયા સારી.
વળી વિજીયાને વાટીને, પીએ લોટા ભરી થંડા;
ઉપર ગાંજા તણી ચલમો, ચડાવે છે ભરી ન્યારી.
પચવવા મીષ્ટ પક્વાનો, અજબ ચાખુતી ઉડાવે;
વળી લે પાક માજુમના, મેળવવાને નીશા સારી.
પીએ ચન્ડુલ ઘણું તાડી, વળી ચરસ ભરી ફુંકે;
બન્યા બંધાણી બહુ જગમાં, અમલ ઘુંટી પીતા ભારી.
દીવાના કંઇ બની દારૂ, તણી દુકાનમાં પેસી;
મધુ એ મેક વ્હેટરની, પીએ પ્યાલી હૃદય બાળી.
ઘણા મ્હોટા શ્રીમંતો તો, થયા કેફીનના દાસો;
પસંદ પડતું સઉ પીતા, રૂડી લીજ્જત દીલે ધારી.
કહું કોને હવે હું તો, બધી દુનિયા વ્યસન વાળી;
થવાની આથી ખુવારી, ખરેખર હિન્દ છે તારી.

જી. [illegible] પવાર, ધોળકા.



॥ ओ३म् ॥

## મદ્યપાનની મ્હોકાણ.

### કુંડળીયા.

सबै पापनके मूल है, सुरापान गुनहान,
अंगरूप अप्रिय रहे, बढत अति अज्ञान,
बढत अति अज्ञान, पीवे जो सुरा प्रीते,
रहे अंग उन्माद, सभ्यता बसे न चीते,
द्वेष बढावे देहमें, पिऐ प्याली भरी जबै,
धीर कहे धरणीपति ? पाप करावे ते सबै.

### હરિગીત.

દુઃખ દર્દમાં બહુ મર્દ થાએ જાય નર્કે સંચરી,
અવસાનને આમંત્રીને લઘુ વય વિષે જાયે મરી;
બુદ્ધિ અને ચતુરાઇ જાય પડી રહે બેભાનમાં,
માટે તજો મનથી અરે! શું સાર સુરાપાનમાં.
અખંડ દોલત જેહની વૈભવ હતા અવની પરે,
સરવે સમેટાયા ખરે નવ રહાય સર્જન કો કરે;
કો આશરો આપે નહિ બોલાવે નવ કો માનમાં,
માટે તજો મનથી અરે! શું સાર સુરા પાનમાં.

કંઇ રાજ તાજ વિલઇ ગયા રાજા થયા ભિખ માગતા,
સુના ઘણાંજ સમર વિષે રહીયા ન કોઇ જાગતાં;
કુસંપ વ્યાપી કુટુંબમાં સગપણ રહ્યાં ના સાનમાં
માટે તજો મનથી અરે! શું સાર સુરા પાનમાં.

યાદવ હતા આનંદમાં મદ મત્ત સૌ રહેતા હતાં,
વિષ વારૂણીના યોગથી અવની વિષેથી રહ્યા જતાં
દુષ્ટ દારૂનાં સહવાસથી કોઇ વ્હાલું નાખ્યું ધ્યાનમાં,
માટે તજો મનથી અરે! શું સાર સુરાપાનમાં.

શૂરા તમો સુરા તજો ન ભજો તે વેરી દુષ્ટને,
રોગો તણો તે મિત્ર છે શોષી લીયે તન પુષ્ટને;
કહે ધીર ધાર્યું ના કરો રાખો શિખામણ કાનમાં,
માટે તજો મનથી અરે! શું સાર સુરાપાનમાં.

વાંગધરા
ધોળકા જંકશન

ધીરસિંહજી વ્હેરાભાઇ ગોહિલ,
અલમ્પુર-ભાગદર

# બુદ્ધિસ્વાતંત્ર્ય અને સહિષ્ણુતા.

મનુષ્યને ઇશ્વરે બુદ્ધિ આપી છે. તેનો ઉપયોગ તેણે સત્ય શોધી કાઢવા માટે કરવાનો હોય એમ ઇશ્વરનો હેતુ જણાય છે. અનાદિ કાલથી સત્યાન્વેષણાની પ્રવૃત્તિ મનુષ્યજાતિમાં દેખવામાં આવે છે. જ્યાં બુદ્ધિનો વિકાસ વધારે થયો ત્યાં સત્ય વધારે સમજાયું અને જ્યા બુદ્ધિનો વિકાસ મંદ પ્રવર્ત્યો ત્યાં સત્ય પણ ઓછું જણાયું. સુધારણા સુધારણા જેને કહેવામાં આવે છે તે બુદ્ધિવિકાસ સિવાય કે તેથી ઉત્પન્ન થયેલા સત્યજ્ઞાન સિવાય બીજું કાંઇ પણ નથી! સુધારણા કરવી એટલે બુદ્ધિનો વિકાસ કરવો અને બુદ્ધિનો વિકાસ થયો એટલે સત્યનું જ્ઞાન આપોઆપ થાય છે. બુદ્ધિનો વિકાસ કેમ કરવો એ પ્રશ્ન માનવજાતિ આગળ હમેશ આવીને ઊભો રહે છે. પરંપરાગત માર્ગે બુદ્ધિ ચાલી એટલે બુદ્ધિનો વિકાસ થયો એમ પૂર્વના લોકોને લાગતું હતું. હજી પણ તે પ્રવૃત્તિ આપણામાં દેખાઇ આવે છે. અસલનો સુધારો ગ્રહણ કરો કે હાલનો સુધારો ગ્રહણ કરો પણ જો તે વેદસમ્મત હશે તોજ તે માન્ય થઇ શકશે પુરાણપ્રિયતાનું જોર મનુષ્ય જાતિના મન ઉપર એટલું બધું છે કે કાલીદાસ સરખા જગન્માન્ય કવિવરને પણ તેની વિરુદ્ધ ઉદ્ગાર કાઢવા પડયા છે "पुराणमित्येव न, साधु सर्वं न चापि काव्यं नव मित्यवद्यम् । सन्तः परीक्ष्यान्यतरद्भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः" પરંતુ આવી પુરાણપ્રિયતાથી બુદ્ધિનો વિકાસ ન થતાં ઉલટી તે ક્ષીણ થઇ જાય છે! ચીનની સ્ત્રીઓના પગ અત્યંત નાનપણમાં મજબુત બાંધી લેવાથી પગની વૃદ્ધિ પૂર્ણ શરીરના પ્રમાણમાં ન થતાં જેમ તે વિદ્રુપ થઇ સર્વ શરીરનો બોજો ઉપાડવાને અસમર્થ નીવડે છે તેમ બુદ્ધિને પરંપરાના ક્રમથી જકડીને બાંધી મેલ્યાથી તે સત્યાન્વેષણરૂપી

શરીરનો ભાર સહન કરવામાં અસમર્થ બની અંધશ્રદ્ધામાં જઇને પડે છે. એ શોચનીય સ્થિતિ નષ્ટ કરવાનો એકજ ઉપાય છે. અને તે એજ કે બુદ્ધિને પૂર્ણ સ્વાતંત્ર્ય આપવું. બુદ્ધિને જે યોગ્ય લાગે તે પ્રતિપાદન કરવા દીધાથી સત્યની શોધ તત્કાળ થાય છે! આ સિદ્ધાન્ત ગમે તે બાબતમાં લાગુ પડે છે. સમાજશાસ્ત્ર લ્યો, કે ભૌતિક શાસ્ત્ર લ્યો બન્ને ઠેકાણે સત્યાન્વેષણમાં પૂર્ણ સ્વાતંત્ર્યજ કારણભુત હોય છે.

યુરોપમાં ગ્યાલિલિઓના પહેલાં ભૌતિક શાસ્ત્રમાં બુદ્ધિને સ્વાતંત્ર્ય મળતું નહોતું. સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે એ કલ્પના ઇશ્વરદત્ત છે અને તે ખરી છે, જેથી તેના વિરૂદ્ધ જવું એ ઇશ્વરનો ગુન્હો કરવા જેવું છે એમ મનાતું હતું. વળી એવા ગુન્હાને લીધે ગ્યાલિલિઓને કુરંગવાસ કરવો પડ્યો હતો. આવી રીતના બુદ્ધિદાસ્યથી તે વેળા યુરોપમાં આધિભૌતિક શાસ્ત્રની મુદ્દલ પ્રગતિ થઇ શકી નહિ; પરંતુ અઢારમા શતકમાં બુદ્ધિને સ્વાતંત્ર્ય મળતાં રસાયનશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર ઇત્યાદિ શાસ્ત્રોમાં ઉપરા ઉપર શોધ થવા લાગ્યા અને આજ યુરોપમાં માણસોએ સંપૂર્ણ નહિ તો બહુ અંશે સૃષ્ટિ ઉપર પોતાનું સાર્વભૌમત્વ પ્રસ્થાપિત કર્યું છે.

સામાજિક શાસ્ત્રમાં પણ તે લોકો આગળ વધ્યા છે. રાજાથી રંક પર્યંત સર્વ માણસો શિક્ષણ લઇ આહાર, નિદ્રા, ભય, મૈથુન એટલામાં ઇતર પશુ પ્રમાણે ગુંથાઇ ન રહેતાં જ્ઞાનપ્રાપ્ત્યર્થ પ્રયત્ન કરવા માટે સજ્જ થએલા છે. આપણા દેશમાં ઇંગ્રેજી શિક્ષણના સંસર્ગથી કિંચિત્ બુદ્ધિસ્વાતંત્ર્ય શરૂ થયું છે. પરંતુ સહિષ્ણુતા મુદ્દલ ઉત્પન્ન થએલી નથી! બુદ્ધિસ્વાતંત્ર્યને સહિષ્ણુતાના જોડી બન્યાં સિવાય ચાલતું નથી. પ્રત્યેકને પોતાની બુદ્ધિને જે યોગ્ય લાગે તે બોલી દેખાડવામાં ઇતરની સહિષ્ણુતાની અત્યંત જરૂર પડે છે. ચાતુર્વર્ણ્ય વર્ણવ્યવસ્થા, વિધવા વિવાહ પ્રતિબંધ વગેરે બાબતો સમાજને હિતકારક છે કે નથી તે પૂર્ણપણે સમજવા માટે તેના ખંડન કિંવા મંડનના અભિપ્રાયો સહિષ્ણુતા પૂર્વક સાંભળવા અત્યંત જરૂરી છે. હિન્દુ સમાજમાં જીવંત પણું ઉત્પન્ન કરવા માટે બુદ્ધિસ્વાતંત્ર્યનો યુગ શરૂ કરવો જોઇએ. નહિતો ચીનાઇ સ્ત્રીઓના પગ પ્રમાણે તેની ગતિ બનશે કોઇ પણ બાબત બુદ્ધિને સંમત છે કે નહિ તેનો સ્વતંત્ર રીતે વિચાર કરવો જોઇએ. આજ આપણને શેની જરૂર છે તેનો વિચાર, પરંપરાની દૃષ્ટિએ નહિ કરતા બુદ્ધિવિષયક દૃષ્ટિએ કરવો જોઇએ. અમુક બાબત પૂર્વેથી ચાલી આવે છે. માટે તે વિના સમજે પણ ચાલુ રાખવી એ મૂર્ખતા છે!

એકંદર રીતે હિન્દુ સમાજમાં સુધારણા કરવા માટે માનવી બુદ્ધિને પૂર્ણ સ્વાતંત્ર્ય મળવું જોઇએ. અને એ સ્વાતંત્ર્ય મેળવવા સમાજમાં સહિષ્ણુતાની ઘણી જરૂર છે. સમાજમાં સહિષ્ણુતા મુદ્દલ નથી, જેથી ઘણે પ્રસંગે મતભેદ થતાં મોટા વિતંડાવાદ ઊભા થાય છે. નજીવી બાબતો ગંભીર સ્વરૂપ પકડી વૈમનસ્ય ઉપજાવે છે. શિક્ષણનું પરિણામ મનને વધારે ઉદાર કરવા તરફ ન થતાં વધારે સંકુચિત કરવા તરફ થાય છે. પરંતુ હિન્દ સમાજની ઉન્નતિ કરવાનો જેને અભિલાષ હોય તેણે પ્રથમ બુદ્ધિસ્વાતંત્ર્ય અને સહિષ્ણુતાને વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. +

વરતાળા | ધીરજ.

---

+ મરાઠી ઉપરથી થોડા ફેરફાર સાથે.

# લડાઈ અને મિતાહારનો સુધારો.

[સને ૧૯૧૭ ના ગઇ ડિસેંબર માસમાં કલકત્તા ખાતે ભરાએલી ઑલ-ઇન્ડીઆ ટેમ્પરન્સ કોનફરન્સના પ્રમુખ ડૉ. ચુનીલાલ બોઝના ભાષણ ઉપરથી.]

કાળાંમાં કાળી વાદળીના ફરતે રુપેરી લીટી હોય છે, નિરાશામાં પણ આશાના કીરણો હોય છે. એવી સામાન્ય કહેતી, હાલના ભયંકર યુરોપીઅન વિગ્રહને ખાસ કરીને લાગુ પડે છે. જો કે જેટલી જેટલી પ્રજાઓએ તે વિગ્રહની અંદર ઝીપલાવ્યું છે, તે દરેકને અત્યંત દિલગીરી, દુઃખ અને પાયમાલી વેઠવી પડી છે, તોપણ તેથી એક બાબતમાં ઠીક થયું છે કે, તે તે પ્રજાઓએ મિતાહારનો ગુણ સંપાદન કર્યો છે; અને તે ગુણ તેમને વિગ્રહના, તેમજ હુન્નર ઉદ્યોગના ઘણા વિકટ સવાલોનું નિરાકરણ કરવામાં ઉપયોગી થઇ પડયો છે. રશીઆએ તેના વોડકાના વ્યાપારને નદ્દન બંધ કીધો છે, અને ત્યાંની અગાઉની સરકારે એવું ફરમાન કાઢયું હતું કે દારૂથી છાકટા થએલા લોકોને અઢાર માસના કેદખાનાની સજા કરવામાં આવશે અને છાકટા થઇને અત્યાચાર અથવા લુંટફાટ કરનારને છથી આઠ વર્ષ સુધી સખ્ત કેદની સજા કરવામાં આવશે. જનરલ આલેક્ષીઝ પોલીવાનોવના શબ્દોમાં કહીએ તો—આ પગલાં લેવાથી એવી અસર થઇ છે કે, (૧) મજુરવર્ગનાં કાર્યસાધકત્વમાં વધારો થયો છે, (૨) છાકટાઓ અને ભિક્ષુકો અદૃશ્ય થઇ ગયાં છે, બિભત્સ ભાષા પણ ભાગ્યેજ સંભળાય છે. (૪) પુરૂષોની સ્ત્રીઓ અને બાળકો પ્રત્યેની વર્તણુંમાં સુધારો થયો છે, અને (૫) સ્ત્રીઓ સુખી છે અને ઇશ્વરની પ્રાર્થના કરે છે કે, દારૂ વેચવાની ફરી કદી છુટ ન અપાય તો સારૂં. એક અંગ્રેજ મી૦ હેમીલ્ટન ફાઇફ કે જે લંડનના ડેલી મેલનો પેટ્રોગ્રાડનો ખબરપત્રી છે તે કહે છે કે મનાઇ હુકમના પ્રાધાન્યથી ગુન્હેગારો બહુ ઓછા થઇ ગયા છે. સેવીંગસ બેંકોમાં અનામત થાપણનો પણ અદ્દભુત વધારો થયો છે, અને પેટ્રોગ્રાડની હોસ્પીટાલોમાં દર્દીઓની સંખ્યામાં પણ આશ્ચર્યજનક ઘટાડો થયો છે એટલે કે જે વોડકાના વ્યાપારના દિવસોમાં એક પાઇ પણ બચાવી શકતાં નહોતાં, તેઓ હવે હળ અને સોંચીના ઓજારો ખરીદે છે. બીજો એક અંગ્રેજ ગૃહસ્થ, મી. સેમ્યુઅલ છ. બ્લાઇથ, કે જે સેંટરડે ઇવનીંગ પોસ્ટ પત્રનો રશીઆ ખાતેનો ખબરપત્રી છે તે દારૂની મનાઇ હુકમ પછી રશીઆની સ્થિતિ વિષે લખતાં કહે છે કે, હાલનું લડાઇમાં ઉતરેલું રશીઆ લડાઇ શરૂ થયાં પહેલા અને વોડકાનો મનાઇ હુકમ થયાં પહેલાં જેવું હતું તેના કરતાં ઘણુંજ બળવાન અને આબાદ લાગે છે. એડીનબર્ગના પ્રોફેસર સીમ્પસને કેટલાંક આંકડા એકઠાં કર્યાં છે જે ઉપરથી જણાય છે કે વોડકાના મનાઇ હુકમનાં ત્રણ માસ દરમ્યાન આગોમાં ૪૭ ટકાનો અને મિલ્કતોની પાયમાલીમાં ૫૬ ટકાનો ઘટાડો થયો છે."

સને ૧૯૧૪ની સાલમાં જ્યારે પ્રતિબંધ દાખલ કરવામાં આવ્યો ત્યારે રશિઆની સેવીંગ્ઝ બેંકોમાં ૧૮૦૦૦ પાઉંડની અનામત થાપણ હતી; સને ૧૯૧૫ની સાલમાં તે થાપણ વધીને ૫,૬૦૦,૦૦૦ પાંઉડની થઇ અને ૧૯૧૬ની સાલમાં ૧૨,૦૦૦,૦૦૦,ની થઇ. દારૂનો ઉપાડ ઓછો થતો ગયો, તેમ પ્રજાની આબાદીમાં સાથે સાથે વધારો થતો ગયો. આ બધું, હાલની રૂશીઆની દુઃખજનક સ્થિતિ જાગી તે પહેલાં બની ચુક્યું હતું, અને હવે

તો તે દુઃખી દેશનું ભવિષ્ય તો પરમેશ્વરના હાથમાં છે. થોડા વખત પર મળેલા તારના સમાચારથી જણાય છે કે ભાવ૭.માં રાજ્યકર્તા થનાર હાલના સત્તાધારી પ્રજામાંથી તે દારૂની બદીને નાશ કરવાના ના. ઝારના નિર્ણયને વળગી રહેવા તૈયાર છે. તેમની સલાહથી મોસ્કોના વીન્ટર પેલેસના ભોંયરામાંના સઘળી જાતના દારૂ અને શરાબોનો નાશ કરવામાં આવ્યો છે.

ફ્રાન્સની સરકારે ફ્રાન્સમાં અને આલજીરીઆમાં દારૂની આયાત બંધ કરવાનું સખ્ત પગલું લીધું છે. તેઓએ વળી આખા દેશના દારૂના પાકને હુન્નર ઉદ્યોગના ઉપયોગમાં લેવા માટે જપ્ત કર્યો છે. વળી એમ પણ જાહેર થયું છે કે ફ્રાન્સ અને નોર્વેમાં બધી જાતનાં દારૂની બનાવટ અને વેચાણ પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે અને ઘણી જરૂરી ખાધ ખોરાકીની ચીજોની નકામી ખરાબી થતી અટકાવવા માટે બીજી કોઇ પણ દેશી ચીજો બનાવવાનું પણ ઘણા પ્રમાણમાં ઓછું થઇ ગયું છે.

યુનાઇટેડ સ્ટેટસમાં, હાઉસ ઑફ રેપ્રીઝન્ટેટીવે, પેસ્ટલ બીલ અમલમાં મૂકી, પ્રતિબંધ પામેલાં કોઇ પણ રાજ્યની અંદર કોઇ ચીજ વ્હાણ દ્વારા લઇ જવા માટે રજા આપવાની અટકાયત કરી છે. યુનાઇટેડ સ્ટેટસના એકંદરે અડતાલીસ રાજ્યોમાંના ૨૫૪૩ પ્રગણાંમાંથી ૨૧૮૮ પ્રગણાઓએ છેલ્લી ચુટણી વખતે દારૂના વ્યાપાર વિરૂદ્ધ મત આપ્યો હતો, અને માત્ર ૩૫૫ પ્રગણાઓનેજ (લાયસન્સ) ઇજારો આપવામાં આવ્યો હતો. યુનાઇટેડ સ્ટેટસની કોંગ્રેસે તેના પ્રતિબંધ માટે એક ઠરાવ બહાર પાડી જાહેર કર્યું છે કે, પ્રતિબંધ પામેલાં રાજ્યોમાં કોઇ પણ મેઇલ ટ્રેનો ન્યુસ પેપર દ્વારા સરકયુલરથી અથવા બીજી કોઇ રીતે દારૂ સંબંધી કાંઇ પણ જાહેર ખબર પણ ફેલાવવી નહિં.

સને ૧૯૧૬ ના સપ્ટેમ્બરથી ઓંટેરીઓમાં તો પૂર્ણપણે પ્રતિબંધ કરવામાં આવ્યો છે, અને તેના પાટનગર ટોરોન્ટોની સામાન્ય નીતિમાં એટલો બધો સુધારો થયો છે કે ૧૯૧૫ની સાલમાં સપ્ટેમ્બરથી અકટોબર સુધીમાં જ્યારે દારૂની બદીના પરિણામે ભિન્ન ભિન્ન રીતભાત માટે ૧૦૫૮ માણસોને પકડવામાં આવ્યાં હતાં ત્યારે ૧૯૧૬ની સાલમાં તે સંખ્યા ઘટીને માત્ર ૨૧૪ ની થઇ છે.

સને ૧૯૧૭ના જાન્યુઆરીથી ન્યુ ફાઉન્ડલેંડમાં સદંતર પ્રતિબંધ કરવામાં આવ્યો છે.

ડેનમાર્કની સરકારે પોતાના દેશનો અનાજ અને બટાટાનો પાક દારૂ બનાવવાના ઉપયોગમાં નહિ લેવા માટે હુકમ કાઢ્યો હતો, અને ત્યાર પછી તો લોકોને માટે ખાધ ખોરાકી જળવાઇ રહે તેટલા માટે કોઇ પણ જાતની દેશી વસ્તુ બનાવવાનો નિષેધ કર્યો છે.

એવા પ્રકારનો પ્રતિબંધ કરવાના સવાલે ઇંગ્લાંડ સ્કોટલાંડ અને આયર્લાંડના લોકોના મન સખ્ત રીતે હળમળાવી મુક્યા છે. થોડાંજ દિવસ પહેલાં પાર્લામેંટના મેંબરો અને પાદરીઓમાં બનેલાં એક ઘરખમ ડેપ્યુટેશને ઇંગ્લાંડના મુખ્ય પ્રધાનની મુલાકાત લીધી હતી અને લડાઇ પુરી થતાં સુધી અને લશ્કર હથીઆર મુકત થાય ત્યાં સુધી દારૂનો પ્રતિબંધ કરવા માટે અરજ કરી હતી.

એડીનબર્ગના શહેરીઓએ શહેરની કાઉન્સીલને અરજ કરી છે કે લડાઇ ચાલતાં સુધી દારૂનો નિષેધ કરવા માટે ત્યાંની સરકારે પ્રાર્થના કરવી.

યુનાઇટેડ કીંગડમના ફૂડ-કંટ્રોલરે, બીર નામનો દારૂ બનાવવાનું પ્રમાણ ૧૯૧૭ના એપ્રીલથી ૩૦ ટકા જેટલું ઓછું કરી નાંખ્યું છે તે સંતોષની વાત છે. તેનો એમ કરવાનો હેતુ એ છે કે ખોરાકી માટે જવ અને ખાંડ વધારે પ્રમાણમાં પૂરી પાડી શકાય અને લાવ લઇજા કરવાની મહેનતનો મજુરીનો અને મજુરોનો બચાવ થાય એવાં પગલાં લેવાથી

ઈંગ્લાંડના હજારો દારૂનાં પીઠાં બંધ થઇ જશે અને ત્યાંની પ્રજાની નૈતિક અને આર્થિક સ્થિતિમાં ઘણો મ્હોટો લાભ થવાની આશા રહે છે.

બ્રિટીશ લશ્કર અને નૌકા ખાતાના અનુભવી નાયકોએ પુરવાર કરી આપ્યું છે કે, વ્યવસ્થામાં અને બળનો કાર્ય-સાધક ઉપયોગ કરવામાં દારૂ મોટામાં મોટું વિઘ્ન રૂપ છે. મર્હુમ મહાન સેનાપતી લોર્ડ રોબર્ટસે એક વખત કહ્યું હતું કે "મને કેફી વસ્તુઓના ત્યાગ કરનારા માણસોનું લશ્કર આપેલો હું ગમે તેવા સ્થળે પણ તેની સરદારી લઉં" લેફ્ટેનન્ટ જનરલ સર રેજીનાલ્ડ હાર્ટ જણાવે છે કે, એક અમલદાર તરીકે હું મિતાહારનો પક્ષ કરૂં છું, કારણકે મિતાહારી મનુષ્ય અને અમલદારનું શારીરિક અને માનસિક બળ વધારે કાર્યસાધક હોય છે, તેઓના શારીરિક તંતુઓ મજબુત હોય છે. તેઓ વધારે સારી રીતે કુચ કરી શકે છે. તેઓ ભાગ્યેજ બિમાર થાય છે કે ગુન્હો કરે છે, અને તેઓની બચાવ કરવાની શક્તિ પણ અતુલ હોય છે.

સર જોન જેલીકો કહે છે કે "એ બધાને અનુભવ હશે કે સીધી રીતે દારૂગોળો છોડી ફત્તેહમંદ કાર્ય કરવું હોય તો મીતાહારીપણું જાળવવાની અત્યંત આવશ્યકતા છે. કાળજી પૂર્વક લાંબાં વખત સુધી અખતરા કરવાથી માલુમ પડયું છે કે દારૂ લીધાં પછી માણસની શક્તિમાં તેની આગલી શક્તિ કરતાં ૩૦ ટકા જેટલો ઘટાડો થાય છે એમ પુરવાર થયું છે."

સેનાધિપતિ-લૉર્ડ ફ્રેન્ચ કહે છે કે "માદક પદાર્થ વર્જન અને આત્માપરનો કાબુ માણસને વધરે કાર્યસાધક બનાવે છે. માણસોને જો લશ્કરી ટુકડીઓ, બેટલીઅનો અગર રેજીમેન્ટનો પ્રશસ્તિમય અને જે કિર્તિવંત ટુકડીમાં તેઓ હોય તે ટુકડીની કિર્તિ તેમના હૃદયમાં વસી રહી હોય તો, તેઓએ આત્મભોગ, અને આત્મ-કાબુના મહાન ગુણોનું સેવન કરવું જોઇએ."

સેનાધિપતિ લૉર્ડ મેથ્યુએ કહ્યું કે "આ મહાન્ સામ્રાજ્યના પ્રતિનિધિ રૂપ આ શુરવીરોને હું વિજ્ઞપ્તિ કરૂં છું કે તેમની ભૂમિ ઇંગ્લાંડે તેમના માટે જે ભાગ ભજવવા આશા રાખી હોય તે ભાગ તેમણે ભજવવો અને દારની બદી રૂપ શ્રાપથી નિરાળા રહેવું કે જેથી "જેટલો ઘાતકી તેટલોજ બળવાન" એવા શત્રુની સામે ટક્કર ઝીલવાને તેમના શરીર બળથી તેઓ સંપૂર્ણ સમર્થ થાય."

મર્હુમ સેનાધિપતિ સદર જ્યોર્જ વ્હાઇટ કે જેઓ એક વખત હિંદના સેનાધિપતિ હતા તેઓ કહે છે કે "લશ્કરમાં પ્રથમ સૌથી સલામત જે રસ્તો ગ્રહણ કરવો જોઇએ તે માત્ર દારૂનો સદંતર નિષેધ છે," મર્હુમ સદ્‌ગત લૉર્ડ-કીચનર પણ લશ્કરમાં સંપૂર્ણ મિતાહારની હિમાયત કરનાર હતા.

C. D.

# હોળીનું નાળીયેર!



મનુષ્યનાં તકદીરની ઊલટી સુલટી કુદરતના હસ્તીજ નિર્માણ થઇ આવેલી હોય છે. સર્વદા મનુષ્ય સુખી તો સુખી અને દુઃખી તો દુઃખી રહેતું નથી. પરંતુ તે જે અવસ્થાનું દિગ્દર્શન કરે છે, તે તેનાં એકલાં ભાગ્યનાં નહીં કિંતુ તેના કર્મનાં ફળ અવશ્ય તે ભોગવતોજ હોય છે. હિંદુઓનાં અધ્યયનની ઝાંખી કરતાં જે જે તહેવારો આજે સ્મરણ થઇ રહ્યા છે, તે તે તહેવારો કંઇક ગુહ્ય મર્મનો આદેશ સૂચન કરી રહ્યા છે. પરંતુ જેનાં તકદીર ખુલ્લાં હોય

તેજ એ સુચવાતા આદેશનું અધ્યયન કરી શકે છે. એવા તહેવારોમાંનો હોળીનો તહેવાર ખાસ ધામધુમથી ઉજવાય છે. લોકો ખાઇ પીઇને મસ્તાના બની રંગની પીચકારી મારવામાં ગુલતાન બને છે. તદપિ તે રંગની ઝમક અને મનની મસ્તી વિજળીનાં ચમકારાની માફક બુઝાઇ જાય છે. અને તે સાથે તહેવારની મહત્તા અંધાધુંધીમાંજ દટાયલી રહે છે બલ્કે કોઇ એનો મર્મ કળી શકતું નથી પણ બે સમજ બની પોતે તે એ તહેવારને ધામધુમથી ઉજવવો એ એક ફરજ તરીકે મનાય છે. એવી ફરજથી મુક્ત થવા તથા એનો ગુહ્ય આદેશ સમજવા બહાર આવેલા આપણા મથુરભાઇનું આખ્યાન વાંચકગણને કંઇક રમુજ, કંઇક ઉલ્લાસ, કંઇક ભયભીત, કંઇક શિખામણ તેમજ કંઇક માથાફોડ ભરેલું લાગશે. બલ્કે શીજગતનાં આબાદ કાન ફોડક! શીરવેધક અવાજના ગડગડાટથી પણ વધૂ ચોંકાવે તો કાંઇ નવાઇ નથી!

(૧)

"આવતી કાલે હોળી!" માસ્તર લથડતારામે નિશાળીઆઓને ઉદ્દેશીને કહ્યું.

"માસ્તર! હોળીનું મહાત્મય શું? હોળી કામ આવતી હશે? હોળી એટલે શું? અને લોકો હોળીમાં નાળીયર શું કામ હોમતા હશે વારૂં?" વારૂ આ આપણી અંગડમ બગડમે વાર્તાના નાયક મી. મથુરભાઇ ઉર્ફે બાડકારામે પૂછ્યું.

"બાડકા, તું તો એવોને એવોજ રહ્યો, એકી વખતે કેટલા સવાલ પૂછે છે.. ચાલ જો, તારા બધા સવાલનો હું એક ટુંકો જવાબ આપું છું તે તું ધ્યાન દઇને સાંભળજે એટલે હોળી! હોળીનું મહાત્મય! અને હોળીમાં નાળીએર શા કારણે હોમાય? એ બધું તું ઘણીજ સારી રીતે સમજી શકશે." અત્રે આપણા મી. મથુરભાઇનું નામ બાડકારામ શાથી પડ્યું તેનો કંઇક ઉલ્લેખ કરી આપણું રગશીઉં ગાડું આગળ ગબડાવશું. બાર વરસની બાળ ઉમ્મરે મથુરભાઇનાં પિતાએ તેને ક ખ ગ ઘ ને ઙ નો પાઠ શિખવા નિશાળે મુક્યો. ગત બાર વર્ષમાં મથુરભાઇને ઘોડે ચડાવી દેવામાં આવ્યા હતા, અને પારકા કુળની એક કન્યા કુળવધૂ રૂમઝુમ કરતી ઘરમાં પ્રવેશી ચુકી હતી. અને એલાયથી છોકરાંનાં લ્હાવ્યાં લેવાઇ ચૂક્યાં હતાં. આવી પ્રસાદીથી મથુરભાઇએ મ્હોં મીઠું કરી, વિદ્યાર્થી જીવનમાં ધમ કરતું કે એક પગથીઉં મુક્યું. અને કરવતનો ક ને ગધેડાનો ગ કરી ઘૂંટવા માંડ્યો. ચૌદ વરસને એક દિવસની નાની વયે પીપરડીનાં સોટાનો માર ખાઇ ખાઇને મથુરભાઇએ બાળપોથીમાં ડાબે હાથનાં પહેલા નંબરે પાસ થઇ પહેલી ચોપડીમાં પ્રવેશજ કીધો. અને નિશાળીઆઓનાં મ્હોં મીઠાં થયા, આવી રીતે પોતાનું વિદ્યાર્થી જીવન પસાર કરતાં જ્યારે પણ ગહેનાજી સોટાઓનો માર ચમકાવતા કે ઉલ્લુ કરી નંબર બીજાનું બેન્ડ બજાવતા ઘર તરફ ભાગતા. એક દિવસે મહેતાજીએ મથુરભાઇને પીપરડીની સોટી કાપી લાવવાનો હુકમ આપ્યો, કે મારી પપરડી અને બાંગી પીપરડી, બરાબર સાફ કરી સોટીપર આંગળ આંગળને અંતરે ઝીણા કાપા પાડયા. જોગજોગે પ્રથમ માર ખાવાની વારી આપણા વાર્તા નાયકને ભાગ આવી, એટલે જુઓ પછી માસ્તરનું કોહું? જોતી ફેરવી કે સોટીના ટુકડાજ ટુકડા. મહેતાજી ખરૂં રહસ્ય સમજી ગયા, અને કંઇ પણ બોલ્યા નહી. બીજે દિવસે પાછો તેજ મુજબ હુકમ આપ્યો કે પેઘેલા મોરની માફક તેવીજ રીતે કાપા પાડી લાવ્યા. આ વખતે મહેતાજીએ એક નેતરની સોટી પાસે રાખી હતી. પીપરડીની સોટીનો પ્રથમ સપાટો મથુરભાઇ ઉપર પડ્યો, કે છોકરાઓ હસ્યા, આથી માસ્તરે નેતરની સોટીયાં

ધાટ ઘડવા માંડયો. અસલ સપાટાના ઝપાટાથી મથુરભાઇએ સમયસૂચકતા વાપરી નેતરની સોટી માસ્તરના હાથમાંથી ઝુટવી લઇ આડા અવળા બે ચાર સપાટા ફેરવી ઘર તરફ પલાયન કીધું આવી આવી ગદ્દામસ્તીથી મથુરભાઇનું નામ બડફારામ ઇતિહાસ મશહૂર થઇ પડયું.

(૨)

માસ્તર લથડતારામે હોળીનાં મહાત્મ્યની ઝાંખી કરાવવા માંડી: ભાઇઓ! આપણા દેશમાં જે જે તહેવારો પાળવામાં આવે છે તે તે તહેવારો ખાસ ધર્મનાં બંધન ઉપર રચાયલાં છે. દરેક દરેક તહેવારો ધર્મને નામે ચાલુ થયા છે. તેવીજ રીતે આ હોળીનો તહેવાર પણ ધર્મનાં લક્ષ્યબિંદુથી શરૂ થયો છે. હોળીની અંદર પ્રથમ તો સર્વેએ પોતાનાં પાપ કર્મોને હોમી દેવાં જોઇએ.

અંતર અને બહારનાં રાક્ષસોને હોમવા એજ હોળીનો હેતુ છે. એટલે કે કામ ક્રોધ લોભ મોહ વગેરે જે અંતરના દુશ્મનો છે, અને આપણો નાશ કરનારા છે, તે સર્વ એમાં હોમવા જોઇએ અને બહારનાં દુશ્મનો તે સમાજને અધોગતિમાં લાવનારી પ્રવૃત્તિઓને હોમવી જોઇએ. એવા દુશ્મનોને અગ્નિ સિવાય કોઇ પણ પોતાની પાસે રાખી શકે એમ નથી. એટલે અગ્નિ તેને પાસે રાખી પંપાળતો નથી પણ પેટે સ્વાહા કરી જાય છે. બીજું હોળી આપણને સ્વાર્થ ભોગ આપતાં પણ શિખવે છે. પરમાર્થને માટે વિના સંકોચે સ્વાર્થભોગ આપતાં કદી પણ પાછા હઠવું નહિ. અને હંમેશને માટે શાંતિ ભોગવાય એવું સ્થાન મેળવવું તે સ્વર્ગ છે. ત્યારે એટલું ખ્યાલપર રાખજો કે હોળીમાં તમો જે નાળિયેર હોમો છો, તે હોમાતાં નાળિયેરની સાથે તમોને પાપને રસ્તે દોરવા વિચારો રાગદ્વેષાદિને પણ હોમવા ચુકતા નહિ. અને તેને હોમી તમારી અંદર ફરી પ્રવેશ કરી શકે એવાં દ્વાર સદાને માટે બંધ રાખજો કે જેથી તમારો આત્મોદ્ધાર વિના સંકોચે, વિના વિલંબે, પ્રભુની જરાપણ આનાકાની સિવાય રાજી ખૂશીથી થઇ શકશે એમાં કંઇપણ શક નથી. માટે હું તમને ફરીથી પણ સલાહ આપું છું કે "તમો આવતી કાલની હોળીમાં જે નાળીએર હોમો તેની સાથે તમારા ઉપરોક્ત દોષો પણ ચૂકશો નહી અને તેમાંજ તમારૂં ખરૂં શ્રેય રહેલું છે, નહી તો શેઠની શિખામણ ઝાંપા સુધી તેમ માસ્તરની શિખામણ દરવાજા સુધી ગણી, ભલે હોળીની ફરતા ડંડુકા લઇ ઉભા રહી, જે જે નાળીયેરો હોળી માતાનાં ભક્તો તરફથી હોમાય તે ખાવાને માટે તમારા ડંડુકાનો પ્રસાદ હોળી માતાને ચખાડજો અને તેનાં મ્હોંમાં આરોગતાં નાળીયેર ઝુંટાવી બચ્ચે પડાવી ખાજો!!! અને તેમાં પણ માંહો-માંહે ટંટા કરજો ભલે શીર ફોડી કરજો! અને હાડકાંનો ખુરદો થવા દેજો કે હોળીના ચાર દિવસની રજા સાથે હોળીની આહુતિ!!! શું સમય છે? તહેવારનો શું ઉદ્દેશ છે? તેનાં તરફ કેવા આંખ આડા કાન કરી જવાય છે? ઇશ્વર એ બધું જુએ છે! અને આજની અધોગતિ એ તેનાં ફળરૂપ બદલા રૂપયા જે કહો તે રૂપ છે, એમાં શું નવાઇ?

(૩)

ઉપરોક્ત કથને આપણા બડફારામ ઉપર કંઇક જાદુઇ, કંઇક વિજળીક રે કંઇક ચમત્કારી અસર કીધી. અને તે હવેથી પોતે પોતાનાં દુશ્મનોને હોળીમાં હોમવા એકતાર થઇ રહ્યા. ઘેર ગયા ત્યાં પણ કંઇ ચેન પડયું નહી. શું દુનિયા પાપાચારથી ભરેલી છે? એજ વિચારે તેમનાં મસ્તિકને ફેરવી મૂકયું. રે અર્ધઘેલું બનાવ્યું. લાવ ત્યારે હું એ પાપાચારોને હોળીમાં કેવી રીતે હોમી શકાય તેનો દષ્ટાંત જનસમૂહ સન્મુખ હમેશને માટે

સ્થાપી-ચિરંજીવી રૂપ મૂકું. તેજ મારું નામ મથુરીઓ-ઊર્ફે બાફારામ-ખરૂં. ખરેખર આ દુનિયાંમાં બળીયાના બે ભાગ છે, તેમ બોધ્રા વિદ્યા એ પણ એક તેજ અને અસરકારક હોય એમાં નવાઇ નથી. ત્યારે હવે હું કેવી રૂકમની બઢ્યા વિદ્યા વાપરૂં તો વૈતરણી વરૂં અને સ્વર્ગે પાર ઊતરૂં? ત્યારે, એતો એજ, ભારતના બોલો મુજબ હોળીમાં નાળીયેર હોમવું! અને તેથી દુશ્મનોનું બળીદાન આપવું! તેમ હવે મારે પણ જીંદગી પર્યંત મારા બદનનાં ગજવામાં નાળીયેર રાખી ફરવું અને જ્યાં જ્યાં અડચણો નડે! જ્યાં જ્યાં ઉપાધિઓ આવી અડે! અને જ્યાં જ્યાં પાપાચાર નજરે ચડે કે ખલાસ! નાળીયેરનો ગોળો સીજગનમાંથી છોડવો અને કાસળ કાઢવું, કે બેડોપાર! વાહવાહ આનાં જેવી યુક્તિ દુનિયામાં મળવી મુશ્કેલ છે!! ભલા ભલા શોધકોનાં ભેજાં પણ મારાં ભેજાં સામે કંઇજ વિસાતમાં નથી!! શું વાત છે? આ હોળીની રજામાં ખૂબ નાચવું! ખૂબ કુદવું! અને લોકોનાં લાકડાં ચોરી લાવી હોમવાં હોળીમાં!! શું, શું, ગમ્મત આવશે? રજા તો બસ છોકરાંઓની મજા! હોળી થઇ! તેના તહેવાર પણ ગેલ ગમ્મત હુલ્લડ તોફાન વગેરે પંચરંગી પકવાનથી સમાપ્ત થઇ ગયા!! લોકોનાં ભેજાં એ આનંદથી ખાલી થયાં. સૌ સૌને ઠેકાણે પડી ગયા પણ આપણા મી. મથુરભાઇનાં મગજમાં તો હોળાતું નાળીયેર રમ્યા કરતું હતું! અને એમણે તો બેચાર નાળીયેર ખરીદી તેમાંનું એક ગજવામાં રાખવાનું પણ શરૂ કરી દીધું.

(૪)

હોળીની રજા ખલાસ થતાં નિશાળીઆઓનાં પેટમાં ફૂસકો પડયો, અને આપેલા પાઠોનું અધ્યયન કરવા બેઠા. નિશાળે જતાં છોકરાંઓએ પોતાની માતાને કેવા પ્રકારની હેરાની આપી હશે? તે બાબતમાં, દિલગીરી સહ જણાવવાનું કે આપણે કંઇ જાણતા નથી! જેની કૃપામાં તેઓ પાકયા હશે તેઓને તો પોતાનાં ચિરંજીવીઓનાં બત્રીસે લક્ષણની બરાબર ખબર હશે. એટલે આપણને એવી ઊંડી નાહકીઆ વાતોમાં ઊતરવાની જરૂર નથી. ભલે બાળકોની માતાઓ પોતાનાં બાળકનાં ગજવામાં લાડવો આપે કે ધાણી! કે પછી સરબોડાનાં સોટાના સપાટા! એ તો ભલા જેને વિત્યું હશે તેજ જાણતા હશે! પછી જેને જેવી પ્રસાદી!! જેને જેવો ભાવ ને જેને જેવી રૂચી!!! હશે! પણ આપણા વાર્તાનાયકનું કોઇ તો જરા જૂઓ. તેની માતા તેને નિશાળે મોકલવા ઘણો આગ્રહ કરી રહી છે, પણ જતા નથી. તેઓને તો આજે સ્કુલની માસિક ફીનાં પૈસા જોઇએ છે. માતા કહે છે બેચાર દિવસ બાદ આપીશું! મથુરભાઇ તેનો ઇનકાર કરે છે. એવામાં બંદરાંપર બે ચાર સપાગ કરતાં નિશાળ તરફ રંઝાક બેન્ડના અવાજને પણ ભુલાવે એવો બેસુરો અવાજ કાઢતાં ગબરડી મારતા કે નિશાળે પહોંચ્યા પણ નાળીયેર સાથેજ છે.

કલાસ ચાલુ થતાં છોકરાઓનાં પાઠ લેવામાં, ત્યારબાદ માસિક ફીની માંગણી થઇ. મથુરભાઇનું કોઇ જોવા જેવું હતું. વારી આવતાં ડોકું ધુણાવ્યું, એટલે માસ્ટીસ્ટર ઉભા રહેવાનો ઓર્ડર થયો. ઊભો થતાંજ વિચાર કીધો શું ભણાવે તેમાં પણ પૈસા? બાપ! બાપ!! બાપ!!! જ્યાં જૂઓ ત્યાં પૈસા વગર તો ડગ ભરાતુંજ નથી! ત્યારે, એવું પૈસા ખરચીને લીધેલું ભણતર પણ શું કામનું? બાપા કહેતા હતા કે આગળના ઋષિમુનિઓ ખાલી ચાવલની મૂઠ્ઠી લઇ ભણાવતા હતા, અને તે પણ જે શક્તિ પૂર્વક આપે તેની પાસેજ લેતા હતા અને કેટલાકને તો પોતાની પાસે રાખી વિના ખર્ચ લીધે વિદ્યાદાન આપતા હતા, ત્યારે આ-

જુના જમાનામાં પૈસા નહી આપે તો ભણાવવુંજ નહી એ કયાંનો ન્યાય? છટ! એવું વેચાતું જ્ઞાન મારે જોઇતું નથી. આગળના ઋષિમુનિઓ જે વિદ્યા આપતા તેથી જન્મનું સાર્થક થતું અને સ્વર્ગે જવાતું ત્યારે હાલમાં પૈસા ખરચી લીધેલી કેળવણી ગુલામીનાં રસ્તા ઉપર દોરે છે. થોડું ભણશું કે બાપા, વારમાસ્તર! પોષ્ટમાસ્તર! ટીંગમાસ્તર! વગેરે વગેરે માસ્તરનાં પુછડાં બલાડાં એ લલચાવશે અને ગદ્ધા વૈતરીમાં ફસાવસે! નહી તો ટપાલી! ગંહેવાજી! કારકુનજી! છેવટે નહીં ફાવે તો હવાલદારીની ટોપડીપત્તારી પણ અપાવશે. અને તેમાંજ જીવનની મહત્તાને હોમી દેશે! માટે મારે તો આ પોપટીઆ બદલે ગદ્ધા વૈતરીઆં શિક્ષણે જોઇતું નથી! ભણવું એ નથી અને સાહેબ બાપા કહેવડાવવું એ નથી! બાપનાં ઢોરાં છે તે ચારવશું અને વર્ષ દિવસે મહેનતનો બદલો મેળવશું! આ આજ ખણ પડક ગણ શી કામની?" આવા વિચારો ચાલતા હતા એટલામાં ગજવાંપર હાથ પડયો અને ચેત્યા!" "વાહવાહ માસ્તરે આપેલી શિખામણનો બદલો માસ્તરને આપવો!" આવો પાકો નિશ્ચય કરી, નાળીયેરનો ગોળો કાઢયો અને માસ્તર લથડતારામનાં માથાંપર ભમ કરતો કે ઠોકયો! બરાબર માથું સાફ કરાવી આવેલા સુલેમાન સાટકા જેવા માસ્તરનાં નાળીયેરી ડોલા જેવાં માથાં ઉપર ડોયો જઇ ચોંટયો કે પછી શું અકસ્માતની ધડ.ધડ?!! બેઠો ભપારો પડતાંજ રક્ત ગંગા વ્હેવાં લાગ્યાં! આ બનાવ જોઇ છોકરાઓ માસ્તરને પાટાપેટાસની પડાપડીમાં પડયા કે લાગ જોઇ મથુરભાઇ ઠેઠ બડફારામ ઘર તરફ પલાયનમઃ કરી ગયા. પાછળથી તેમનું નામ સ્કુલમાંથી કાઢી નાખવામાં આવ્યું, અને ડામીસમાં ઠરી ગયું.—[ખરેખર, વર્તમાન કેળવણી શૈલી ઘણીજ સખ્ત અને બોજારૂપ છે. વળી રંક કુટુંબમાં ઉછરતા છોકરાએ માટે ભવિષ્યમાં આગળ વધવાનાં સાધનો આપણા દેશમાં ઘણાંજ જૂજ છે, એટલે તેઓ બિચારા અધૂરી કેળવણી લઇ નોકરીનાં ફાંસામાં ફસાઇ જાય છે અને તેમાંજ તેઓનું અમોલ જીવન કર્તવ્ય શૂન્ય થઇ જાય છે! બલ્કે નોકરી કરતાં તેઓને ઇશ્વર સ્મરણ કરવાનો વખત પણ ઘણોજ જૂજ મળે છે. શું આ આપણા દેશની એક દુઃખદાયિ સ્થિતિ નથી? ખરેખર કેળવણી તો મફતજ હોવી જોઇએ!]

(૫)

ઉપલી વાતને કેટલાંક વર્ષ થઇ ગયાં છે. મથુરભાઇને હવે ગૃહસ્થાશ્રમની ઝુંસરીમાં જકડાવું પડ્યું છે. માતપિતા પણ મરણ પામ્યાં છે. પોતે કૃષી કર્મ કરી ગુજરાન ચલાવે છે. ગૃહસ્થાશ્રમનાં ઘણાક અસહ્ય રિવાજો તેમને ભારી થઇ પડે છે. તે સર્વે રિવાજોમાં એકે પગે આગ મૂકવા તૈયાર થઇ રહ્યા છે, પણ એમની વાતોને કોઇ ટેકો આપતું નથી. ઘરમાં દસ વર્ષની કન્યા થનથનાટ કરી રહી છે. હવે ઘરમાં સ્ત્રી ખાવા ધાય છે. જ્યારે ત્યારે છોકરીને માટે શું કીધું? એ પ્રશ્નજ રોજનાં ઉપર આવી ઉભો રહે છે. છોકરાને પરણાવવાં લગભગ બે એક હજારની પુંજી જોઇએ પણ તેમનાં ગજવાં તો ખાલી છે. જે કાંઇ હતું તે માબાપના દહાડાનં પાણીમાં સમાપ્ત થયું હતું. તે વખતે મથુરભાઇએ તો નાળીયેર હોમવાનો વિચાર કીધો હતો! પણ આ બાજુ ન્યાતીલાઓ કાચા ન હતા. મ્હેણાં રહેણાના ભયે લોકોનાં હાથ ભીંવડાવ્યા હતા. આથી મથુરભાઇ કંટાળી ગયા હતા, પણ લાચાર થઇ બેસી રહેવું પડ્યું હતું. વળી હાલમાં ખેતીમાંથી પણ એવી સારી ઉપજ નહી થતી કે તે તેમાંથી પોતાનાં ગુજરાન ઉપરાંત કંઇક બચાવી છોકરીનાં લગ્ન કરે, રાત દિવસે તેમને એજ ચિંતા રહેતી કે "હવે છોકરીનું શું કરવું?" પણ મક્કમ વિચાર પર આવી શકતા નહી; તેમનો વિચાર

તો એવો હતો કે આ વખતે ન્યાતીલાઓનાં માથાંમાં નાળીયેર મારી રીતરિવાજોને હોમી દઇ છોકરીને કોઇ ભણેલા સાથે વગર ખર્ચે કોર્ટે પરણાવી દઉં. પણ શું કરે. આ વખતે તેમનો જામો પકડી બેઠેલી ઘરવાળી છોડે એમ ન હતી. તે તો પોતાની છોકરીના લગ્નમાં બે હજાર રૂપીઆ ખરચાવવા માંગતી હતી, પછી ભલે તેની પાસે પૈસો ન હોય તો કરજ કરી લાવે! ઘરગીરો મુકે! જમીન વેચે કે મથુરભાઇ ભંગીયાને ત્યાં વેચાય! તેની તેને જરા.. રા.. એ દરકાર ન હતી. પણ તેને તો ઉંચા કુટુંબમાં બડેખાંઓને ત્યાં છોકરી પરણાવવી હતી. અને એજ રૂદન પાટલો રોજનો ચાલુ હતો. મથુરભાઇએ બધાંને નાળીયેર સોંપવા માંગતા હતા પણ અહીં તેમ કરવા તેમનું જીગર ના પાડતું હતું, કારણ કે જેવાં હતાં તેવાં પણ પોતાનાં અંતર સાથે બંધાયલાં હતાં, એટલે શું કરે? અહીં કંઇ લથડતારામ નહી હતા કે બેટ્ટો મપારો ઠોકે! એતો ત્યાંજ ચાલે કે જ્યાં કંઇ લાગતું વળગતું નહી હોય!!! આવી ઉપાધીઓથી મથુરભાઇ કંટાળી ગયા હતા, અને ધર્મ પ્રતિ તેમનું લક્ષ્ય ખેંચાતું ચાલ્યું. નરસિંહ મહેતાનાં પદો મુખપર કરી રાખ્યાં!! અને આખો દિવસ "ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ!!" આ પદ ઉલટાવી ઉલટાવી ગાતા હતા. અને કોઇપણ રકમની ચિંતાને દૂર કરતા ચાલ્યા!!

એવામાં ગામમાં પ્લેગ ચાલુ થયો!! અને લોકો ભાગવા-નાસવા લાગ્યા. પણ મથુરભાઇએ નાસવાનું દિલ કીધું નહીં. કર્મ સંજોગે દુર્ભાગ્યવશાત્ એકજ દિવસે તેમની મતવાલી મોહરદાર અને બાળકન્યા પ્લેગ રાક્ષસનાં કાળમુખમાં સપડાયાં! આવા બનાવથી મથુરભાઇ પોતે પોતાની અક્કલ ઠેકાણે રાખી શક્યા નહી. અને ઘરમાં મામીમ સળગાવી મૂકી. પછી શું હોય? લોકો દોડયા પણ અગ્નિ-દેવ પકડ્યા પડે એમ ન હતાં, લોકો મથુરભાઇને પકડે તે પહેલાંજ તેમણે "ભલું થયું ભાંગી જંજાળ સુખે ભજશું શ્રીગોપાળ" ના ચરણને લલકારતાં પોતે પણ નાળીયેર હોમી ઝંપલાવી મુક્યું!!! [ખરેખર આજકાલનો સામાજીક બંધનો તેમજ રીતરિવાજો જેઓ ગરિબ તવંગરને માટે એકજ લાઇન પર રચાયલાં છે તેની અંદર હંમેશને માટે આગ મુકવાની જરૂર છે. ગરીબો એ કામ કરવામાં ફળીભૂત થતા નથી કારણ તવંગરોનો લાભ ઉભતો હોવાથી તેઓ ચોવીસે કલાક બંબાની સુંઢથી પાણીનો મારો ચાલુ રાખે છે. અને કોઇને જરાપણ ફાવવા દેતા નથી. ભુલે ચુકે જો કોઇ ગરીબ બહાર આવે તો તે પોતે તેમાં હોમાઇ જાય છે. એટલે આવી અંધાધુંધીમાં સળગાવનાર તવંગરો ગરીબોને પોતાની બીછાવેલી જાળમાંથી મુક્ત કરશે તોજ દરેકેદરેક સમાજનું શ્રેય થવા સંભવ રહે છે!!]




પત્ર હાથમાં લઇને કૈલાસ પાલમાલ રોડની ખુલ્લી ખડકીની ઠંડી હવા ખાતો હતો. પણ ચોદીવારમાં પસીનાથી તેનું શરીર ભીંજાઇ ગયું શું કરવું? કેવી રીતે કરવું? તે ધ્યાનમાં આવ્યું નહિ. જ્યાં કોઇપણ પોતાનું નથી, ત્યાં માણસો હોય તો પણ જંગલ છે; લંડનની તે સડક પરથી કેટલાક સભ્ય જેન્ટલમેન Gentleman સારાં સારાં કપડાં પહેરીને ચાલ્યા જતા હતા-પણ કૈલાસ તો જાણે જંગલમાં બેઠો હતો. તે કોની પાસે જઇને કહે કે અંતર-

ખંડની મ્હારી પ્રસિદ્ધ પેઢીનું આજ દેવાળું નીકળ્યું છે! અને મેં જે રૂપિઆ આવવાની આશા હતી, તેની ઉપર પાંચસો પૌન્ડ કરજે લીધા હતા, તેમાંથી એક પેની પણ ચૂકતી કરવાની મ્હારી તાકાત નથી? ટેબલ ઉપરથી કાગળ ઉઠાવીને ફરી તેણે વાંચ્યો. મિત્ર રમેશે લખ્યું હતું કે,—"તમારા પિતાજી મરણ પામ્યા ત્યારથી મુનીમોની ઉસ્તાદીથી પેઢીનો વહિવટ સારો નહોતો પણ જે ધારવામાં નહોતું તે આજ થયું! દેવાળું પિટાયું છે! જો તમે જલદી આવશો તો કંઇક પતશે. પત્ર વાંચીને જલદી આવો?"

કૈલાશ કરજદારોને દરરોજ આશા આપતો હતો કે હિન્દુસ્તાનમાંથી મ્હારા રૂપિયા આવવાના છે. ૭ માસથી રૂપિયા રોકાણ હતા—પરંતુ કૈલાશની પ્રમાણિકતા પર વિશ્વાસ હતો. એ માટે હોટલવાળી મિસ જોન્સે ભાડું પણ માગ્યું નહિ, તેમજ કેટલાક મિત્રોએ પણ સહાયતા આપી હતી. શનિવારના રોજ ભારતની ટપાલ વહેંચાતી હતી. કૈલાશ રૂપિઆની આશામાં હતો. જ્યારે મિત્ર રમેશનો પત્ર મળ્યો, ત્યારે જાણે મેઘ વિના વિજળી નીચે પડી! પાસે એક પૈસો પણ નહિ, વળી આશાલતા પણ કરમાઇ ગઇ?

શિર પકડી કૈલાશ ઊભો થયો, તેના લલાટ ઉપર પસીનાના બિન્દુ બાઝયા, બન્ને હાથો વતી પોતાનું શિર જોરથી દબાવ્યું. વિચાર કર્યો મહા પુરુષો પર આથી પણ અધિક આપત્તિ આવી છે? શું હિન્દુસ્તાન નહિ જઇ શકાય? શું એકવાર પ્રયત્ન કરી શકાય? જો ભારત પહોંચી જવાય તો કાંઇક થઇ શકે. પણ પાસે એક કોડી પણ નથી! અંગ્રેજના દેશમાં ભારતવાસીનો વિશ્વાસ કોણ કરે? વળી ભારત પહોંચવાને થર્ડ કલાસનું ભાડું ૨૦ પૌન્ડ છે, ક્યાંથીએ ૨૦ ગિનિ મળી શકે? આશાથી ઉત્સાહિત થઇને કૈલાશ નવ વાગે કાંઇ પણ ખાધા પીધા વિના રિવસ હોટલથી ઉતરીને સડક ઉપર આવ્યો.

(૨)

'રૉબિન્સન' એન્ડ કમ્પની, ને પૂછવાથી માલુમ થયું કે, હિન્દુસ્થાન જવા માટે કાલ ૭-૨૦ મિનિટપર સ્ટીમર ઉપડશે એટલા સમયમાં જો કોશિશ કરીશ તો ૨૦ પૌન્ડ એકઠા કરાશે તો ભારત પહોંચી જઇશ!

ફરતા ફરતા સંધ્યાકાળ થયા, પોતાના સર્વ મિત્રોને કૈલાશે પોતાની હકીકત જણાવી, કેટલાકે સહાનુભૂતિ દેખાડી,—કેટલાકે પોતાની અસમર્થતા પ્રગટ કરી-કોઇએ એક કે દોઢ પૌન્ડ દઇને તેને બીજા મિત્રોની સહાયતા માગવાનું કહ્યું. જ્યારે સાંજના સાડાપાંચ વાગે અને વિશ્વની સમ્પત્તિથી અલંકૃત લંડન નગર વિજળીના દિવાઓથી ઝળકી ઊઠયું!—તે વખતે કૈલાશ નિરાશાના કાળા મેઘથી, પડી જઇને નિર્જીવ જેવો બની ગયો. આખા દિવસમાં તેને કેવળ ૩ પૌન્ડ મળ્યા, બાકી ૧૭ પૌન્ડ મળવા અશક્ય હતા, જે ૭ માસથી કરજદાર છે, એને કોણ નાણાં ધીરે? કૈલાસનું માથું ઘૂમવા લાગ્યું! તે વિચાર કરવા લાગ્યો, કે સંસાર હૃદય હીન છે, ચારે તરફ જે હજારો મનુષ્ય ઉજળા કપડાં પહેરીને ફરે છે. માનોકે તે સ્વાર્થના સફેદ ચિંથરાઓમાં ઢંકાઇને ફરી રહ્યા છે, સહુ પોતાનું સુખ ઇચ્છે છે, બીજાના દુઃખથી કોણ દુઃખી છે? કૈલાશને મનુષ્યો પર ઘણોજ તિરસ્કાર થયો! તે વખતે એક વર્તમાન સમાચાર વેચવાવાળો છોકરો અવાજ કરતો નીકળ્યો-"સાંજના તાજા સમાચાર-ગિલ્ડનપાર્કમાં મર્કરીનો આત્મઘાત-એના ખિસ્સામાંથી નીકળેલી ચિઠ્ઠી-તાજા સમાચાર."

એક ક્ષણમાં કૈલાશને મસ્તકમાં વિજળીનો ચમકાર થયો! એ છોકરા પાસેથી એક કૉપી London News ની ખરીદી, એમાં મર્કરી નામના એક યુવકના આત્મઘાતના તાજા સ-

આચાર હતા, કૈલાશ-પાસેની હોટલમાં ચાલ્યો ગયો, એની આંખ વિકટ હાસ્યથી નાચી ઊઠી! સવારથી તેણે પાણીનું ટીપું પણ, "મ્હોંમાં નાખ્યું નહોતું?-પણ તેને યાદ પણ નહોતું. નોકરના પૂછવા ઉપરથી તેણે ચિઠ્ઠી લખવા માટે નોટપેપર અને કવર માગ્યાં. અરધો કલાક બેસીને તેણે દશ બાર ચિઠ્ઠી લખી કવર ઉપર ઠેકાણું લખીને ખિસ્સામાં રાખી લીધું, પછી નોકરને પૈસા આપીને તે બ્હાર નીકળી ગયો.

રસ્તામા વ્હાઇટ એન્ડ બેડલા, ની દુકાનમાંથી અઢી પૌન્ડની એક પિસ્તોલ અને ચાર કારતૂસ ખરીદ્યાં. દૂકાન બ્હાર એક ભિખારીને પોતાના જેવી હાલતમાં દેખ્યો; તે ભીખ માગતો હતો. કૈલાશના ખિસ્સામાં કેવળ બે પેન્સ હતા તે તેને આપી દીધા.

(૩)

નિક્સન પાર્કમાં કૃત્રિમ સરોવરના કિનારે બેસીને કૈલાશ વિચાર કરી રહ્યો હતો કે કાલ સવારમાં વર્તમાન પત્રમાં તાજા સમાચાર મોટા અક્ષરે છપાશે!

"An Indian student shoot himself" his name is Kalidas chandra.

એ વખતે કોઇએ પાછળથી ખભાનો સ્પર્શ કર્યો. ફરીને જોયું તો માલૂમ થયું કે, મિસ માઉન્ટરોઝ છે. સભ્યતાને લીધે ઊભા થઇને કૈલાશે તેને બેસાડ્યાં. મિસરોઝે પૂછ્યું-"અમારી હોટલમાં કેમ ન આવ્યા મિ૦ કલાસ?" કૈલાશ જ્યારે 'કંટરબરી હોટલ'માં ભોજન કરતો હતો, તેમાં મિસરોઝ ભોજન પિરસવાનું કામ કરતી હતી. મિસે ફરીથી કહ્યું-'શી ચિન્તામાં છો મિ૦ કૈલાસ?"

કૈલાશે કહ્યું-'તમને માલૂમ છે કે આ તળાવમાં એક દિવસ પ્રેમથી નિરાશ થઇને જર્મન કવિ ડૂબી જઇ મરી ગયો હતો, તેનું નામ શું હતું?'

મિસરોજ-'અરે! અભાગી એવા શું વિચાર કરે છે?'

કૈલાશ-'ખરેખર, નિરાશાથી મોત સારૂં છે!'

રોજનું હૃદય કંપી ઊઠયું! એણે કહ્યું-'ચાલો મિ. કૈલાસ નાવમાં સહેલ કરી આવીએ.'

તળાવનું કાળું પાણી જોઇને કૈલાશે કહ્યું-'ક્ષમા કરો! મિસ, મ્હારી પાસે એક પેન્સ પણ નથી.'

રોજ ફરી કંપી ઊઠી! અને કહ્યું-'સારૂં મિ. કૈલાસ, કાંઇ વાત કરો કારણ કે આજ મ્હારો જીવ સારો નથી'

કૈલાશે કહ્યું-" મકરીના આત્મઘાતની વાત વાંચી છે?'

કૈલાશે કોટનું પાકીટ ખોલતા સાથેજ મિસરોઝે કહ્યું-'એમ તેને શા માટે કરવું પડયું?'

કૈલાસ-'નિરાશાથી તંગ થઇને એણે જે કાંઇ કર્યું છે તે ઠીકજ કર્યું છે?'

પાકીટની કોઇક કડી બ્હાર લટકતી હતી, તે જોઇ કહ્યું-'કહો એ શું ચાહતો હતો?'

કૈલાસ-'સંસાર સર્વને માટે સોનાનો બાગ છે? નહિ, ઘણાકને માટે તે નરકથી પણ અધિક છે!'

મિસરોઝે કૈલાશના ખિસ્સામાંથી એક કડી ખેંચીને તળાવની વચ્ચે જોરથી ફેંકી દીધી!

કૈલાશે કહ્યું-'હાય રાક્ષસી, તેં મ્હારી અન્તિમ આશા પણ છીનવી લીધી!'

મિસરોઝે કહ્યું-'મિ. કૈલાસ મ્હારી બીક ચાલી ગઇ! કોઇ હોટલમાં જઇને ભોજન કરશું. મ્હને બહુ ભૂખ લાગી છે!'

કૈલાશ—'તને ક્યાં માલૂમ છે કે, તેં મ્હારો સર્વ નાશ કરી દીધો હવે કાંઇ બીજો ઉપાય!'

મિસરોજ—'એવા નિરાશ વિચાર છોડો, ચાલો ઉઠો?'

(૪)

ભોજન કર્યા પછી એકલા ઓરડામાં બેસીને મિસે રોઝે કહ્યું-'કહો મિ. કેલાસ, તમે એવાં હલકા કામ નહિ કરો કે?'

કૈલાસ—'હું આજ રસ્તાનો ભિખારી છું. મિસરોઝ? આજ તમે ખવડાવ્યું છે, તો હું કાલે જરૂર ભૂખે મરી જઇશ?'

તેના મોઢા તરફ જોઇને રોઝે કહ્યું—'તમારે કેટલું દેવું છે?'

કૈલાસ—'૫૦૦ પૌન્ડનું દેવું છે, અને ૨૦ પૌન્ડ ભાડું, હિન્દુસ્તાન પહોંચીને મ્હારા મિત્રો પાસેથી કાંઇક રૂપિઆ લઇને મુકરદમો લડી મુનીમોએ ખાધેલું પાછું કઢવીશ। પેઢીમાં કોઇ પણ જાતનો વાંધો નથી, પરંતુ પહોંચવું કઠણ છે?'

પાકીટમાંથી ચેક-બુક કાઢીને મિસરોઝે ૬૦૦ પૌન્ડનો એક ચેક કૈલાશના નામે લખી દીધો કૈલાશે નીચા નમીને જોયું કે તેની પૂંજી ૬૦૦ પૌન્ડની હતી.

કૈલાશે કહ્યું-"તમે સાક્ષાત્ દેવી છો, પણ હું નથી ઇચ્છતો કે જે દશા આજ મ્હારી છે, તે કાલ તમારી થાય!"

મિસરોઝ- 'તમારી દશા જુઓ મિ. કૈલાસ? આવ્યો બદલામાં આપનો ફોટો જરૂર મોકલી દેજો, Good Night.

રસ્તામાં જતાં જતાં મિસ રોઝને કેટલીક વાર પોતાની આંખો રૂમાલથી લુછી નાખી! ત્યારે આપણ દસ્તો સૂઝ્યો; તેને એ વાતનું ધ્યાન નહોતું કે આજ તેની પાસે એક પૈસો પણ નથી!

કૈલાશે મનમાંને મનમાં કહ્યું, પરમાત્માએ આ અમૂલ્ય હૃદય ક્યાં છુપાવી રાખ્યું હશે? મોટા મોટા પૈસાદારો મખીચૂસ અને આ એક સાધારણ સ્થિતિવાળી રમણી વિશ્વ પ્રેમિકા!!! *

રોજીદ. (ધંધુકા) "સુરેન્દ્ર"

* હિન્દીને આધારે.

## પત્નીનો પશ્ચાતાપ.

"લ્યો રે કાચના વાસણો, કાંસકી આપના રમકડાં" વીગેરે લાંબી બૂમ મારતો એક ફેરીવાળો નિર્મળા જે ચાલીમાં રહેતી હતી તે ચાલીમાં આવીને ઉભો રહ્યો. નિર્મળાની પડોશમાં જ લક્ષ્મી રહેતી હતી તેણે નિર્મળાને હાંક મારી બોલાવી. ફેરીવાળાનું ટોપલું નીચે ઉતર્યું અને જે પ્રમાણે એકાદ ખેતરમાં પંખીનું ટોળું આવીને પડે તેજ પ્રમાણે ચાલીમાંની સર્વે સ્ત્રીઓ તે ફેરીવાળાના ટોપલાની આસપાસ ફરી વળી! કોઇએ કાચની બરણી ખરીદી, કોઇએ કપ રકાબી ખરીદી, કોઇએ પોતાનાં બાળક માટે રમકડાં ખરીદ્યાં અને સર્વે પોતાની વિખરાઇ ગઇ.

નિર્મળાના અંતઃકરણમાં એકાદ બે આયના અને કાચનાં રમકડાં ખરીદવાની ઇચ્છા થઇ પરંતુ પાસે પૈસા ન હોવાથી તેણે દયામણું મુખ કર્યું. તે જોઇને તેની પડોશણ લક્ષ્મીએ નિર્મળાને એક બાજુએ બોલાવી કહ્યું "આ ફેરીવાળો કેની, નિર્મળા બ્હેન ઘણોજ સારો માણસ છે. તમારી પાસે હાલ પૈસા ન હોય તો ઉધાર વસ્તુઓ લ્યો. તે પૈસા માટે કોઇ પણ તકરાર કરે એવો માણસ નથી."

આ જગતમાં કેટલાક પ્રચ્છન્ન શત્રુ મિત્ર રૂપે હોય છે! નિર્મળાને લક્ષ્મીની સલાહ ઘણીજ પસન્દ પડી, પણ તે પહેલાંજ તેને પશ્ચાતાપ થવા લાગ્યો હશે.

લક્ષ્મીની ભલામણથી નિર્મળાને જે જણસો જોઇતી તે 'ઉધાર' મળી. રોજ ફેરીવાળો ચાલીમાં આવે અને બે ત્રણ દિવસને અંતરે નિર્મળા તેની પાસેથી ઉધાર જણસો જે જોઇએ તે લે. ફેરીવાળો બોલે ચાલે નહીં એટલે સારો માણસ! અને તેમાં લક્ષ્મીની ભલામણ!! પછી તે પૈસા ન માગે તેમાં નવાઇ પણ શું? હશે, નિર્મળાની પૂર્વ સ્થિતિ હવે વાંચકને જણાવવી જોઇએ.

નિર્મળાના પતિ કાન્તિલાલને એના વડિલની કાંઇ મિલ્કત નહોતી. કાન્તિલાલની ઉમ્મર પાંચ-છ-વર્ષની થઇ એટલે તેના પિતાએ સ્વર્ગમાં પ્રયાણ કર્યું. કાન્તિલાલનું પાલન પોષણ તેના મામાએ કર્યું, તેના મામાની મિલ્કત પણ પોષણ પુરતીજ હતી. જેમ તેમ 'સ્કુલફાઇનલ'ની પરીક્ષા સુધી કાન્તિલાલને તેના મામાએ મદદ કરી. કાંતિલાલ એક સરકારી ઓફીસમાં દર માસે પચ્ચીસ રૂપીઆના પગારે નોકરી ઉપર રહ્યો. મુંબઇ આવતાંની સાથેજ તે પોતાનાં કુટુમ્બ સહ રહેવા લાગ્યો. ગામડામાંથી માણસ મુંબઇ સરખા શહેરમાં આવે એટલે ત્યાંની ધમાલ જોઇ એકદમ ગભરાઇ જાય છે. ત્યાં ઘર બેઠા વેચાતા આવતા ન્હાના વ્હેરના પદાર્થો જોઇ શું લઉં અને શું રહેવા દઉં એમ તેનાં અંતઃકરણમાં થાય છે. નિર્મળાની સ્થિતિ એવીજ રીતની થઇ હતી.

એ પ્રમાણે બે માસ વીતી ગયા. પતિની પરવાનગી સિવાય આપણે વસ્તુઓ 'ઉધાર' લીધી એ બરાબર કર્યું નહીં એવું નિર્મળાને લાગ્યું, પરન્તુ 'આજ કહું' 'કાલે કહું' એમ કરી કરી તે દિવસો નિર્ગમન કરવા લાગી.

એક દિવસ બેઠાં બેઠાં નિર્મળાએ સહજ હીસાબ કર્યો તો ફેરીવાળાના દશ રૂપીઆ થયા છે એમ તેને જણાયું. આટલી મોટી રકમ થઇ હશે એમ તેને કલ્પના પણ નહોતી, તે એકદમ ગભરાઇ ગઇ. ફેરીવાળાના પૈસા બદલ પતિને કહેવું કિંવા ગુપચુપ ફેરીવાળાના પૈસા પતાવી દેવા એ વિચારમાં તે હતી એટલામાં "ઘોરે કાથનાં વાસણો" નો ધ્વનિ તેને સંભળાયો, અને ફેરીવાળો ચાલીમાં આવીને ઉભો રહ્યો. દરરોજ નિર્મળા ફેરીવાળો આવ્યો કે તેની ટોપલી તરફ ધસી જતી અને આજ ફેરીવાળાનો અવાજ સુણતાંજ તે દ્વાર બન્ધ કરી અંદર બેઠી. ફેરીવાળાએ નિર્મળાને આજે જોઇ નહીં એટલે તે બાબત તેણે લક્ષ્મીને પૂછ્યું:-" તે તમારા નવીન મૈત્રીણી ક્યાં છે "? ઘરમાં હશે" લક્ષ્મીએ તુરત ઉત્તર આપ્યું "હું હમણા બોલાવું છું" કહી લક્ષ્મી નિર્મળાની ઓરડી તરફ ગઇ અને "નિર્મળા! નિર્મળા! તમને ફેરીવાળો બોલાવે છે" એમ બૂમ મારવા લાગી. નિર્મળાને દ્વાર ઉઘાડવાંજ પડયાં. નિર્મળા ફેરીવાળા પાસે આવી. નિર્મળાને જોતાંજ ફેરીવાળાએ કહ્યું "બ્હેન! બે મહિના થઇ ગયા. હું પૈસા માટે આજદિન સુધી એક શબ્દ પણ બોલ્યો નથી. મારા પન્દર રૂપીઆ નીકળે છે તે જલદી મને આપી દો, નહીં તો હું સ્મોલકોઝ કોર્ટમાં ફરીયાદ કરીશ."

ગરીબ બિચારી નિર્મળા! ફેરીવાળાની ધમકી સાંભળી તે તો એકદમ ગભરાઇ ગઇ, અને તેના પન્દર રૂપીઆ થયા એ સાંભળી તેને અત્યંત આશ્ચર્ય લાગ્યું!! નિર્મળ નિર્મળાને જગતનો અનુભવ નહોતો!!!

સન્ધ્યાકાળે કાન્તિલાલ ઓફીસમાંથી ઘેર આવ્યો ત્યારે હમેશ પ્રમાણે પ્રસન્નવદના નિર્મળા ઓરડીનાં દ્વાર પાસે આજે "સુસ્વાગતમ્" કહેવાને ઉભી રહેલી તેને દૃષ્ટિગોચર થઇ નહીં. ઓરડીમાં જતાંજ નિર્મળા નીચું મુખ રાખી ધ્રુસકે ધ્રુસકે રૂદન કરતી તેને માલમ પડી.

કાન્તિલાલે કહ્યું:–વ્હાલી! શા માટે તું રડે છે? શું તને કાંઇ દુઃખ થયું છે?" એટલે નિર્મળા વધુ રડવા લાગી. છેવટે, તેણે કહ્યું. 'મારાથી એક ભયંકર ભૂલ થઇ ગઇ છે. આપ મને ક્ષમા કરો તો કહું."

"તારી ભૂલ ક્ષમા કરવા યોગ્ય હશે તો અવસ્ય હું ક્ષમા કરીશ, પરન્તુ આગળથી હું વચન આપી શકું નહીં" કાન્તિલાલે કહ્યું.– ત્યારબાદ નિર્મળાએ સર્વે હકીકત કહી. સંભળાવી. કાન્તિલાલે પેટી ઉઘાડી અને નિર્મળાના હાથમાં પન્દર રૂપીઆ આપતાં શાંતપણે કહ્યું "વ્હાલી! તારી ભૂલ ક્ષમ્ય છે તેથીજ તને એક વખત ક્ષમા આપવામાં આવે છે. મારી સાંપત્તિક સ્થિતિ કેવી છે એ, તું સારી રીતે, જાણે છે, પરન્તુ હવેથી મોહની જાળમાં ફસાઇશ નહીં. 'મુંબઇ' એટલે 'મોહમયી.' મોહ ઉત્પન્ન કરનારું આ શહેર છે. સમજી? હવે પુનઃ એવો પ્રસંગ લાવીશ નહીં!".

નિર્મળાના કાન ઉઘડયા. હાલમાં કાન્તિલાલને પચાસ રૂપીઆ મળે છે અને પતિપત્નીની પ્રેમની ગ્રંથિ કરનાર એક ન્હાનું બાળક પણ ઇશ્વરે બક્ષીસ આપ્યું છે;

મુ. મુંબઇ–સુતાનાગટ નિકટ આડવા હુલાશની. } અંબેલાલ સવરામ- ભાઇ દેશાઇ.

# પ્રકીર્ણ વિષયો.

## લંડનમાં જુદા જુદા વર્તમાન પત્રોનો કેટલો ફેલાવો છે?

લડાઇ જાગ્યા પહેલાં એટલે કે સને ૧૯૧૪ના જુલાઇ માસ પહેલાં લંડનમાં બ્હાર પડતાં જુદાં જુદાં વર્તમાન પત્રોનો કેટલો ફેલાવો હતો તેની વિગત એક અંગ્રેજી વર્તમાન પત્રમાં નીચે મુજબ આપવામાં આવી છે.—

| નામ. | નકલો. |
|---|---|
| ડેલી ક્રોનીકલ | ૩૦૬૭૭૭ |
| " એક્ષપ્રેસ | ૪૦૦૦૦૦ |
| " મીરર | ૯૬૦૦૦૦ |
| " સ્કેચ | ૬૯૩૯૦૦ |
| " ટેલીગ્રાફ | ૧૮૩૩૯૩ |
| ધી ટાઇમ્સ | ૧૪૦૦૦૦ |
| ડેલી મેઇલ | ૮૧૪૯૧૨ |

આમાંથી પહેલાં અને છેલ્લાં પત્રની કિંમત લડાઇ પહેલાં અર્ધી પેની હતી, અને જો કે તેમની કીંમત હાલ વધીને એક પેનીની થઇ છે તોપણ તે બન્ને પત્રોનો ફેલાવો ૧૯૧૪માં લડાઇ પહેલાં હતો તેના કરતાં વધારે હતો

'ધી થંડરર' પત્રની કીંમત લડાઇ દરમીઆન એક પેનીની થઇ ગઇ છે. છતાં તેનો પણ ફેલાવો વધ્યો છે.

ડેલી ટેલીગ્રાફ, મીરર, અને સ્કેચના ફેલાવામાં પણ ૧૯૧૪ની સાલના કરતાં હાલ ઘણો વધારો થયો છે.

ડેલી એક્ષપ્રેસનો ફેલાવો હાલ ૬૦૦૦૦૦ કોપીનો છે, અને ડેલી ન્યુસ કે જેની એક નકલની કિંમત અર્ધી પેની છે કે જેનો ૧૯૧૪ની સાલનો ફેલાવો કેટલો હતો તે જણાવવામાં નથી આવ્યો, તેની આજ આખા દિવસમાં એક એક લાખ જેટલી નકલો ખપે છે.

ટુંકામાં કાગળની કિંમતમાં વધારો થઇ ગયો છે, છતાંએ આ અને બીજાં વર્તમાન પત્રો લડાઇના સમાચાર જાણવાની અભિલાષિ લોકોની ન શમી શકે તેવી ક્ષુધાનું સાંત્વન કર્યે જાય છે.

અરે અફસોસ! આપણા હિંદનાં પ્રકટ થનાં છાપાંઓની ખપની આટલી બધી મ્હોટી

ગાયોથી જેવા ભાર બરદારી બળદો પેદા થાય છે તેવાજ બળદો દુધાળી ગાયોથી પણ ઉત્પન્ન થઇ શકે છે. વળી દુધ અત્યારે મોટા શહેરમાં વસતી પ્રજા માટે બહુ અગત્યની ખોરાકની ચીજ થતી જાય છે. વળી સારી દુધાળી ગાયને ઉછેરવાનું જેટલું ખર્ચ લાગે છે તેટલુંજ દુધાળી ન હોય તેવી ગાયને ઉછેરવાનું ખર્ચ લાગે છે. તેથી કરીને દુધાળાં ઢેર રાખવા એ વિશેષ નફાકારક છે. કેટલાંક એમ વાંધો ઉઠાવે છે કે સૌથી સારૂં દુધાળું પ્રાણી તો ભેંસ છે, કારણ કે તેના દુધની અંદર ગાયોના દુધ કરતાં વધારે સત્ત્વ હોય છે તેથી તે ઘી બનાવવામા વધારે અગત્યનું છે, તે વાત ખરી, પણ હું એમ માનું છું કે બહુ કાળજીથી પસંદ કરેલી અને સારી ઉછરેલી ગાયો જો સારી વ્યવસ્થા અને કરકસરથી ગોશાળામાં રાખવામાં આવી હોય તો, તેઓ ભેંસોના જેટલુંજ દુધ આપી શકે છે અને ખાત્રી છે કે, પ્રાણીઓ પર પ્રીતિ રાખનાર કોઇ પણ માણસ, હું હિંદમાં વસ્યો છું, ત્યારથી જે સુંદર ગાયો મ્હેં જોઇ છે, તેવી ગાયોમાંથી તેવાજ સારાં લાભો પ્રાપ્ત કરી શકશે તો, તે ભેંસો કરતાં ગાયો રાખવાનું વધુ પસંદ કરશે.

### ઢોરોના તબેલા વિષે મુંબઇના નામદાર ગવર્નર લોર્ડ વીલીંગ્ડનના વિચારો

તબેલાના માલિકોએ પોતે જાતિ દેખરેખ રાખવી જોઇએ અને તબેલામાં વારંવાર તપાસ કરવા જવું જોઇએ. જે નાનાં ઢોરોને તે ઉછેરતો હોય તે કાંઇ લાભ આપે તેવા થાય નહિ ત્યાં સુધી એટલે લગભગ ત્રણ વર્ષ સુધી તેણે નફાની બહુ આશા રાખવી નહિ. એમ કર્યાથી તેના ઢોરોની સંખ્યામાં બીજા વાછરડી વાછરડાંથી વધારો થશે અને તેઓ ઘણાં સારાં દુધાળાં નીવડવાની વકી રાખી શકાય. બાકી વધારાના જે હોય તેને લીલામથી અથવા ગમે તે એમ વેચી નાંખવા કે જેથી બીજા પાડોશના ઢોરોની સ્થિતિમાં પણ સુધારો થાય. તેણે તેના વાડાની દરેક ગાયનું એક રજીસ્ટર રાખવું, અને તેમાં દર વર્ષે કેટલાં વાછરડાં જન્મે છે, અને આખા વર્ષમાં કેટલું દુધ આપે છે એ વિગેરે દર્શાવવું. તે ઉપરાંત હું એક એવી સુચના કરૂં છું કે, ઢોરોનાં સંબંધમાં ઢોર જે પ્રદેશ અથવા રાજ્યનું હોય તે પ્રદેશ અથવા રાજ્યના નામથી તેનું નામ પાડવું-દાખલા તરીકે, મૅરી ઑફ જુનાગઢ, રોઝ ઑફ રાજપીપળા-વીગેરે. આ ઉપરથી તે ઢોર ક્યા દેશનું છે અથવા કયી જાતનું છે, તે હમેશાં જાણી શકાય.

તે ઉપરાંત ઢોરોને જૂદી જૂદી જાતની અંગ કસરત કરાવવી, અને જેમ બને તેમ પ્રાણીઓને માટે નિર્માણ થએલી કુદરતી રહેણી કરણી પ્રમાણે ઉછેરાય તેમ કરવું. નાનાં ઢોરનાં બચ્ચાંઓને કદી બાંધવા નહિ, તેમને તો જેમ બને તેમ છુટા દોડવા દેવાં, અને જ્યારે બાંધી રાખવા હોય ત્યારે ઝુંપડા નીચે એક ખુલ્લા મેદાનમાં, તેઓ અંદર દોડી શકે તેવી રીતે રાખવાં.

ઢોરોને પુષ્કળ ખોરાક આપવો, બરાબર ખોરાક આપ્યા સિવાય કોઇપણ પ્રાણી બરાબર ઉછેરી શકાય નહિ. પણ ખોરાક અને કાળજીથી કરેલી માવજતથી ગાયો રીતસર ઉછેરી શકાય છે, વધારે દુધ આપે છે, અને નાનાં બચ્ચાંઓ ઉત્પન્ન કરી શકે છે. ઢોરનાં નાનાં બચ્ચાંને નાનપણથીજ સારી રીતે ખવરાવી ઉછેરવામાં આવ્યાં હોય તો થોડા વર્ષમાંજ પ્રૌઢ-પકવદશા પ્રાપ્ત કરશે અને ઉપયોગી થઇ પડશે.

ગોશાળા તબેલા બરાબર શુદ્ધ રાખવાં અને ગાયો જ્યારે કોઢમાં હોય ત્યારે તેમને સુવાને માટે બરાબર સાધન કરી આપવું.

**( જાન્યુઆરી, ૧ ૧૯ના એગ્રીકલ્ચર જનરલ ઑફ ઇંડીઆમાંથી )**

# પુસ્તક પરિચય.

**વિદ્યા રૂપી વાડી**—રચનારઃ-કરમઅલી રહીમભાઇ નાનજીયાણી બી. એ. કચ્છ-કેરા. કીમત ૦-૧૨-૦

આ એક હિંદુ ગૃહ વ્યવસ્થાના નમુના સરખી નવલકથા એમને મુંબાઇવાળા સુપ્રસિદ્ધ કવિ બાધચ કચ્છ શર્મા તરફથી અભિપ્રાય માટે મળી છે, જે અમે આભાર સહીત સ્વિકારીયે છીએ. આ ગ્રંથના કરતા ગુજરાતી ભાષાના વાચકોને એવા જણીતા છે કે તેમના અંગત વખાણ સાથે લખાણનો બહોળો પરિચય આપવાની અગત્ય રહેતી નથી. એમાં ઉગતી પ્રજા કેવી જાતના શિક્ષણને યોગે પ્રભાવશાળી પ્રજા નીવડે, અને તેમાં કયા યત્નોની કાળજી રખાય તો તેથી માતૃદેશો મગ્ન અથવા તો પિતૃદેવોભવ ની વેદમાન્યતા ચિરંજીવી બની શકે એ તરફ ખાસ લક્ષ રાખવામાં આવ્યું છે. હાલ જે શાળામાં શિક્ષણ અપાય છે તે આ પ્રકારના નમુનાનું હોવું જોઇએ એમ આ ગ્રંથ વાંચતાં દરેક હૃદયમાંથી આપો આપ ઉત્પન્ન થાય એવી પ્રકરણ રચના અને પાત્ર યોજના છે. સરળ શબ્દ પ્રવાહને મધુર વસ્તુગતી સ્થાયી ભાવમાં ખીલવવા બહુ કાળજી રાખેલી જોવામાં આવે છે. અમારા વાચકોમાંથી જેમને પોતાની પ્રજાને એક ભવિષ્યના જમાનામાં આદમી તરીકે ઉભા રાખવાની ઇચ્છા હોય તેમણે તેમની બાળ પ્રજાના હાથમાં એક વખત આ પુસ્તક મુકી જોવાની તક ગુમાવવી જોઇએ નહીં એમ અમારી ખાસ ભલામણ છે.

**ત્રણ ભાષાનો ભોમિયો**—આ ગ્રંથ પણ ઉપરના રચનાર વિદ્વાન સાહેબનો રચેલો ગ્રંથ છે. ને તેમાં ગુજરાતી, કચ્છી, ને ઇંગ્રેજી ભાષાને એક બીજાના સંબંધથી ઓળખાવી તેનું સ્મરણ હૃદયમાં દ્રઢીભૂત થાય તે અર્થે યોગ્ય ક્રમ ગોઠવાયેલો છે, જેથી એકી વખતે વગર શિક્ષકે એક વિદ્યાર્થીને ત્રણેય સહેલી રીતે ત્રણે ભાષાઓમાં હાથ લાગે છે. એટલુંજ નહિ પણ તે સાથે ઇંગ્રેજી ભાષાની મુંઝવણની કુંચીઓ પણ ઉકેલવાની શક્તિ સંપાદન થઇ શકે એવી સઘળી ગોઠવણો વાચકને રૂચિગમ્ય બની રહે છે. જેથી કેવળ કચ્છી ભાષાના જાણનારનેજ આ ગ્રંથ ઉપયોગી છે એમ નહીં માનતાં દરેક ઇંગ્રેજી ભાષાનો પ્રવિણ પ્રવાસી એક વખત આ તરફ દૃષ્ટિ દોરશે તો તેનો બદલો તેઓની માહિતી વડે તે ભ્રમણ ક્રમમાં મેળવશે એવો અમને ભરોસો છે. તેની કીમત ૦-૧૨-૦ છે ને તેના કરતાને 'કચ્છ-કેરા' ને શિરનામે લખવાથી મળી શકશે.

**હિરાકણી**—આ ગ્રંથ પણ શ્રીયુત સાહેબ ખાનસાહેબ નાનજીયાણીયે હમણાંજ પ્રગટ કરી જનસમાજની વાજબી સેવા ઉઠાવી છે, એમ અમો કહીયે તો તે ખોટું નથી.

દરેક ધર્મશાસ્ત્રો મનને કેળવવાની ભલામણ કરે છે, તે તરફ ખાસ તર્કપ્રેરણા દોરી હૃદય કેમ નિર્મળ બનાવી મનની ભ્રમણતાઓ દુર કરી શકાય, એ વાત આ ગ્રંથમાં પુષ્કળ દાખલા દલીલો સહીત સમજાવી છે. તેમજ તેમાં ગીતો ને દોહરાઓ પણ સમય સમયના શણગાર સરખા મુકી વાંચકને પ્રિય થઇ પડે તેવી બધી ગોઠવણો બગીચાના ફુલકુંડાં સરખી સહાયથી વર્ણવેલ છે, જેમાં સાદી ભાષાથી ખાસ અભિરૂચીમાં જાણવા જોગ વધારો થાય છે. છેવટે તનના તાપ નિવારવા સાદી ને સસ્તી દવાઓ શારીરીક રોગપર ચમત્કારિક અસર કરી શકે તેવી ચુંટી ચુંટીને આપેલી છે. આ ગ્રંથ પણ ખાસ બાર આનાની કીંમત પ્રમાણે નજીવી રકમે હાસલ થાય છે જેથી સંપૂર્ણ ધન્યવાદને યોગ્ય છે.

**મહિલા મહોદય**—લેખક મુનિ શ્રી બાળવિજયજી. પ્રકાશક શેઠ દેવચંદ દામજી કુંડલાકર-જૈન ઓફિસ-ભાવનગર. રોયલ બાર-પેજી પૃષ્ઠ ૧૪+૧૭૮ ગ્લેઝ કાગળ પાકું રંગીન પુઠું કિંમત રૂ. ૧-૪-૦

પુસ્તકનું પૂઠું લાલ અને લીલાં રંગથી શ્રી-સરસ્વતીના બ્લોક સાથે સુંદર બોર્ડરથી શણગારેલું છે પુસ્તક ઉપલક નજરે જોતાંજ ઘણું સુન્દર લાગે છે, અને ખરેખર અંદરનાં વિષયો પણ યથાક્રમે માહિલાઓને અતિ ઉપયોગી અને ઉંચી શૈલીયુક્ત શિષ્ટ-ભાષામાં દર્શાવેલ છે. આરંભમાં લેખક મુનિ શ્રી બાળવિજયજીની છબી તેમનું જીવન તથા ઉપોદ્‌ઘાત છે. પશ્ચાત્ પુસ્તકની પ્રસ્તાવના ગુજરાતી ભાષાના જાણીતા લેખક શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયાએ લખી છે. પુસ્તકની મહત્તા સંબંધી એમણે પ્રસ્તાવનામાં દર્શાવેલા સન્દેહ અત્રે અનુકૂળ થઇ પડશે.

"રોગને મૂળમાંથી નાબૂદ કરવો હોય તો તેનું ખરેખર કારણ (નિદાન) ઓળખવું જોઇએ. તે પ્રમાણે તેમણે ગર્ભાધાનથી પ્રારંભ કરીને બાળકના જન્મ પહેલાં પણ તેના ભવિષ્યના હિતની ખાતર કેવા ઉપાયો લેવા જોઇએ તેને ઉંચી કોટિમાં લઇ જવા માટે કેવી રીતે માતપિતાએ વર્તવું જોઇએ તથા પ્રસવ થયા પછી કેવી રીતે શિક્ષણ આપવું જોઇએ એનો યથાર્થ ચિતાર આપેલો છે અને આપણા પરમપૂજ્ય ધર્મશાસ્ત્રોના આધારથીજ સિદ્ધ કરી આપ્યું છે કે પ્રજોત્પત્તિને માટે પ્રથમ માતપિતાએ પોતેજ યોગ્ય બનવું જોઇએ ને ત્યારપછી સુક્ષેત્રમાં બીજ વાવવામાં આવે તો તે પરિણામે સારાં ફળ આપનાર તથા ચિરંજીવ થયા વિના રહેજ નહિ

પાછળ કેટલાક સતી સ્ત્રીઓ તથા મહા-પુરૂષોના ચારિત્રો પણ આપ્યા છે. અમે આ પુસ્તક અથ ઇતિ વાચ્યું છે, અને અમને તે અતિ ઉપયોગી લાગ્યું છે. વાંચી શકતી સ્ત્રીઓએ આ પુસ્તકનો અભ્યાસ કરવો જોઇએ

**સ્ત્રી સુખ દર્પણ** (શ્રાવિકા)-સચિત્ર પત્ર. તંત્રી શેઠ દેવચંદ દામજી કુંડલાકર—જૈન ઓફિસ ભાવનગર વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦

આ માસિક અમને શરૂઆતથી બદલામાં મળતું આવ્યું છે. પ્રથમ જો કે આ માસિક અમને કેવળ જૈનોપયોગી માલમ પડયું હતું પરન્તુ ઉત્તરોત્તર આ માસિકની દિશા સર્વ માન્ય થવા પર હતી. છેલ્લો ૧૧-૧૨ સંયુક્ત અંક જોતાં અમને આનંદ થયો. વિષયોની ચૂંટણી બોધપ્રદ, વાર્તાઓ પણ શિષ્ટ ભાષામાં લખાયલી છે ઉપરાંત લગભગ બધા વિષયો સચિત્ર છે. ચિત્રો પણ મર્યાદિત છે. આવાં માસિકનો ફેલાવો વધે એવું અમે ઇચ્છીએ છીએ.

# ગો મહા સભા (કલકત્તા)

## પ્રમુખ સર જોન વુડરફનું ભાષણ.

[ગતાંકથી ચાલુ]

ગોવાળીઆઓ વ્યાપારી છે. અને તેઓ જેમ બને તેમ વધારે લાભ મેળવવાની ઇચ્છા રાખે છે છતાં પણ દયા ધાર્મિક ભાવ એ લોકોમાં દેખાય છે. મૂર્ખ બેલગાડી હાંકવાવાળાઓની ઉદાસીનતા પણ એટલી નિકૃષ્ટ નથી પરંતુ કોઇ કોઇ પુરૂષોની ઉદાસીનતા બધી હાની પેદા કરે છે. એ લોકોનું કર્તવ્ય છે કે એ વિષયમાં જાગૃત થાય અને સારૂં કામ કરે. મેં સાંભળ્યું છે કે આજકાલ કોઇ કોઇ હિંદુ ઘરોમાં સ્ત્રિઓ પ્રાચીન ભાવ

અને રીતી છોડી દઇ ગાયોની સેવા કરવી છોડી દીધી છે. જ્યારે એમની મા અને દાદીઓ ગો સેવા કરતી હતી. મારા ખ્યાલમાં આવે છે કે તેઓ પોતાને મડમ સાહેબ સમજવા લાગી છે. અને ગો સેવાનો ભાર પોતાના નોકરોને માથે નાંખે છે. ગો સેવા જેવું કામ પોતાને લાયક ગાનવા નથી. એનું પરિણામ એ આવ્યું છે કે ગફલત, ખરાબ વર્તન અને કંઇક અંશે ભૂખમરો. જોવામાં આવે છે. એ વાત હું જાણું છું ઘણુ ખરું વાછડાને જે દુધ આપવું જોઇએ તે ન આપતા તેઓને ભૂખે મારવામાં આવે છે. દૂધ નહિ આપતી ગાય. તથા બુઢ્ઢી ગાય નકામી સમજવામાં આવે છે અને તેના ઉપર ધ્યાન આપવામાં આવતું નથી. ડૉ. જોશીનું કહેવું છે કે સાધારણ રીતે શહેરના ગોવાળો વાછરડા પાળતા નથી કેમકે તેનાથી પૈસો પ્રાપ્ત થતો નથી. ઘણા ખરા ગફલતને લીધે તેઓ મરીજાય છે. કોઇ કોઇ ઠેકાણે તો ઝવિત અવસ્થામાં પણ મેલું ખેંચવાની ગાડીમાં જોડવામાં આવે છે. જ્યાં શીંગડાં વાળા પશુઓ પર આવા પ્રકારનો અત્યાચાર કરવામાં આવે છે ત્યાં કલ્યાણની આશા શી? આદિમનિવાસ્સી (જંગલી) કોલા લોકોનો વ્યવહાર કઠોર હોવા છતા પણ પૃથક અને ઉત્તમ છે. કોલ લોક દૂધ પીતા નથી કારણકે પ્રકૃતીએ વાછરડાને જે વસ્તુ ઉત્પન્ન કરી છે તે વસ્તુથી તેઓને વંચિત રાખવા ચાહતા નથી. ઉચ્ચ કુલની પ્રાચિન મુસલમાન મહિલાનું એક ઉદાહરણ એ છે કે પોતાના પુત્રએ જ્યારે એક અંગ્રેજ કલેકટરના કહેવાથી દૂધ ન આપતી ગાયોને નિરૂપયોગી સમજી વેચવા અથવા તો ધારી નાખવી એમ કહ્યું ત્યારે માતાએ પુત્રને જવાબ આપ્યો કે ગાયને પછીથી મારો પણ પહેલા મારોજ વધ કરો! આવનવિનું એ માત્ર ચિન્હજ નથી પરન્તુ એ એક નિશ્ચિત ઉદાહરણ છે. ગયા કેટલાક વર્ષોથી ઘણાં મનુષ્યોની એવી ઇચ્છા હતી કે, એક ગો મહાસભા ઉપસ્થિત કરવી. અને તે પ્રમાણે તે ઇચ્છા ફળીભુત થઇ. એ ઉપરથી એમ માલમ પડે છે કે વર્તમાન દુર્દશાનો અટકાવ કરવાને અર્થે સહવાસના અને ગોપ્રેમ ઓછામાં પ્રમાણમાં ઉત્પન્ન થયા છે પરન્તુ વાત માત્રમાંજ એનો અન્ત આવે એ પ્રમાણે કર્તવ્યનિષ્ઠ થવું. આપણે એકદમ હરખાઇ ન જવું જોઇએ. અને એમ ન સમજવું કે સફળતા આપણે બહુ પાસે છે. જ્યાં સુધી કર્તવ્ય ક્ષેત્રમાં યોગ્ય પ્રયત્ન ન કરવામાં આવે ત્યાં સુધી માત્ર ઉત્તમ વિચારોની જાગૃતિ પુરતી નથી. આપણે એવી ચમકતી આતશબાજી નથી જોવા માગતાં કે જે એકદમ ઠંડી થઇ જાય. પરન્તુ આપણે એવી રોશની જોવા માગીએ છીએ કે જેનો ફેલાવો થોડો હોય પણ ગરમ ઉજ્વલ અને સ્થાયિ હોય. સરકારી રીપોર્ટો પરથી માલમ પડે છે કે ગયા કેટલાક વર્ષોથી સરકારે એ દિશામાં પોતાની દૃષ્ટિ લંબાવી છે. પરન્તુ સરકારની ઇચ્છા લોક સમાજની સહાયતા વિના પાર પડવી સંભવિત નથી. એ પૂર્ણ કરવાને માટે આપણે પણ દૃઢ સંકલ્પ કરીએ.

જો કે એ વિષયમાં હું વિશેષ જાણકાર છું એવો દાવો નથી કરતો. તોપણ એ વિષયમાં કંઇ બોલવાનો મને લાભ આપ્યો છે તેથી હું આનંદિત થાઉં છું. મારી સંમતિ છે કે વર્તમાન ભારતની પ્રધાન સમસ્યા આર્થિક છે અર્થાત્ આ દેશના લોકોને પેટપૂરતું અન્ન કેવી રીતે મળે?

આ સમસ્યાનું સમાધાન ઘણા દીવસપર થવું જોઇતું હતું. પરન્તુ વર્તમાન મહાયુદ્ધના કારણને લીધે ખાદ્ય પદાર્થોની મોંઘવારીને લીધે એટલુંજ નહિ પણ જ્યારે સંસાર વ્યાપી દુર્ભિક્ષનો ભય ઉભો થવાનો સંભવ છે, ત્યારે તો એ સમસ્યાનું સમાધાન કરવું વિશેષજ આવશ્યક છે. ભારતના ખાદ્ય પદાર્થોના સાધારણ પ્રશ્નો તરફ ઘણાં લોકોનું ચિત્ત આકર્ષ્યું છે

ખાદ્ય પદાર્થોમાં પણ મુખ્યત્વે કરી દુધ, માખણ, ઘી, ના પ્રશ્નો સાથે હમારો વિશેષ સંબંધ છે. આ દેશના ઘણા સ્થળોમાં જીવનના અભાવનું કારણ આબોહવા જણાવવામાં આવે છે. બીજા કારણોને લઇને એનો પણ પ્રભાવ પડે છે ખરો પરન્તુ એ એકલુંજ કાંઇ પુરતું કારણ નથી કારણ કે આબોહવાનું અસ્તિત્વ પ્રથમજ છે, પરન્તુ આબોહવાનાજ માત્ર જે વિષમય ફળ દેખાડવામાં આવે છે તે પ્રથમ જોવામાં આવતાં નહોતા. સંભારતવર્ષિઓના નૈસર્ગિક દોષથી કે અહિંની આબોહવાનાજ માત્ર કારણથી જીવનનો અભાવ છે. એમ કહેવામાં છે તે નથી પરન્તુ ભોજન-જળ-હવા અને સ્વાસ્થ્યના અભાવને લીધેજ ઉત્પન્ન થયો છે. અનેક મનુષ્યોએ જોયું છે કે દેશમાં ઉદ્વેગનું સામ્રાજ્ય છે. અને જીવનની નિર્બળતાનું મુખ્ય કારણ તેજ છે. જ્યારે ખોરાકની તંગી છે ત્યારે **શીકાયત** કરવાથી તે મોટી મોટી ઔષધિઓના પ્રયોગથી કંઇ પણ લાભ થઇ શકે એમ નથી અને એવી સ્થિતિમાં શરિર આરોગ્ય રહી શકતું નથી. કામ કરવાની શક્તિની ન્યુનતા છેજ અને જે વિશેષ શક્તિ હોવી જોઇએ તેની પણ ન્યુનતા છે. પુરતું ભોજન ન મળવાને લીધે સત્ય વિચાર કરવાને પણ આપણે અસમર્થ થતા જઇએ છીએ. અને હું તો ઘણા વખતેથી કહેતોજ આવ્યો છું કે ભારતવર્ષને મુખ્ય આવશ્યકતા શરિર સામર્થ્યનીજ છે. અને એ શક્તિ અન્ન પર ઠરી રહી છે કારણકે અન્નજ સંસારમાં દૈવિક ઔ ભૌતિક સામર્થ્યનું મૂળ છે- ભોજન હવા પાણી વ્યાયામ. અને આરોગ્ય જાળવવા કેવાં પ્રકારનું કામ કરે છે તે બંગાલીઓની નવી પલટણોએ સિદ્ધ કરી આપ્યું છે. મારા કેટલાક મિત્રોને એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું છે. તેઓનું એવું કહેવું છે, જેઓની સુવાન સૈન્યમાં ભરતી થઇ છે, તેઓની કાયાએ જાણે જુદુંજ સ્વરૂપ ધારણ કર્યું છે. એનું કારણ શું છે. ભોજન હવા અને વ્યાયામજ એ ત્રણ શિવાય કોઇ ગુપ્ત કારણ નથી. ભારતવાસીને પુરતું ભોજન મળે તોજ ભારત ખરેખરૂં ભારત બને એટલુંજ નહિ પણ મનથી તેમજ તનથી ફરીથી સુદૃઢ બને. એક હિંદુસ્થાનના લેખમાં મારા વાંચવામાં આવ્યું હતું આ દેશ માનસિક દુર્બળતા પણ ભોગવે છે અને તે મુક્તજ છે પરંતુ આ વાતનો હું અસ્વિકાર કરૂં છું. માનસિક દુર્બળતા અસ્તિત્વ ધરાવતીજ નથી. ને છતા જે માનસિક દુર્બળતા ભોગવે છે તે પોતાનાજ ખોટા કર્મનાજ ફળ છે. ભારતની ભવિષ્યની ઉન્નતિને અર્થે ખોરાકીનોજ પ્રશ્ન વિશેષ મહત્વનો છે. ખોરાકના પ્રશ્નની પાછળજ ભારતની દરિદ્રતા દેખાય છે અને આ શિવાયના બીજા કારણોની ચર્ચા હું અહીં નથી કરતો. હમારી કોન્ફરન્સના નિયમાનુસાર એ વિષયનો ફક્ત આર્થિક દૃષ્ટિથીજ અત્રે વિચાર કરવાનો છે. રાજનીતિ કે બીજા પ્રશ્નો સાથે સંબંધ રાખવાની જરૂરજ નથી. નિરામિષ આહારી આ દેશના કરોડો મનુષ્યોનો દૂધ અથવાતો તેનાથી ઉત્પન્ન થએલો પદાર્થ પ્રધાન ખોરાક છે. અને જો તે મળી શકે તો એ પદાર્થમા પણ સ્વાસ્થ્ય અને બળ આપનારી સામગ્રી સંપૂર્ણ પ્રમાણમા છે. અને આપણો એજ વિષયમાં મુખ્ય સંબન્ધ છે. દૂધનો પ્રશ્નજ શુદ્ધ ખાદ્ય પદાર્થોના મહાન પ્રશ્નોનો મુખ્ય અંશ છે. ઉપર ઉપરથી જોતાં દૂધનો પ્રશ્ન સહેજ માલુમ પડે છે પરંતુ સારી રીતે વિચાર કરતા માલુમ પડે છે કે સાર્વજનિક સ્વાસ્થ્ય રક્ષાના પ્રશ્નોમાં દુધનો પ્રશ્ન અત્યંત રહસ્યયુક્ત છે. ડાંક્ટર જોશીએ પણ બતલાવ્યું છે કે કંઇક યોગ્ય કારણુથીજ દુધની સમસ્યા ઉત્પન્ન થઇ છે. પહેલી વાત એ છે કે દુધ ઘણું ખરૂં બધા મનુષ્યનો ખાદ્ય પદાર્થ છે. બીજી વાત એ છે કે જો દુધ બગડી જાય અથવા તો તેમાં ભેળસેળ કરવામાં આવે તો ક્ષય જેવા રોગનાં ઝીણાં ઝીણાં જંતુઓ તેમાં ઉત્પન્ન થાય છે. (અપૂર્ણ)

# ધોળકાના સુવિખ્યાત વૈદ્ય જાફરભાઈ

## જીવણભાઈની રામબાણ દવાઓ.

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### શુક્રસંજીવની ગુટિકા

દરેક માણસ સમજે છે કે ધાતુની મજબુતીથીજ શરીરની શક્તિ અને મજબુતી કાયમ રહે છે, આવી જીવનરૂપ ધાતુનો કોઇ પણ કુટેવદ્વારા કે અનિયમીત રીતે ગેરઉપયોગ કરવાથી શરીર નિર્બળ થઇ જઇ કળતર, વાંસાનું ફાટવું, ચહેરાનું ફીકું પડી જવું, ગાત્રતંતુઓની નબળાઇ, થોડી મહેનતે વધારે થાક લાગવો, મગજનું ખાલી પડી જવું, બેચેની, કામ કરવા ઉપર કંટાળો, હોજરીના બિગાડ, યાદશક્તિનું કમી થવું, ઉપરસ, ક્ષય, શ્વાસ વિગેરે વિગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે. તેનો અને તે સિવાય ધાતુ બિગાડથી થયેલા તમામ દરદોનો નાશ કરી શુક્રસંજીવની ગુટિકા કાયમનું પુરૂષત્વ બક્ષે છે, તેમજ પાચનશક્તિને સુધારી દસ્તને સાફ લાવી કોઇ પણ રસ્તેથી જતી ધાતુને અટકાવી ગમે તે કારણથી પ્રાપ્ત થએલી નામર્દાઇનો નાશ કરી શક્તિ અને વીર્યને વધારી શરીરને મજબુત કરી પરિપૂર્ણ મરદાઇ બક્ષવી એ તેનો મુખ્ય ગુણ છે. છતાં કોઇ શખસ સાબિત કરી આપશે કે શુક્રસંજીવની ગુટિકામાં શક્તિ અને વિર્ય વધારવાનો ગુણ નથી તો તેને રૂ૦ ૫૦૧નું ઈનામ આપીશું.

ગોળી ૧૫૦ની ડબી ૧ની કીં. રૂ. ૨—૮—૦

### તાજુબી ચોગ્ય તિલો.

ગમે તે કારણથી નરમ પડેલી ગુપ્ત ભાગની રગો ઉપર આ તિલાને માલેસ કરવાથી ફરીથી ટટાર બની રગોની કમજોરી દૂર થાય છે.

**કીંમત શીશી ૧નો રૂ૦ ૨—૮—૦**

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### જ્વરહર—ગુટિકા.

અમારી જ્વરહર ગુટિકાથી દરેક જાતના તાવો ન જાય તો લીધેલા પૈસા પાછા આપીશું અને ચોથીઓ તાવ નથી જતો એવું સાબિત કરનારને રૂ. ૫૦૧નું ઇનામ આપીશું

**ગોળી ૬૪ની ડબી ૧ના કીં રૂ. ૧-૦-૦**

### તદન મફત.

**ધાતુપુષ્ટિ નામનું પુસ્તક**—નઠારી સોબત અને ખરાબ વિચારોથી મનુષ્યને શરીરની પાયમાલી કરનારી કુટેવો પડે છે. તેવી કુટેવોમાંથી મુક્ત કરવામાં આ પુસ્તક એક સાચા મિત્રની ગરજ સારે છે અને તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય, ઉમદા વિચાર અને સંપૂર્ણ સુખ મેળવવાના અખુટ સાધનો બતાવે છે તે સીવાય અમારી અકસીર દવાઓની સંપુર્ણ માહિતી મળે છે ફક્ત એક પોસ્ટ કાર્ડ લખવાથી તદન મફત મોકલવામાં આવે છે

### પરમીઆની અકસીર દવા.

આ દવા ગમે તે કારણથી થયેલ અને ગમે તેટલી મુદતનાં તેમજ કોઈ પણ જાતની પરમિયાનો જડમૂળમાંથી નાશ કરી તન્દુરસ્તી સાથ તાકાત આપે છે અને થતી બળતરા, આસનું પર, (રસી) સાંધાનો અને પેડુનો દુખાવો, કળતર, નિચેની રગમાં થતી પીડા, પતળી પડેલી ધાતુ, ટીપે ટીપે આવતો પેશાબ પરના ભાગ નો સોજો, વગેરે દરદો અને આ સીવાય પરમિયાથી થયેલા તમામ દરદોનો ટુંક વખતમાં નાશ કરી આવેલી નિર્બળતાને દૂર કરી શરીરને શક્તિ આપે છે.

**ડબ્બી ૧ની કીંમત રૂ. ૨—૮—૦**

'ધાતુપુષ્ટિ નામનું પુસ્તક મંગાવી વાંચો

અમારી દરેક દવાની માહિતી માટે ધાતુપુષ્ટિ નામનુ પુસ્તક મંગાવી વાંચો.

**વૈદ્ય જાફરભાઇ જીવણભાઈ આરોગ્ય વર્ધક ઔષધાલય-મુ૦ ધોળકા—(ગુજરાત)**

પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય દાઉભાઇ દેસાઇ, 'સત્સંગ ઓફીસ અંબાજીરોડ—સુરત. સુરત ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદ કસનદાસ કાપડીઆએ છાપ્યું

પુસ્તક ૯મું. અંક ૧૦-૧૧

# સત્સંગ.

વૈશાખ-જ્યેષ્ઠ. સં. ૧૯૭૪.

## વંદે દેવી ગુર્જરી.

રાગ—અંગ્રેજી માર્ચ.

---

વન્દે દેવી ગુર્જરી, (૨)
રસ ભરી, છબરી,
દુઃખહરી, સુખકરી, વન્દે૦

મળી સાથ સૌ સંતાન, }
કૃપા અર્થે કરે ગાન, } (૨)
ખીલવો જીવન પૂર્વવત,
દૃષ્ટી કરી...અમિ ભરિ. (૨) વન્દે૦

ભારતનો ઉદ્યાન માત, }
વિશ્વમાં વધુ વિખ્યાત, } (૨)
જગવો જોમ પૂર્વવત,
અંગ રંગ રસ ભરી. (૨) વન્દે૦

ચાર પૂર્ણ ટકે ન્યાય, }
બાળ સૌ સ્વમાની થાય, } (૨)
જગવો નીતિ પૂર્વવત,
રણ રંગ રગ ભરી. (૨) વન્દે૦

કર્મમાં અધિકાર થાય, }
ફળમાં વૃત્તિ ના ધરાય, } (૨)
જગવો શાસ્ત્ર પૂર્વવત,
વર્ણવીર સૌ કરી. (૨ વન્દે૦

મુંબાઇ, વેર્ડનરોડ }
શ્રી દેવકીનંદન નિવાસ }

દેસાઇ મોતીલાલ મથુરભાઇ
(મહુધાવાળા)

# પ્રાસંગિક નોંધ.

## હિંદમાં દારૂની બદી; અને તેના અટકાવ માટે સરકારે યોજવા જોઈતા ઉપાયો યોજવાની જરૂર.

છેલ્લી વડી ધારાસભાની બેઠક વખતે ઓન૦ મી૦ શર્માએ નીચેનો ઠરાવ રજુ કર્યો હતો:—

સર્વ પ્રકારના દારૂ અને કેફી ચીજોનો સદંતર પ્રતિબંધ કરવો એવો સરકારની રાજનીતિનો હેતુ છે, એમ મ્હેરબાનીની રાહે સ્વીકારવાને અને જાહેર કરવાને અને તે હેતુ વેળાસર પાર પાડવા માટે રાજ્ય કારોબારમાં યોગ્ય પગલાં લેવાં આ કાઉન્સીલ-ગવર્નર જનરલ ઇન કાઉન્સીલને ભલામણ કરે છે.”

ઉપલા ઠરાવના ટેકામાં તેઓએ કરેલા ભલામણના કેટલાક અગત્યના ફકરાઓનો તરજુમો અમો આ અંકમાં પ્રસિદ્ધ કરીએ છીએ. તેઓનો આ ઠરાવ સરકારી સભાસદોની અનુમતીને લઈને રદ થયો હતો આથી નિરાશ થવાની કાંઈ જરૂર નથી કારણ કે આવાં પ્રયત્ન કરવાથીજ ફળ મળે છે. કાંઈ એકજ વખતે આંબા પાકતા નથી. આ વખતે નિષ્ફળતા મળી તો બીજી વખતે બહુજ સંગીન પાયા ઉપર ફરીવાર આ ઠરાવ રજુ કરશો અને જ્યાંસુધી તેને સરકાર સ્વીકારે નહિં ત્યાંસુધી તે મુજબ પ્રયાસો ચાલુ રાખવા. દારૂની બદીના ફેલાવાના અટકાવ અર્થે શું શું થતી હતી તે સને ૧૯૧૫-૧૬ની સાલમાં વધીને ૮૪,૫૮૦૦૦ પાઉંડની થઈ છે, એટલે કે ચાલીસ વર્ષમાં પાંચ ગણી કરતાં પણ વધી ગઈ છે. સરકાર તરફથી પ્રજાને એમ જણાવવામાં આવે છે કે તેમનો હેતુ દીવસે દીવસે કેફી પદાર્થોનો ખપ ઓછો કરવાનો છે. જ્યારે બીજી બાજુએ જોતાં દારૂની તેમજ કેફી પદાર્થોની દુકાનોમાં વધારો થતો માલમ પડે છે, તેમજ આવકમાં પણ વધારો થતો જણાય છે. જો સરકારનો ઉદ્દેશ કેફી પદાર્થોની ખપત ઓછી કરવાનો હોય અને તે માટે જો યોગ્ય પગલાં લેવામાં આવતાં હોય તો આવક કદી વધી શકેજ નહિં. આથી સરકાર તરફના આ ખુલાસાની બાબતમાં અમોને જરા શંકા ઉત્પન્ન થાય છે. જો સરકારનો આવોજ શુદ્ધ હેતુ હોય તો પછી છેલ્લી વડી ધારાસભાની બેઠક વખતે ઓન. મી૦ શર્માએ રજુ કરેલા ઠરાવને સ્વીકારમાં શું વાંધો હતો, તે અમો સમજી શકતા નથી. જો હિંદ સ્વરાજ્ય ભોગવતું હોત તો, દારૂના વ્યસની થોડા સભાસદોની વિરૂદ્ધતાની કાંઈપણ ગણના ન કરતાં આપણે તેવા કેફી પદાર્થોનો સદંતર પ્રતિબંધ કરાવવામાં ફત્તેહમંદ થયા હોત, પણ આપણાં હીન ભાગ્યે આપણે જ્યાંસુધી આવો ઠરાવ પસાર કરાવવાને શક્તિવાન થઈએ નહિં ત્યાંસુધી સર દીનશાહ વાચ્છાની સુચના અનુસાર આપણે આપણું

રાખવામાં મ્હોટી શોભા મનાતી હતી. તે પછી આપણા ભારતવર્ષમાં પણ એ ઘાતકી ફેશને પગ પેસારો કર્યો. આપણા દેશમાં આવી વસેલા યુરોપીઅનોએ અત્રે પણ પોતાના ઘોડાઓના પુછડાં ટુંકા રાખવાનુ શરૂ કર્યું ત્યાર બાદ ગાડરીઆ પ્રવાહનો વા વાયો. આપણા કહેવાતા સુધરેલા પારસીઓ, હિંદુઓ, વગેરેએ પણ એ ફેશનનો સત્કાર કરી પોતાના ઘોડાઓના પુછડાં ટુંકા કરાવવા માંડયા પણ આવી વિલાયતી ફેશનથી ગરીબ બિચારા ઘોડાઓને કેટલું સહન કરવું પડે છે તેનો વિચાર ન કર્યો.

જ્યારે એક ઘોડાનું પુંછડું કાપવાનું હોય છે ત્યારે પહેલાં ઘોડાને બરાબર બાંધી તેનું પુંછડું ફકત આઠ ઇંચ લગભગ લંબાઇમાં રહેવા દઇ બાકીનો ભાગ કાપી નાંખે છે પુછડું કાપી નાંખવાથી કપાઇ ગયેલા ભાગમાંથી લોહી વહેતું શરૂ થાય છે, ત્યારે તે બંધ કરવાને માટે ધગધગતા લોઢાના હથીઆર વતી તે ભાગ ઉપર ડામ દેવામાં આવે છે અને આ રીતે તે જીવતો ભાગ બાળી નાંખી લોહી વહેતું બંધ કરવાના પ્રયાસો કરવામાં આવે છે. આ બાળી નાંખેલા ભાગ ઉપર જખમને લીધે સોજો આવે છે અને તેથી ગરીબ બીચારા જનાવરને કેટલાક દીવસ સુધી વેદના ભોગવવી પડે છે.

થોડા સમય પછી સોજો ઉતરવાથી જો કે જનાવર વેદનાથી મુક્ત થાય છે, તોપણ તેને પુછડું કાપવાથી જે બીજાં દુઃખો ભોગવવાં પડે છે તે દુર. થતાં નથી. આપણા દેશમાં માખી, મચ્છર આદિ જંતુઓનો ઉપદ્રવ વધારે છે. સ્વચ્છ જગ્યાઓમાં પણ આપણને તેવાં જંતુઓ ત્રાસ આપે છે, તો પછી તબેલામાં તો તેઓ શું સીતમ જનાવરોપર ગુજારતા હશે તેનું પુછવુંજ શું ! ઇશ્વરની લીલા અખિકજ છે. તેણે સરજેલાં દરેક પ્રાણીને તેના દુઃખ નીવારણાર્થે કાંઇ ને કાંઇ શક્તિ હંમેશા બક્ષેલી હોય છે અને તે રીતે ઘોડાઓને પણ માખી, મચ્છર વિ૦ જંતુઓનો ત્રાસ દુર કરવાને મ્હોટા લાલ ગુચ્છાવાળાં પુછડાંઓ પણ રાખેલાં હોય છે. આ પુછડાંઓની મદદથી તેઓ આવા ત્રાસદાયક જીવ જંતુઓને દુર રાખી શકે છે, પણ આપણી વિલાયતી ફેશનનાં આવા પુછડાંઓ out of fachion ફેશન વિનાના ગણાય છે. ઇંગ્લાંડ આદિ દેશના લોકોએ એક રૂઢી-ફાયદા કર્તા યા નુકશાન કર્તા અખત્યાર કરી એટલે આપણે હિંદવાસીઓએ પણ અખત્યાર કરવી લે જે માન્યતા આજ કાલ પ્રચલિત છે તે આપણને ધણીજ હાનિકર્તા થઇ પડી છે અને પડે છે તે આપણે હવે જોતાં જઇએ છીએ અને ફરીથી આપણે આપણા જુના સુધારા-Ancient Civilisation-તરફ ઢળવાનો પ્રસંગ નજદીકમાં આવતો ભાસે છે. ઇંગ્લાંડ આદિ દેશોમાં અતિશય ઠંડીના પ્રતાપે માખી, મચ્છર ઇત્યાદિ જંતુઓ કવચિતજ માલમ પડે છે અને તેથી ત્યાં ઘોડાઓને પુછડાંનો વિશેષ ખપ ન પડતો હોય અને તેથી ત્યાંના લોકો તે કાપી નાંખતા હોય તો તે પણ બનવાજોગ, પણ આપણા ઉષ્ણ પ્રદેશમાં તેવી સ્થિતિ ન હોવાને લીધે પુછડાંની ઘોડાઓને ખાસ જરૂરીઆત છે અને તેનાથી તેમને મુક્ત કરવા એ એક ઘણું ઘાતકી કૃત્ય છે, આથી ઘોડાની સ્થિતિ પાંખ વિનાના પક્ષી જેવી થાય છે. આ તો આપણે ઉપયોગીતાના સિદ્ધાંતથી તપાસી જોયું કે ઘોડાને પુછડાંનો કેટલો ખપ છે, હવે દયાના સિદ્ધાંતથી તપાસીએ તો ઉપરમાં જોયું તેમ પુછડું કાપતી વખતે જે અસહ્ય ત્રાસ ગુજારવામાં આવે છે તે અનિચ્છીય છે. આપણનેજ જો આપણા હાથનાં એક આંગળા કાપી નાંખવામાં આવે તો કેટલી બધી વેદના થાય છે, તો ઘોડાને તેનું પુછડું કાપી ડામ દેવામાં આવે તો

કેટલી વેદના થતી હશે! પણ "સ્વાર્થ આગળ સર્વે આંધળા" જ્યાં ફેશન જાળવવાનો સ્વાર્થ સમાયલો હોય ત્યાં પછી વેદના થતી હોય કે નહિં તે કોણ જોવાબેસે? ઊપયોગીતા અને દયાના સિદ્ધાંતોથી આ રૂઢી સંબંધી વિચાર કર્યા પછી આપણે વૈદકીય દ્રષ્ટિએ તે કેટલી બધી નુકશાન કર્તા છે તે તપાસીએ. ઘોડાઓમાં કેટલાક પ્રકારના ચેપી રોગો માખી ફેલાવે છે અને તે ઉડાડવાનું તેનું સાધન જે પુછડું છે તે તેની પાસેથી છીનવી લેવાથી માખીને તેવા રોગોના જંતુઓ ઘોડાઓના શરીરમાં દાખલ કરવાને સરળતા પ્રાપ્ત થાય છે અને તેથી ઘોડાઓમાં એકદમ રોગ ફાટી નીકળી ઘણી વખતે એક સામટો નાશ થઈ જાય છે. આવી રીતે ઘોડાઓની સંખ્યામાં ઘટાડો કરવાના સાધન રૂપ આ રૂઢીને પણ ગણી શકાય. હવે આપણે આ વિલાયતી દ્રષ્ટિએ ફેશનેબલ પણ હાના કારક રૂઢીના અટકાવ માટે શું થવાની જરૂરીઆત છે તે ઉપર વિચાર કરીએ. આ રૂઢી નામદાર બ્રીટીશ સરકાર તથા દેશી રાજ્ય કર્તાઓએ કાયદાથી બંધ કરવી જોઇએ. તેવા કાયદાઓ ફીલીપાઇન્સ ટાપુઓમાં તા. ૨૪ જાન્યુઆરી ૧૯૧૨ન રોજ પસાર થયા છે તેમાં તે જનાવરોના પુછડાં બાંડાં કરનારને, કરાવનારને તેમજ તેવા ઘોડાઓ બહાર ગામથી આયાત કરનારને દંડ અથવા કેદ અગર બન્ને શિક્ષા કરવાનું ફરમાવવામાં આવ્યું છે. આપણા દેશમાં પણ આવો કાયદો કરાવવા માટે મુંબઇના શ્રી જીવદયા જ્ઞાન પ્રસારક ફંડના કાર્યવાહકો તરફથી એક અરજી દેશના આગેવાનો તેમજ રાજ્ય કર્તાઓ જોગ બહાર પાડવામાં આવી છે અને તેમના અભિપ્રાયો એ સંબંધી મેળવ્યા બાદ નામદાર સરકારને અગો કાયદો ઘડવા અરજી કરવામાં આવનાર છે. આપણે ઇચ્છી શું કે આ પ્રયાસ જલદીથી ફતેહ પામવા ભાગ્યશાળી થાય.

## ના૦ મહારાજા ગાયકવાડને ત્યાં લગ્ન પ્રસંગે નિર્દય શિકાર.

પ્રજાના છુટાપણા માટે અને પ્રજાના હકો સાચવવા માટે આપણા ભારત દેશમાં જાણીતા થયેલા અને એક સુધરેલા અને કેળવાયેલા રાજ્યકર્તા તરીકે પ્રસિદ્ધ થયેલા ના૦ મહારાજા ગાયકવાડને ત્યાં લગ્ન જેવા શુભ પ્રસંગે નિર્દોષ જનાવરોના શીકારે જેવો માઠો બનાવ બનવા પામે એ ઘણુંજ દીલગીરી ભર્યું છે, આ બનાવ પહેલી વખત લગ્ન પ્રસંગે બન્યો હોય એમ નથી, પણ દરેક શુભ પ્રસંગે તે રાજ્ય કર્તાને ત્યાં આજકાલના સુધારા અનુસાર આવા ખેદ યુક્ત બનાવો બનતા આવેલા આપણે જાણીએ છીએ. શું આવા શુભ પ્રસંગે બહારગામથી આવેલા મહેમાનોને શીકાર સીવાય ન ચાલી શકે? મહારાજા સાહેબ પોતે આ બાબતપર લક્ષ આપી આવા શુભ પ્રસંગોએ આવા દુઃખદાયક બનાવો બનતા અટકાવવા મહેરબાની કરી શાપને બદલે 'આશિર્વાદ મેળવવા ભાગ્યશાળી થાઓ એવું આપણે ઇચ્છીશું. આ ઘાતકી રીવાજ બંધ કરવા મુંબઇમાં શ્રી જીવદયા જ્ઞાન પ્રસારક ફંડે એક અરજી ના૦ મહારાજા સાહેબ હજુર રવાના કરી છે અને અમોને ખાત્રી છે કે તે નામદાર તરફથી તે ઉપર પુરતું લક્ષ અપાશે અને ઘટતું કરી તે રૂઢીનો નાશ કરવામાં આવશે. વડોદરાની પ્રજાએ પણ આ બાબતમાં ના૦ મહારાજા સાહેબ હજુર એક અરજી એ રીવાજના સદંતર નાશ માટે મોકલવાની જરૂર છે અને અને આશા છે કે શેઠ મગનભાઇ હરિભક્તિ, ઝવેરી ફકીરભાઇ ધેનાભાઇ ઝવેરી લાલભાઇ, કલ્યાણભાઇ, ડૉકટર બાલાભાઇ નેણશી વીગરે તરફથી કાંઇક પ્રયાસ કરવામાં આવશે.

### નાગપુર ખાતે થનારો સોમ યજ્ઞ.

અમારા સાંભળવા મુજબ નાગપુર ખાતે સોમયજ્ઞ કરવામાં આવનાર છે :અને તેમાં જનાવરોનું બલીદાન આપવામાં આવનાર છે હાલનો સંસ્કારી જમાનામાં અને સંસ્કારી પ્રજાનાં તરફ દ્રષ્ટિ કરતાં આપણને સારી રીતે ખ્યાલ આવે છે કે આવા યજ્ઞો કરવા ઇચ્છીય નથી. આવા સોમયજ્ઞની સામે વિરૂદ્ધતા પ્રદર્શિત કરવા અત્રેના મંડળ તરફથી એક સભા રા. સા. મધુવચ્છરામ હોરાના પ્રમુખપણા હેઠળ બોલાવવામાં આવી હતી અને તેનો વિગતવાર હેવાલ અન્યત્ર પ્રસિદ્ધ થયેલો જોવામાં આવશે. રા. મધુવચ્છરામે પોતાના ભાષણોમાં યજ્ઞો સંબધી કરેલું વિવેચન બહુ મનન કરવા યોગ્ય છે અને તેથી શ્રોતાઓ ઉપર બહુ સારી અસર થઇ હતી, અમો ઇચ્છીશું કે નાગપુરવાસીઓ આવો યજ્ઞ કરવાનું બંધ રાખશે અને આવા લડાઇ અને મોંઘવારીના પ્રસંગે તેટલા નાણાનો બીજી રીતે ઉપયોગ કરી દેશના ગરીબ લોકોને અન્ય રીતે સહાયભુત થઇ પડશે.

### પ્રજા તરફથી દારૂનો બહિષ્કાર.

મુંબઇ ઇલાકાના વસઇ, સાલસેટ, થાણા વી૦ જીલ્લાઓના પોર્ટુગીઝ તેમજ બીજા રહેવાશીઓએ દારૂ નહિં પીવાના ઠરાવો કર્યા છે. જો કે આ ઠરાવો તેમણે દારૂ કેટલે દરજ્જે નુકશાન કર્તા છે તે તરફ ધ્યાન દઇને નથી કર્યા પણ સારા પ્રકારનો ન મળતો હોવાને લીધે કરેલા છે. ગમે તેમ હો પણ એક રીતે પૈસાનો અને શક્તિનો ગેર વ્યય થતો અટકયો છે. હવે ત્યાંના લોકોને આવા સંજોગોમાં દારૂનો કરેલો બહિષ્કાર હમેશને માટે ચાલુ રહે તે અર્થે મુંબઇની દારૂ નિષેધક મંડળીએ ઉપદેશકો મોકલી દારૂથી થતા ગેર ફાયદાઓ સમજાવવા પ્રયાસ કરવો જોઇએ. અમો આશા રાખીશું કે એ મંડળી તરફથી જરૂર એ બાબતમાં ઘટતા પગલાં લેવામાં આવશે.

"M"

---

# શ્રી જીવદયા પ્રબોધક મંડળ તરફથી જાહેર સભા.

## દયાધર્મની શ્રેષ્ઠતા પર ભાષણો.

### નાગપુરમાં સોમયાગનો પ્રતિવાદ.

શ્રી જીવદયા પ્રબોધક મંડળ તરફથી તા. ૬-૫-૧૮ને સોમવારે સાંજે ૬ વાગે મોટા મંદિરની પાછળના મેદાનમાં એક સભા રાવ સાહેબ મધુવચરામ બળવચરામ હોરાના પ્રમુખ પણા નીચે મળી હતી.

પ્રારંભમાં રા. છોટુભાઇ દાજીભાઇ દેસાઇએ સભાનો હેતુ કહી સંભળાવ્યો.

બાદ રા. મૂળચંદ હસનદાસ કાપડીઆની દરખાસ્તથી અને રા. છોટુભાઇના અનુમોદન પશ્ચાત્ રાવસાહેબ મધુવચરામે પ્રમુખપદ ગ્રહણ કર્યું.

પ્રમુખ સાહેબે પ્રારંભિક વિવેચનમાં જણાવ્યું કે મને આવા લોકોપયોગી કાર્યમાં તક મળી તે માટે જીવદયા પ્રબોધક મંડળના કાર્યવાહકનો આભાર માનું છું. બાદ તેમણે જૈન ધર્મ ભૂષણ બ્રહ્મચારી શ્રી શીતલપ્રસાદજીનો સર્વેને પરિચય કરાવ્યો હતો.

કવિ જનસુખરામે ટુંકાણમાં દયા ધર્મપર ઓજસ્વી ભાષામાં સાક્ષાત્કાર કરાવ્યો હતો.

### બ્રહ્મચારી શ્રી શીતલપ્રસાદજી.

દયા ધર્મપર વ્યાખ્યાનની ભારતમાં જરૂર નહોતી પંચ કાળબળેકરીને જરૂર પડી છે. હિંસામાં

કેવળ માંસાહારજ નહિ પણ રાગદ્વેષાદિ ભાવો પેદા થવા એ પણ છે. હિંસાના ભાવથી શરીરમાં વિકાર પેદા થાય છે. આત્માનો સ્વાભાવિક ગુણ અહિંસા છે. મનુષ્ય અને ઇતર પ્રાણિઓ કરતાં મનુષ્યમાં માનસિક શક્તિ છે. અને તેમીજ તે સર્વે પ્રાણીઓમાં શ્રેષ્ઠતા ભોગવે છે તેમજ સર્વ જગતને વશ કરી શકે છે. મનુષ્યાવતારથી ઇશ્વર સમીપ પહોંચી શકે છે. જે વસ્તુઓનો વધુ ઉપયોગ તેમ તેથી વધુ પાપ છે. વનસ્પતિ કરતાં બીજા પ્રાણીનો વધ એ મોટું પાપ છે. ગાયનો વધ પ્રાણી વધમાં સર્વેથી વધુ પાપ આપનારો છે. મનુષ્ય વધ સર્વથી શ્રેષ્ઠ પાપ છે. હિંસા તત્ત્વપર ધ્યાન આપી આપણે આહાર વિહાર કરવો જોઇએ. આજની સભાનું કારણ નાગપુરમાં સોમયાગ છે.—એ યજ્ઞમાં અજનો હોમ થશે. અજનો અર્થ બકરો નહિ પણ જે રોપવાથી ઉગે નહી એવો અજ અર્થાત જુનો જવ થાય છે. આવા યજ્ઞો કળીકાળમાં બંધ થયા છે. નાગપુરવાસી ભાઇઓ આવી હિંસાથી રહે એવી આશા રાખીશું.

બાદ બ્રહ્મચારીજીએ ભગવદ્‌ગીતા તથા બ્રાહ્મણોમાંથી અહિંસા ધર્મને પ્રતિપાદન કરનારા પ્રમાણો કહી સંભળાવ્યા હતાં.

ઠરાવ ૧ લો.

સુરતના શહેરીઓની મળેલી આ જાહેર સભા ઠરાવ કરે છે, કે થોડા દિવસ પછી નાગપુરમાં સોમયાગ થનાર છે. આવા યજ્ઞો કરવા એ કળિયુગમાં પાપાચરણ છે તેમજ આપણાં વેદ પુરાણાદિ ધર્મ શાસ્ત્રોમાં અપાયલા ઉપદેશથી વિરૂદ્ધ છે જેથી આ સભા આશા રાખે છે કે યજ્ઞ કરનાર સદ્‌ગૃહસ્થો તથા કરાવનાર વિદ્વાન બ્રાહ્મણો આ યજ્ઞથી જીવ હિંસા ન થતાં પશુના પ્રાણની રક્ષા થાય અને યજ્ઞથી ખરેખર પુણ્ય હાંસલ થાય એવો માર્ગ લેશે

ઠરાવ ૨ જો.

આ ઠરાવ ઘટતે સ્થળે મોકલી આપવા આ સભા પ્રમુખને સત્તા આપે છે.

ઠરાવ મુકનાર—રા. રા. મધુવચરામ બળવચરામ હોરા (પ્રમુખ)

ટેકો આપનાર—રા. સખારામ વિષ્ણુ ગુર્જર.

ઠરાવપર વિવેચન કરતાં રા. રા. મધુવચરામે જણાવ્યું કે અહિંસા પરમો ધર્મ સર્વ ધર્મનો સિદ્ધાંત છે, ઋષિઓના રચેલા ગ્રંથોમાં યજ્ઞમાં પશુ હોમવાની આજ્ઞા હોય એ હું માની શકતો નથી. એ વાત ખરી છે કે વેદ સ્મૃતિ વગેરે ગ્રંથોમાં પણ હિંસાનાં પક્ષાપતી વચનો છે તેમજ તેની સાથેજ નિષેધનાં પણ વાક્યો છે. એનું કારણ એ છે જે પશુ હિંસા તો નિષેધ છેજ પણ રાજાઓ શિકાર કરતા તથા માંસ ખાતા એઓને માટે એવો માર્ગ બતાવ્યો છે કે "પ્રથમ માંસ દેવ તથા પિતૃઓને ચડાવો પછી ખાઓ" અર્થાત્ એ ગ્રંથોનો હેતુ માંસ છોડાવવાનો છે. વેદના અર્થો સમજવામાં ઘણી ભૂલો થઇ છે. શબ્દોના ઘણા અર્થ થાય છે, અજનો અર્થ જુના જવ થાય છે. ગોમેધનો અર્થ ગાયનો વધ નહિ પણ ગોનો અર્થ વાણી છે, વાણીને શાંત રાખવી અથવા વશ કરવી એવો ગોમેધનો અર્થ છે.

અશ્વમેધ—અશ્વનો અર્થ પદાર્થ, વિચાર પ્રાણ તથા શરીર થાય છે એથી વિચારોને અથવા શરીરને મારવું યા વશ કરવું તે અશ્વમેધ છે.

નરમેધ—નરનો અર્થ મનુષ્ય સંબંધી અહંભાવ અને તેનો નાશ તે નરમેધ યજ્ઞ છે. પહેલાં એવાજ અર્થ લઇ આત્મ સમાધિને યજ્ઞ માનવામાં આવતો હતો, પરંતુ વચલા સમયમાં જુદા અર્થો કરી યજ્ઞાદિમાં પશુહિંસાનો પ્રચાર શરૂ થયો જે ભગવાન બુદ્ધે તથા મહાવીર સ્વામીએ એ પ્રચાર અટકાવી ભારતને પાપના રસ્તાથી બચાવ્યો.

જે પ્રાણીઓમાં ઓછી ઇંદ્રિયો હોય તેનો આહાર લેવો વાજબી છે. પશુઓમાં અધિક ઇંદ્રિયો છે, તેમજ તેમના દેહમાં અનેક દુર્ગુણો હોય છે. જે માંસ ખાય છે તે દુર્ગુણવાળા પરમાણુઓ શરીરમાં લઇ પાશવિક વૃત્તિ ગ્રહણ કરી પશુયોનીમાં જાય છે. માટે સર્વ ભાઇઓ આ ઠરાવને ટેકો આપશે એવી આશા રાખું છું.

આ ઠરાવને રા રા. સખારામ વિષ્ણુ ગુર્જરે યોગ્ય શબ્દોમાં ટેકો આપ્યો હતો.

બાદ રા. મૂળચંદ કસનદાસ કાપડિયાએ પ્રમુખનો આભાર માન્યો હતો, જેને રા. રતનચંદ ખીમચંદે ટેકો આપ્યો હતો.

મંડળ તરફથી ઉપદેશક કવિ જનસુખરામે સભામાં પધારનાર ગૃહસ્થોનો આભાર માન્યો હતો.

અંતે પ્રમુખસાહેબે પોતાના માનેલા આભાર માટે કૃતજ્ઞતા દર્શાવી સભા વિસર્જન કરી હતી.

---

# ટેમ્પરન્સ કાનફરન્સ.

ચોદમી ઑલ-ઇન્ડીઆ ટેમ્પરન્સ કૉનફરન્સની સન્માન કારીણી કમીટીના સરનશીન મી. ડબલ્યુ. આર. ગુરલે, સી. આઇ. ઇ. આઇ. સી. એસ. એમણે ડીસેંબરની તા. ૨૭ મીએ કલકત્તામાં લીટી કોલેજમાં એકઠાં મળેલાં ડેલીગેટોને એક ટુંકું આદરણીય ભાષણ કરી આવકાર આપ્યો હતો. તેઓએ તેમના ભાષણની શરૂઆતમાં જણાવ્યું કે હું તમારી સમક્ષ એક સત્તાધિકારી તરીકે નહિ પણ શહેરી તરીકે મ્હારી ફરજ બજાવવા હાજર થયો છું.

મિતાહારના સુધારાના સંબંધમાં સરકારની રાજનીતિ શું છે, તેનો સ્પષ્ટ ખુલાસો લોર્ડ હાર્ડિંજે સને ૧૯૧૩ની સાલમાં કર્યો છે. ૧૯૧૩ના ડીસેંબર માસમાં તેઓ નામદારે સમક્ષ ગએલ ડેપ્યુટેશનને જવાબ વાળતાં તેમણે કહ્યું હતું કે હિંદી સરકાર, સ્થાનિક સરકાર, સત્તાધિકારીઓ, અને અમલદારો, તેમનાથી બનતાં ઉપાયો યોજી આ દેશમાં મિતાહારના વિષયને યોગ્ય સ્થાન આપવાને એકમત છે. આગળ કહી આટલું બધું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું હતું નહિ, ત્યાર પછી તે સબંધી રાજનીતિની જે રેખા દોરવામાં આવી છે, તેનો સામાન્ય રીતે બે ભાગમાં ઉલ્લેખ થઇ શકે છે. (૧) જેઓને કેફી ચીજો લેવાનું વ્યસન હોય તેમને તેવી કેફી ચીજોનો મિત ઉપયોગ કરતાં અટકાવવાં એવી સરકારની રાજનિતિ જરા પણ નથી. (૨) જેઓ કેફી ચીજો લેવાને ટેવાયલાં નથી તેઓ તે તરફ લલચાતાં અટકે અને જે લોકો લેતાં હોય તેઓ હદબહાર ન જાય એવી સરકારની ચોક્કસ રાજનિતિ છે.—" સરકાર શું પગલાંઓ લઇને આ રાજનિતિ અમલમાં મૂકવાં માગે છે તે હું પુનઃ પુનઃ અવલોકવાની જરૂર જોતો નથી પરંતુ લોર્ડ હાર્ડીંજે ભાર દઇને કહ્યું છે કે જ્યારે વસુલાતી અધિકારીઓ જકાતના સવાલોનો નિર્ણય કરતાં હોય છે ત્યારે પુષ્કળ વસુલાત જમા કરવાનો તેઓનો મુખ્ય ઉદ્દેશ નથી. હું નામદારનાં શબ્દોમાંજ કહીશ.— "પોતાના પ્રગણાની સુલેહ અને શાંતી માટે કલેક્ટર પોતે માજીસ્ટ્રેટ તરીકે જવાબદાર છે, અને એજ તેની મુખ્ય ફરજ છે. વસુલાત ઉઘરાવવી એ જો કે સરકારના લાભનો વિષય છે, પણ પ્હેલાં તો તેના પરજ લક્ષ્ય આપવાનું છે અને વસુલાત તો પછી એની મેળેજ આવે છે.

હું તેટલાં માટે તે મંડળની શાખાવાળાઓને તેમના ભાષણના જવાબમાં લોર્ડ હાર્ડીંજે હિંદી સરકારની જે રાજનિતિ જણા-

વીકછે. તેનો પ્રથમ પુખ્તપણે અભ્યાસ કરવાને અને બીજું તેઓની નજદીકના વિભાગના જકાત સંબંધી વહીવટની હકીકતનો અભ્યાસ કરવાને આગ્રહપૂર્વક સૂચના કરીશ. જ્યારે તેઓ તેમ કરી શકશે ત્યારે તેઓ હમેશાં કાર્ય તત્પર રહેનારી (vigilance) કમીટીઓ નીમશે અને તેમની મદદથી, જે બાબદમાં રાજનિતિ અમલમાં ન આવી હોય તે બાબતોની ચોક્કસ વિગતો સરકારી અમલદારોના ધ્યાનમાં લાવી શકશે."

ડા. ચુનીલાલ બોઝ, જેઓ તે કોન્ફરંસના પ્રેસીડંટ હતાં, તેમણે પોતાના દાખલા દલીલથી ભરપુર ભાષણમાં, મિતાહારના સુધારા પર અનેક દૃષ્ટિથી વિવેચન કર્યું હતું. તેમણે બતાવી આપ્યું હતું કે સરકાર મિતાહારના સુધારાને આગળ વધારવાને તેનાથી બનતું કરે છે. પ્રજાના મર્મસ્થાનની અંદર સળો પેદા કરતાં દારૂ રૂપી જીવડાંનો સરકારની સાથે મળી નાશ કરવાને લોકોને આગ્રહ પૂર્વક તેમણે સૂચવ્યું હતું લડાઇ અને મિતાહારના સંબંધમાં તેમના વિચારો બહુ રસ પૂર્વક વાંચી શકાય તેવાં છે. તેમણે પછી હિંદના ભિન્ન ભિન્ન પ્રાંતોમાં મિતાહારનો સુધારો કેટલો આગળ વધ્યો છે તેનું અવલોકન કર્યું હતું અને છેવટમાં નીચે પ્રમાણે જણાવી પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું.

ગયાં અઠવાડીએ આપણને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરે તેવા સમાચાર મળ્યાં છે કે વોશીંગ્ટનમાં હાઉસ ઓવરપ્રીઝેન્ટેટીવ (પ્રતિનિધિ મંડળે) ૧૨૮ વિરૂદ્ધ ૨૮૨ મતે એવો ઠરાવ કર્યો છે કે આખા યુનાઇટેડ સ્ટેટસમાં કેફી પદાર્થો બનાવવાં કે વેચવાની સખ્ત મનાઇ કરવી અને સેનેટે એ ઠરાવ મંજુર રાખ્યો છે. ગૃહસ્થો અને બાનુઓ, હિંદી સરકાર એવા સવાલનો એવી રીતે ફેંસલો ક્યારે લાવશે તે સમય હું આગળથી જાણી શકું છું અને જો એવો સુખી દિવસ જોવાને આપણે ભાગ્યશાળી ન થઇએ તોપણ શાંતિથી અને આશા પૂર્વક આપણું કાર્ય કર્યા જવું કે જેથી...આપણા ફરજંદો આખી દુનીઆમાં ધારથી એવા સમાચાર ફેલાયલા જાણી ખુશી થાય કે હિંદી સામ્રાજ્યે...દુનીઆની ડાહીમાં ડાહી પ્રજાની સાથે મળી પોતાની સઘળી હદમાં કેફી પદાર્થો બનાવવાનો અને વેચવાનો પ્રતિબંધ કર્યો છે.

બીજા દિવસે જ્યારે કોનફરન્સ ભેગી થઇ ત્યારે એમ જાહેર કરવામાં આવ્યું હતું કે કલકત્તાની ટેમ્પરન્સ એસોસીએશના પ્રયત્નોને લીધે બંગાળાની સરકારે, ૧૯૧૮ના એપ્રીલ માસની પહેલી તારીખથી એક વર્ષ સુધી માત્ર અખતરાની ખાતર બો. બજાર સ્ટ્રીટ અપર ચીટપોર રોડ; બીડન સ્ટ્રીટ અને અપર સરક્યુલર રોડની હદમાં આવેલી સઘળી દારૂની દુકાનો બંધ કરવાને કબુલ કર્યું છે. તેજ પણ બંગાળાની સરકારનો આભાર માનનારો એક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

સેક્રેટરીએ પછી વાર્ષિક રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો તેમાં એમ જણાવવામાં આવ્યું હતું કે આખાં હિંદમાંનાં સઘળાંમાંથી કેટલાક ટેમ્પરન્સ મંડળોએ ઘણું સારું કામ બજાવ્યું હતું અને ભવિષ્યમાં એથી પણ વિશેષ સારું કરશે એમ આશા રખાય છે. રેવ. મી. એન્ડરસને, રીપોર્ટ મંજુર રાખવાનો ઠરાવ રજુ કરતાં બોલ્યા હતા કે, અમૃતસરમાં જેમ દારૂના પીઠાં બંધ થઇ ગયાં છે તેમ કલકત્તા શહેરમાં પણ તેવાં પીઠાં થોડા વખતમાં બંધ થઇ જાય એવી હું આશા રાખું છું. તેમણે વળી આગળ જણાવ્યું કે, મેચુ બજાર સ્ટ્રીટમાં એક દારૂના પીઠાના માલિકની માગણીથી તે દારૂના પીઠામાં ટેમ્પરન્સ લીટરેચર સરઘસ દરમીઆન છુટથી વહેંચવામાં આવ્યું હતું.

પ્રમુખે પછી કોનફરન્સ વિસર્જન થયાનું જાહેર કર્યું હતું. મિતાહારની હિલચાલમાં ઉત્સાહ ધરાવનાં ગૃહસ્થો અને બાનુઓની એક સભા સાંજે ભરવામાં આવી હતી.

મુકવામાં આવતી રસીથી જીંદગી અથવા તંદુરસ્તીને નુકશાન પહોંચતું નથી અને આ રીતી ઉત્તમ પ્રકારની અને ભય રહિત છે. સને ૧૮૬૦માં તે કાયદામાં રહેજ ફેરફાર કરવામાં આવ્યો ત્યારબાદ સને ૧૮૬૭માં લોર્ડ રોબર્ટ મોન્ટેગુએ એ કાયદામાં આપવામાં આવેલી સત્તામાં થોડો વધારો કરીને ફરીથી આ કાયદો પાર્લામેંટ સમક્ષ પસાર કરવા રજુ કર્યો. તે વખતે લોર્ડ મોન્ટેગુએ પણ લોર્ડ લીટલટને સને ૧૮૫૩માં ઉચ્ચારેલા ઉદ્ગારો સાથે સંમતી દર્શાવી. તે પછી એ કાયદામાં સને ૧૮૭૧, ૧૮૭૪ અને ૧૮૭૮માં થોડા ઘણા ફેરફારો કરવામાં આવ્યા. સને ૧૮૫૩ અને ૧૮૬૭માં આ કાયદો પસાર કરાવતી વખતે લોર્ડ લીટલટન અને લોર્ડ મોન્ટેગુએ આપેલી ખાત્રીઓ નિષ્ફળ નીવડી, કારણકે સને ૧૮૭૧–૭૨માં ઈંગ્લાંડ અને વેલ્સમાં જે લોકોએ રસી મુકાવી હતી તે લોકોમાંજ શીતળાનો ઉપદ્રવ થયો અને લગભગ ૫० ००० શખ્સો મૃત્યુવશ થયા. સને ૧૮૬૭ના કાયદાથી એ ખાતાના અધીકારીઓને વધારે સત્તા મળી અને રસી મુકવાનું કાર્ય ધમધોકાર ચાલવા લાગ્યું.

સને ૧૮૬૭થી ૧૮૭૩ વચ્ચેના પાંચ વર્ષના ટુંકા અરસામાં ૨૫००० શખ્સો ઉપર કેસો ચલાવવામાં આવ્યા હતા. તે પછીના ૭ વર્ષોમાં જે શખ્સો ઉપર કામ ચલાવવામાં આવ્યું હતું તે શખ્સોની સંખ્યા ૭૬,૮૮૬ હતી. સને ૧૮૮૮માં આવા કેસોના સંખ્યા એકદમ વધી અને તે પછી તેમાં ઘટાડો થવા લાગ્યો કારણકે અધીકારીઓને માલમ પડયું કે રૈયતનો મ્હોટો ભાગ રસીના વિરૂદ્ધ છે અને વધુ લોકોપર દબાણ ચલાવવામાં ફાયદો નથી. આવી રીતે આ બાબતમાં તેમને સ્પષ્ટ ખાત્રી થવાથી તેમણે બહુજ ઓછા કેસો ચલાવવા માંડ્યા અને આવા કેસોની સંખ્યામાં અને રસી મુકાવનારાઓની સંખ્યામાં દીવસે દીવસે ઘટાડો થવા માંડ્યો. સને ૧૮૮૦માં પ્રજામત એ ફરજીઆત કાયદાની અને એ રસી મુકાવવાના વિરૂદ્ધ થવા લાગ્યો અને ઘણા આગેવાન સુધારકો તેની સામે લડત ચલાવવા બહાર પડવા લાગ્યા. સને ૧૮૮૧માં લંડનમાં "ધી લંડન સોસાયટી ફોર ધી એબોલીશન ઓફ કમ્પલસરી વેકસીનેશન" અર્થાત્ ગૌશીતળાની રસી મુકાવવા માટેનો ફરજીઆત કાયદો રદ કરાવવા માટેની મંડળીની સ્થાપના કરવામાં આવી. શરૂઆતમાં તેમાં ફકત સાત આગેવાન ગૃહસ્થોએ ભાગ લેવા માંડ્યો હતો. લંડનના વર્તમાનપત્રોએ તેમને વખોડી કહાડયા હતા, અને તેમને ભાષણો આપવા માટે જાહેર મકાનો વાપરવા દેવામાં આવતા નહિં અને તેમનાં ભાષણોની જાહેર ખબર વહેંચવા માટે કબુલ કરવાને માણસો અચકાતા. આવા બીકટ સમયે આ મંડળના સભાસદોએ દરકાર વેઠી કાર્ય ચાલુ રાખ્યું અને "ધી વેકસીનેશન ઇનકવાયરર" નામનું માસીક બહાર પાડવાનું શરૂ કર્યું. આ સબંધી હીલચાલનાં નોંધવા યોગ્ય બનાવ લીસ્ટર શહેરમાં નીકળેલા સરઘસનો છે. લીસ્ટરમાં ત્યાંના ડાકટરોએ અને અધીકારીઓએ કાયદાનો ઘણો સખ્ત ઉપયોગ કર્યો અને શહેરના આગેવાન ગૃહસ્થોને કેદ કર્યા. આથી ત્યાંના રહેવાસીઓની લાગણી ઉશ્કેરાઇ અને તેમણે આની પ્રતિરોધ દર્શાવવા એક સરઘસ કાઢ્યું. આ સરઘસ એ માઇલ લાંબુ હતું અને તેમાં ભાગ લેનારા લોકો જુદા જુદા લખોવાળા વાવટાઓ લેઇ ઉડાવતા ચાલતા હતા. જે જે લખાણો વાવટાઓ ઉપર ચીતરવામાં આવ્યા હતાં તેમાં નીચેના કેટલાક પણ હતાં.

"કાયદો તદ્દન રદ કરો. અમારે થોડી ફુટકળ જોઈતી નથી."

"(શીતળાના રોગના અટકાવ માટે) સ્વચ્છતા, નહિં કે રસીનો ઉપયોગ."

"થોડાની ચરબી, ગોશીતળા, વાછરડાંની રસી, અને સ્થાનીક સરકારી બોર્ડ એથી ઇશ્વર અમને બચાવો."

"આથી (ફરજીઆત રસી મુકવાથી) તમો શીતળાનો નહિ પણ માણસોની જીંદગીનો નાશ કરો છો."

"ગેરવાજબી કાયદાઓ સામે પ્રતિરોધ દર્શાવવો એ પ્રીસ્તી ધર્મનો સાચો નિયમ છે અને દેશભક્તોની ફરજ છે."

ગોશીતળાની રસીના ફરજીઆત કાયદાની ચોપડીઓ બજાર વચ્ચે શહેરના મેયર અને બીજા સત્તાધિકારીઓના હાજરીમાં બાળી નાંખવામાં આવી. તે દીવસે સાંજના મ્હોટી જાહેર સભા ભરવામાં આવી અને કાયદા સામે અણગમો પ્રદર્શીત કર્યો. સને ૧૮૮૯મા સરકાર તરફથી ગોશીતળાની રસાની બાબતનાં તપાસ કરવાને રોયલ કમીશન નીમવામાં આવ્યું તે કમીશન આગળ સારા સારા ડોકટરોએ જે જુબાની આપી હતી તે ઉપરથી માલમ પડે છે કે આ રસી જે દરદના અટકાવ માટે દાખલ કરવામા આવે છે તેને અટકાવવાને નિષ્ફળ નીવડે છે. આથી તે કમીશને પોતાના રીપોર્ટમાં એમ જણાવવું જોઇતું હતુ કે આ ફરજીઆત કાયદો રદ કરવો, પણ કમીશનના મેંબરો ને કાયદાની તરફેણમાં તેમની નામણુંક થવા અગાઉથીજ હતા એટલે તેઓ છેક સુધી તેમના મતને વળગી રહ્યા અને ઉશ્કેરાએલા પ્રજામતને સંતોષવાને તેમણે "જે લોકો સત્ય નિષ્ઠાથી રસી મુકાવવા સામે વાંધો લેતા હોય તેમને આ કાયદાથી મુક્ત કરવા એવી કલમ વધારવા ભલામણ કરી. આખરે સને ૧૮૯૮માં આ ફરજીઆત કાયદામાં તેમની સુચના મુજબની કલમ વધારવામાં આવી. આ કલમ જો કે વધારવામાં આવી તેથી પ્રજાને કાંઇ જોઇએ તેવો ફાયદો તો થતો નથી, કારણ કે આવી રસી મુકાવવા સામે વાંધો લેનાર માણસ સત્ય નિષ્ઠાથી વાંધો લે છે કે કેમ તે વગરનો ફેંસલો આપવાનું કામ તો સરકારી અમલદારોના હાથમાં સોંપવામાં આવેલુ છે. સરકારી અમલદારો કાયદાનેજ આવા બનાવોમાં પોતે પોતાનો ચુકાદો સરકાર વિરૂદ્ધ આપે છે અને તેથી પ્રજાને આ કાયદાથી પુરતું રક્ષણ મળતું નથી. હવે જરૂરીઆત એટલીજ છે કે આ કાયદો તદન રદ કરાવવા પ્રયાસ કરવો અને તેવો પ્રયાસ લંડનની ધી નેશનલ એન્ટી વેક્સીનેશન લીગ કરે છે.

આપણા ભારત દેશમાં ક્યારે આવા હીંમતવાન અને આત્મભોગી ડોકટરો બહાર પડશે, અને હિંદુસ્થાનમાં જે ફરજીઆત કાયદો છે તે રદ કરાવી પ્રજા સેવા બજાવી તેમને પોતાને કૃતાર્થ થયેલા માનશે?

# તિબેટની હાલત.

તિબેટના ગારતોક સ્થાનથી એક સજ્જને ત્યાંની કેટલીક હાલત જાટ ગેઝેટમાં પ્રસિદ્ધ કરી છે. તેઓ લખે છે કે તિબેટમાં માણસોની વસતી બહુ છે, પરંતુ ત્યાંના રહેવાસીઓ સંસારથી અલગ રહેવામાં સુખ માને છે. ત્યાં વિદ્યાનો ફેલાવો નથી; તેમજ લોકો મજુરીનાં કામો પણ કરતા નથી. સંસારના સુધરેલા દેશો સાથે એ લોકોનો સંબંધ નથી તેથી એમનું સામાજિક જીવન અધોગતિના માર્ગ તરફ વળેલું છે. એ લોકોને પોતાની અધોગતિનું ભાન પણ નથી કારણ કે સેંકડો વર્ષો થયા એવીજ રીત એમના ચાલ્યા આવે છે. એમના મંદિરો અશ્લીલ મૂર્તિઓ ભરેલાં છે. સ્ત્રી પુરૂષોની નાગી મૂર્તિઓની એ લોકો પૂજા કરે છે. નઠારા રીત રિવાજોને ધર્મના પડદાથી ઢાંકી લીધેલાં છે. ધર્મના બહાનાથી ખરાબમાં

ખરાબ ચાલચલગતે ચલાવવામાં એમને બિલકુલ શરમ લાગતી નથી.

### તિબેટની સ્ત્રિયો.

જેવી રીતે સભ્ય દેશોમાં કુમારિકાઓને શિક્ષણ લેવા તેમજ અન્ય કળાઓ શીખવા પાઠશાળામાં મોકલવામાં આવે છે; તેવી રીતે તિબેટમાં કિશોર બાલિકાઓને અનુભવી વેશ્યાને ત્યાં મોકલવામાં આવે છે. અહીં કુમારિકાઓ સંસારના સઘળા રીત રિવાજોથી માહિતગાર થાય છે. જેટલા દિવસ કુમારિકા વેશ્યાને ત્યાં રહે તેટલા દિવસનો ખર્ચ એના માબાપો આપે છે. કન્યા ચાર પાંચ વર્ષ વેશ્યાને ત્યાં શિક્ષણ લીધા પછી ઘેર આવે છે, ત્યાર બાદ તેના વિવાહ થાય છે. કન્યાઓને આવી રીતનું શિક્ષણ આપવાની પદ્ધતિ સાધારણ તેમજ ગરીબ વર્ગમાં વિશેષ પ્રચારમાં નથી કારણ કે એ લોકોને ખર્ચ આપવાની વિશેષ સગવડ હોતી નથી.

તિબેટી સ્ત્રીઓનું મુખ ઘણુંખરું ચપટું ને ગોળ હોય છે. નાક ને આંખો કાંઇક નાની હોય છે. આવું છતાં પણ સૌંદર્યમાં કાંઇ ફરક પડતો નથી. બાલના સજાવટ કાંઇક વિચિત્ર જાતની હોય છે. સ્ત્રીઓ ઘણું કરીને હાથના બનાવેલા ગુચ્છેદાર વાળ માથા પર લગાવી લે છે કે જે ગુચ્છાઓ બંને કાનની બાજુપર લટકતા રહે છે. તિબેટી સ્ત્રીઓ મૂલ્યવાન વસ્ત્ર પહેરવાનું બહુ પસંદ કરે છે.

એ દેશમાં વિવાહ પદ્ધતિ વિચિત્ર જાતની છે. કોઇક વખત માતાપિતા કન્યા માટે વરની તલાશ કરી લે છે, તો કોઇ વાર કન્યા પોતેજ વર પસંદ કરે છે. એમના વિવાહમાં સગપણનો કોઇ પણ જાતનો બાધ ગણવામાં આવતો નથી. અહીંઆ લેખક ત્રણ ચાર દૃષ્ટાંત રજુ કરે છે અને કહે છે કે એ દૃષ્ટાંતો નીચા વર્ગના નહીં પણ ઉંચા વર્ગના વંશજોના છે.

(૧) એક ઉચ્ચ વંશના ગૃહસ્થની સ્ત્રી મરી ગઇ. એ સ્ત્રીને પાંચ છોકરા અને એક છોકરી હતી. ગૃહસ્થે બીજી વખત લગ્ન કર્યું. રિવાજને અનુસરી નવી સ્ત્રી પાંચ છોકરાઓની પણ સ્ત્રી છે અને એ સ્ત્રી છોકરાઓ સાથે પણ એવોજ વહેવાર રાખશે કે જેવો પોતાના પતિની સાથે રાખે છે. જ્યારે એ સ્ત્રીથી કોઇ બચ્ચું પેદા થશે ત્યારે એ બચ્ચું ગૃહસ્થ કે પાંચ છોકરામાંથી જેની સાથે શિકલમાં વિશેષ મળતું આવશે તેનું સંતાન ગણાશે.

(૨) એક જાગીરદાર ગૃહસ્થની સ્ત્રી મરી ગઇ છે, એના પેટનો એક છોકરો હયાત છે. ગૃહસ્થે બીજી બાયડી કરી છે. નવી બાયડી પોતાની સાથે પહેલા ધણીથી થએલી પુત્રી લઇ આવી છે. એ નવી બાયડી હવે ઘરડી થઇ ગઇ છે. તેથી ગૃહસ્થે એની પહેલા ધણીથી થએલી છોકરી સાથે લગ્ન કરી લીધું છે. એક દિવસ વાતચીતમાં એ ગૃહસ્થ બોલી ગયા છે કે હું ઘરડો થઇ ગયો છું પણ મારી બૈરી જુવાન છે તેથી વિચાર છે કે એનું લગ્ન મારા છોકરા (પહેલી બૈરીથી થએલા) સાથે કરી દઉં, કારણ કે ઘડપણને લીધે મારી આંખો પણ ઝાંખ મારતી થઇ ગઇ છે.

(૩) ત્રીજો દાખલો એથી પણ વિચિત્ર છે, એક વિધવા સ્ત્રીએ પોતાની બે નાની છોકરીઓનાં લગ્ન ઉચ્ચ વંશના ગૃહસ્થ સાથે કરી દીધાં. છોકરીઓ ઉમરમાં નાની હતી તેથી ગૃહસ્થે થોડા દિવસને માટે છોકરીઓની માની સાથે લગ્ન કર્યું. જ્યારે મોટી છોકરી જુવાન થઇ ત્યારે તેને તેના પતિને સોંપી બાઇ પોતે પાછી માથું મુંડાવી સાધ્વી બની મંદિરમાં જઇ બેઠી. એ મૂલકનાં એવા રિવાજો દુઃખકારક ગણાતા નથી તેમજ કોઇ પણ માણસ એવા રિવાજો પર વ્યંગ્ય પણ કરતો નથી.

તિબેટી સ્ત્રીઓ સફાઇ રાખવામાં બહુ ચતુર હોય છે. પોતાના ઘરની સઘળી ચીજો

પૂરી વ્યવસ્થાથી ગોઠવે છે. હાથ, મોં હમેશા સવારે ધોયા કરે છે પણ સ્નાન કરવાનો વખત તો કદી અઠવાડીએ આવે છે અને માથાના વાળ ઓળવાનો વખત મહીને બે મહિને આવે છે કેમકે એને ઓળવામાં ખુબ મહેનત કરવી પડે છે. એનો ચહેરો ઠંડીથી ખરાબ ન થઇ જાય માટે તે પર હાથે મસળ્યા કરે છે. બજાર જઇ આવીને હાથ ધોતી નથી.

અતિથિ સત્કાર કરવામાં અહીંની સ્ત્રીઓ ઘણી ખબરદાર હોય છે તેમજ સત્કાર પણ પૂરેપૂરો કરે છે. જ્યારે જાઓ ત્યારે ઘર ધણીઆણી ખાણું તૈયાર કરી આપવાને માટે તૈયાર હોય છે. ટિબેટીઓ આખો દિવસ ચાહ પીઆ કરે છે અને જવના રોટલા ખાય છે. જે જેટલો ખાનદાન તેને તેટલું ઘરથી બહાર નીકળવાનું થોડું. તિબેટીઓમાં અતિથિ સત્કાર છેવટની સીમાથી પણ બહાર જઇ પહોંચ્યો છે. જો કોઇ મેમાન થઇ આવી પડે છે તો આખો દિવસ તેની ખૂબ ખાતર બરદાસ કરવામાં આવે છે. રાત પડતાં ધણીઆણી પોતાના ધણીની આજ્ઞા લઇ વારે વારે દરેક મહેમાન સાથે સહવાસ કરતી રહે છે. કેટલીક સ્ત્રીઓ તો આ અજબ મ્હેમાનગીરી પૈસાની લાલચથી કરે છે અને કેટલીક અતિથિ સત્કારની સમજણથી કરે છે. તિબેટી સ્ત્રીઓમાં કામ-વાસના અતિશય હોય છે. ગમે તેમ હો પણ એશિઆના એક દેશમાં દુઃખદાયક નિર્લજ્જ રિવાજ આજે પણ પ્રચલિત છે.

K.

—◆◯◆—

## ભોળીયારાજનો ભડભડાટ.

પાઇલાહિ ખેર કીજે, કયા બડા દરબાર હૈ!
બે અકલી કારભારી; ઊંટકે સરદાર હૈ!

એક વખત હું ભાડભડાટ દ્વારા જણાવી ગયો છું કે—"મનુષ્ય માત્રનું હલકું આચરણ ઘણીજ ઝડપથી બહાર આવે છે. જેમકે હલકો તો હજામ! ખાલી ચણો વાગે ઘણો!! તેજીને તાનકને ગધેડાને ડીફાં!!!" તેમ જે માણસ ઇસારાથી ન સમજે તેને માટે તો ડીફાંજ જોઇએ! તેને ચાબુકનો ચમચમાટ ક્યાં સુધી? જ્યાં સુધી તેનો ઝપાટો અને પડેલા ફટકાના સપાટાનો ઝમઝમાટ જ્યાં સુધી ચચરે ત્યાંજ સુધી તો ખાપું!!! એ તો બસવાની આદત હોય તે કઇ જાય? ડીફાં વીના તે કંઇ ચલાય! વાંકી તે કંઇ સીધી થાય!! એકમાં ન ફાવે તો બીજું!! ગયો વાર છે બલ્લા!!! મનુષ્ય હલકું આચરણ કરતી વખતે અનીશ્વરવાદી બની જાય છે, ત્યારે ઇશ્વર તેની નજીકને નજીકજ રહે છે! પંચ અંધાક દિન કયા ઔર રાત કયા? દોનો એકી' ન કુછ ભેદ ઔર ન કુછ ભેત! તેમ તે જ્યાં ત્યાં અંધારામાં પછાડા મારે છે! ડાફાં મારે છે! અને હોય તેટલી બત્રીસી ગુમાવી બેસે છે!!!

* * *

ભર્યા સો છલકે નહી, છલકે સોહી આધા;
ઘોડા તો ભુંકે નહી, ભુંકે સોહી ગધ્ધા!

મને પણ આવ બલા પકડ ગલા ન્હોરી લેવાની એક આદત છે! ત્યારે શું કરવું? કંઇ ચમચમાટ ઝમઝમાટ મીઠું મરચું મળી આવે તો તેનાં પંચ પકવાન બનાવવાં એ અમો પરવારેલાઓનું મફત કાર્ય રહેલું છે! એટલે આ વખતે પણ પ્રભુપજીવન આનંદ મંદિર (કે કલેશ મંદિર) અને પતિતાશ્રમમાં પતિત પાવન થવા એક મહાદેવજીના દર્શનનો લાભ જવા દેવો એ એક મહા ભૂલ!!! એવી ભૂલ થવા દેવાનું કંઇ પ્રયોજન?

પાર્વતી મૈયાને લઇ શિવજી પધારે તો તે અમુલ્ય લાભ કોણ જવા દેશે ભલા ! અબિલ ગુલાલ ફુલ ધૂપ ખીલ વગેરે સાધનોથી દર્શનારતિ ! પૂજા અર્ચનું ! કરવા કયો અભાગી ચૂકશે ? હું તો ન. ચૂકું !!! સર્વ સામગ્રીથી જરૂર એ ભોળાને ભમાવું, અને તેને રાજી રાજી કરૂં ! પણ કહે છે કે કળીયુગમાં તો દિલની વાતજ જવા દો !! ભાવેથી ભજે તો ભોળો ભમે કની ? પણ સબુર, નામ પ્રમાણે ગુણ તો જોઇએ ને ? ઓ ઓત તારીની, જ્યારે ભોળાને ભમાવવાનો ભાવ નથી ત્યારે એ દિલકે પથ્થર ? અરે બાપ પથ્થર રે પથ્થર !! પણ સબુર આમ કહેતાં તો પેલા બાર લીંટીમાં બીરાજેલા કવિજી મને ટૂંપી ખાશે કે "અરે યાર-થોડું ન ચાહે ચાહનારાં 'ઉર મહીં' એ રાખજે ! બાપ ! બાપ !! બાપ !!! નાળીયેરના ડેપા જેવી વાત ! જ્યાં થોડાનીજ વાત નહીં ત્યાં ઘણું તે ક્યાંથી હોય ? આકાશી કિલ્લા કે હવામાં બાચ ? એ તો ખ્વાબીને માટે ખ્વાબજ તો ! ત્યાં તે વળી બીજું શું હોય ? તેમ જ્યાં થોડાનોંજ સાંસા તો બાઇને તો હોય તેટલુંજ જોઇએ !! મુળમાં મુળજીભાઇ કુંવારા ને ડોસાને બે બધરી જોઇએ ?!!! પણ એ સ્નેહીરાજ વિચારે તો જાણે કની કે આ કળીકાળમાં દિલ આપતાં અને લેતાં કેટલો અંતરાય ? એ તો તે શીવજી ગયા કે પાર્વતીથી વિખુટા પડતાં નયનાશ્રુ વરસતાં !! હવે એક હોય તો બીજીની રાહ જોવાય તો પછી તેની હસ્તિજ ન હોય તો કેટલીની જાપ જપાય વારૂં ?

* * *

એ તો આપણે એક જુદીજ વાત ઉપર દોરાયાં, પણ પેલું એલું "ચાલ્યું ન છોડે કોઇ કાળે જેમ માતા બળકો" તેનું કેમ ? વાત તો ખરી ! પણ તેથી વિરૂદ્ધ બન્યું છે કે નહીં ? કળીકાળમાં તેથી ઉલટાં દૃષ્ટાંત મળી આવે છે કે નહીં ? જો ખરૂં રહસ્ય જોવું હોય તો જુઓ [સત્સંગ ફાગણું સં. ૧૯૭૪ પૃ. ૨૩૫] એ પણ એક માતા કે નહીં ? શું તે માતા નહીં ? અગર માતા હતી તો શા માટે પોતાનો જીવ વ્હાલો કીધો ? શું તેને પણ પ્લેગ લાગી જતે ? અગર તેમ બને તોપણ શું ? પણ ભાઇ જરા ધીરા ! જરા ધીરા ! બમ દેતા કે ભૂસકો મારતાં ટાંટીઓ ભાંગે ! એ સૂત્રને યાદ રાખવું !! તેમ એક વાત બહાર પાડવી તેની અચળતા માટે મક્કમ રહેવું. શું સ્નેહ ઉભરી સમાઇ નથી જતો ? મન એટલું બધું ચંચળ છે કે તે વિજળીક ઝડપે પોતાનું કાર્યક્રમ બદલતું રહે છે. તેમ કોણે કહ્યું કે રહેજમાં ઉભરેલો સ્નેહ અમર છે ! અચળ છે ? જો કે સ્નેહની પરિસિમાજ નથી તોપણ તે કોને માટે ?!! જેનામાં સ્નેહ છે ! પ્રેમ છે ! તેનેજ માટે !! પણ સ્નેહ બતાવી પ્રપંચ બાજી રચે એવાઓનો રાફડો ક્યાં ઓછો છે ? સ્નેહને નામે સ્વાર્થ સાધકોનો ક્યાં તોટો છે ? હા માં હા મેળવતા આદમી હૃદય પિંજરમાં છૂરી નથી રાખતા ?!! શું વિશ્વાસુઓ બની ગરદન નથી કાપતા ?!! જગતમાં ભોળાઓ ભાન ભૂલા બની પ્રપંચમય વાતોથી ભમી જાય છે ! પણ બીચારા નથી સમજતા કે એ પૂર્ણ સ્નેહીઓ મ્હોથી સંપૂર્ણ સ્નેહ દાખવી સ્વાર્થ લાભ સાધી જાય છે ! ભાઇ ! કહેવું રહેલ છે નિભાવવું મુશ્કેલ છે ! મનુષ્ય જે વખતે કુવામાં ભૂસકો મારે છે, તે વખતે તેને ફક્ત ભૂસકો-ભૂસકોજ મારવાનો હોય છે ! પણ જ્યારે તે બહાર આવવા મન્થન કરે છે ત્યારેજ તેને સમજણ પડે છે કે પાંચ વીસે સો થાય છે ! બાપુ !!! કેમ સમજ્યા ?!!! વળી જોઇશું ! અને વખતના ગીત વખતે ગાઇશું !!!

× × ×

અકડે-અકડે મર ગયે, રહે ગયે મખ્ખી ચૂસ;
લેને દેનેમેં ખેરસલ્લા, ઔર લડનેમેં મજબુત.

તંત્રીરાજ! તમે પણ ઠીક લગાવવામાં શૂરા તો ખરા! હો!! "પોલિટીકલ બોમિયા"ના અધિપતિરાજને ઠીક નાઝીગેર પકડાવ્યું!! મેં તો ખૂબ બખૂબ એ ફળદ્રૂપ ભેજા ઉપર વિચાર કીધો. અરે બહુબહુલાં વિચારો મારી વિચારપોથીમાંથી પસાર થઈ ગયા. પણ, શું કરૂં તે વખતે કાગળ પેનશીલનાં સાંસાં હતાં નહી તો હું તે વિચારોનું ટાંચણ કરીને અત્રે એક પ્રદર્શન ભરતે પ્રદર્શન આપુ!! પણ શું કરૂં? હુંજ પોતે તે સૌ સઘળા ભૂલી ગયો પછી લખું તે ક્યાંથી? ક્યાંથી કાઢું? ને કેવી રીતે ચીતરૂં?! વધુ વિચાર વમળથી મગજે ચક્કર આવી ગયાં છે એટલે એ અધૂરાં મુકેલાં જીવનો કાળને એટલુંજ કહીશું કે ધીરા હો! ભાઈ ધીરા!! ખમ્મા હો ભાઈ! ખમ્મા!!! વારૂં ત્યારે તમે તમારા છોકરાઓ કમાઈ લાવી અમને આપે એવી આશા શા માટે રાખો છો? ઘડપણમાં મદદ કરશે એવા મણકા શાને મૂકો છો? એમાં તમારો કેટલો સ્વાર્થ છે? જેટલો સ્વાર્થ તમે તમારાં બચ્ચાંઓ પાસે રાખો છો! તેટલોજ અમે અમારી ગૌ-માતા પાસેથી દૂધ-ઘી મેળવવાનો રાખીએ છે! શું આ વ્યાખ્યાને જુલ્મના રૂપમાં મૂકાશે? કોઈ એક વિચારવંત-અક્કલવંત-ડાહ્યો મનુષ્ય આને "જુલ્મ" સ્વપ્ને પણ કહી શકશે નહી!!!

× × ×

જેવી રિતે મનુષ્ય પોતાની ફરજ બજાવે છે., તેવીજ રીતે ઢોરો પણ, ખેતી, સાંઈ, ખ્રી. તેની ફરજો અદા કરે છે!!! અને માલિકોને વફાદાર રહે છે!! પણ એ ડાહ્યા ડમરા અધિપતિરાજને હું પૂછીશ કે તમે કેટલાક તમારા માલિક (અલ્લા-ખુદા)ને વફાદાર રહો છો? તેનાં ફરમાનો મુજબ ચાલો છો? અગર જો તમે તેને વફાદાર રહેવાનો દાવો કરતા હોય તો તે તમારી દલીલી તદન જુઠ્ઠી છે બીન પાયેદાર છે!! શું કુરાનમાં નથી લખ્યું કે તમે તમારા પાડોસીને હમેશાં તૃપ્ત રાખજો! તેનું દિલ દુભાવશો નહી!! આવાં કીંમતી સૂત્રનો શું એકજ અર્થ થઈ શકશે?!! શું તેમાંથી અનેક અર્થો રૂપ-રૂપાંતર ન થઈ શકે? દીલ નહી દુભાવવું એ વાક્ય શું એક પાડોસીનુંજ દિલ નહી દુભાવવું, એટલામાં એનો સમાવેશ થઈ જાય છે! ના ના સાહેબ તેમ નથી!! એ તો "અક્કલમંદારા ઇશારા કાફીઅસ્ત" "બાત જો અસલ હૈ અક્કલસે પહેચાનના" બસ એ મુજબ અક્કલમંદને ઇશારો ને ગધેડાને ડીંડુ! તેમ પ્રભૂએ જેને દીલ દીધું છે તે સૌ પ્રાણી માત્રનાં દીલ નહી દુભાવવાં! એવા અર્થનો સમાવેશ નથી થતો? વળી એ મુસલ્હેમ આગેવાન ચાલતા ભૂસકો મારે છે "તમને જો ગૌ ઉપર દયા આવતી હોય" વાહરે ભાઈ વાહ!! બેસક અમને ગૌ ઉપર દયા આવે છે! અને અમો ગૌ માતાનો જાન બચાવવો એ અમારી ફરજ સમજીએ છે! અને એ અમારી ફરજ અદા કરતાં તમો અમને અટકાવો છો! શું ત્યારે અમે તમારા પડોસી નથી? તમારા ઘરની નજીકમાં રહે એજ તમારા પડોસી? તમારા દેશ બંધુઓ એ તમારા પડોસી નહી? અને તેમનાં દિલ નહી દુભાવવાં એ તમારી કુરાનની કલમોમાં મોજુદ નથી? ભાઈ જરા કલમ ઉપાડતી તો જોઈ વિચારીને! નહી કે "હાંક સુલેમાન ગાલ્લી, પાછળ મુસો આવે છે!" નો મુજબ ચલ્લ્યા લિસ્પર્ણ. સિવાય કુદકો મારી ટોટીયા ભાંગવાનો શું ફાયદો? હલકા હજામની માફક એક વાજીંત્ર હાથમાં આવ્યું કે પછી શુરી કે બે શુરી પીપી જેમ વાગી તેમ વગાડી તેના શું લાભ! એવાઓ દેશોદય શું કરી શકશે? બંધુતા ક્યાંથી જાળવી શકશે! ભાઈ બંધુતાની વાતો થાય છે ત્યાં નજીવી વાતોને વચ્ચે લાવી કદુવા ક્યાં ભરો છો? તમો અમો એ

દેશના એક માબાપના એક છે એ સત્રને ક્યાં ભૂલો છો ! ! તમારા જાતી લીડરોના અભિપ્રાયથી ઉલટાં ક્યાં ચાલો છો ! બસ એજ, આથી વધુ તો શું હોય ? એક થોડી પણ અક્કલ ધરાવનારને માટે એટલું બસ છે ! ! !

*    *    *

લડાઇ ! લડાઇ ! લડાઇ ! તોપબાજી ! ગોળાબાજી ! બંદૂક સંદૂક ને કુકરીની કટાકટીનો હાલ હિંદીવાનો ક્યાંથી જાણે ભલા ? પહેલાં તો લોકો શીજગનના નામથી ચમકયા જે બાપ ! બાપ ! બાપ ! એક ગોળો બત્રિશ ફૂટની દિવાલ વિંધે ? ! ! પછી જોઇ લ્યો ઝેપેલીનનો ઝપાટો ! ને લોકોનો ધુમ ખરાડો ! ! જેમાં આકાશી લડાઇ ! અને છ હજાર ફીટની ઊંચાઇની ઉપર ઉડવાનું સાહસ ! તે થયું કે સબમેરીનનો સપાટો અને લોકોનો ગપગોળ ગપાટો !! આ બધું વાંચી વાંચીને હિંદુસ્તાન આગલી શુરાતનતા પર આવી તનમનાટ કરી રહ્યું છે ! સરકાર માબાપને લાખ્ખો માણસો દેવાઇ ચૂક્યાં પણ હજુ ભૂખ ભાંગતી નથી ! અરે આ તે લડાઇ કે બલા : કે જોગણીનું ખપ્પર ? હવે હાલમાં હિંદુસ્તાનને સચેત કરવાની તૈયારીઓ ચાલી રહી છે. કનફરન્સો ભરાય છે પણ સચેતનતામાં આડે આવતા આર્મ્સ એક્ટને ઊખેડી શકાતો નથી ! એજ નવાઇ ! લોકોને કહેવાય છે કે ચાલો ! ચાલો ! ચાલો ! ! આવો ! આવો ! આવો ! અમારા તમારા રક્ષણાર્થે–પડો કતેહ છે આગે ! આવી રીતે એમ તો ખૂબ જોરથી કહેવાય છે. પણ શું એમ કહેવાશે કે "ચાલો ! અમે તમને તમારૂં સમર્પણ કરીએ છે ! લ્યો તમે તમારૂં લઇ લ્યો ! સંભાળો ! અને તમારા ઠરાવો તમે પોતેજ પસાર કરો, અમારે કરવા કરાવવા નથી ! બસ આટલાજ પોકાર–ઢંઢેરાની જરૂર છે. જેમ આયર્લેન્ડને હોમરૂલ આપવાની તૈયારી થઇ રહી છે ! તેમ અમને પણ અમારૂં દઇ દેવા તૈયાર થાવ ! કે પછી વિલ્સન અને મિસિસ બિસેંટ કહે છે તેમ–પચાસ લાખથી એક કરોડ આદમી ઊભા થાય છે કે નહી ! અને જર્મનોને તેના બર્લીનના દરવાજામાં ઠોકી ધાસે છે કે નહી ? બસ જૂઓ ! એટલીજ ઊદારતા દાખવો, પછી જોઇ લ્યો હિંદીવાનોનું શુરાતન ? માયાળુ સરકારને પ્રભુ તેવી બુદ્ધી અપાવશે અને હિંદ સ્વરાજના હિંડોળે ઝુલશે ! ! પણ ભલા ત્યાં સુધી તો આ એક સ્વરાજવાદીઓની અંતરેચ્છા યાદ કરો !!!

## સ્વરાજવાદીઓની અંતરેચ્છા !

અમો હિંદ નીવાસી, દેશાભિમાની, સ્વરાજને ચાહનાર;
આજ અમારા અંતર વાગે, સ્વરાજનો રણકાર.
અમો.
સાચાનો બેલી ઇશ્વર સાચો, સાચે જય મળનાર;
છત્ર બ્રિટિશની નીચે અમોને, રે'વાની હોંસ અપાર.
અમો.
ભૂમી અમારી ફળદ્રૂપ કેવી, અન્ન આપે ભલી ભાત;
તોપણ બંધૂઓ આજ અમારા, ભૂખે મરે નહિ પાર.
અમો.
ઘરનાં છોકરાં ઘંટી ચાટે, આટો પડોસી (ને) અપાય;
એ કેમ સાંખે ઘર ધણીઆણી, કરે ધણી જો અન્યાય;
અમો.

O

*    *    *

પ્રભો ન્યાયીને ન્યાય આપજે ! અમો અમારી ન્યાયી સલતનત માટે ન્યાય માંગીએ છે ! તું તેને પણ ન્યાય આપજે ! ! અને અમોને ન્યાય અપાવજે ! એજ અમો હિંદીવાનોની અંતરેચ્છા ! ! મનોવાંચ્છના ! ! !

ઢોળીયારાજા.

# જોધબાઇ.

જયન્તિલાલ મંગળજી ઓઝા; બી. એ. રાજકોટ.
મહા પ્રસાદ અને ઉમિયાશંકર અરવિન્દ બી. એ. એલ. એલ. બી.

જુઓ, પણે નદીના કાંઠા પરની સ્મશાન ભૂમિમાં, રાખોડી થઇ ગયેલી ચિતા પાસે, ભિખારણના વેષમાં, વિખરાયલા કેશવાળી, અત્યંત ફિક્કા ચહેરાવાળી એક સ્ત્રી બેઠી છે. તેનો દેખાવ સંન્યાસિની જેવો લાગે છે. નિર્જીવ, પ્રાણ વિહીન ચિતા જેવીજ તેની સ્થિતિ છે. તેનું હૃદય પણ સુખ દુઃખ વિગેરે વિકાર રહિત થયું હોય એમ લાગે છે. આખા શરીરમાં લાગેલી લ્હાય હોલવી નાંખવાનો પ્રયત્ન કરવામાં તેના શરીરનું લોહી શોષાઇ ગયું હતું. જે અપાત્ર હૃદય નવીન પ્રેમના, નવીન આશાના સંચારને લઇને થોડા વખતના પહેલાંજ પ્રફુલ્લ થયું હતું, તેની એકાએક આવી ભયંકર સ્થિતિ થશે એમ કોઇને સ્વપ્નમાં પણ થયું હશે ?

સૂર્યના અસ્ત થયો, રાત્રીનું અંધારું ચોપાસ ફેલાવા લાગ્યું ચક્રવાકીને સારી રાત પ્રિયસખાના વિરહમાં ઝૂરવાનો વખત આવી પહોંચ્યો. હાય ! હાય ! જોધબાઇ ! ત્હારી સ્થિતિ તો આ ચક્રવાકી કરતાં પણ વિશેષ ભયંકર છે ! ત્હારે માટે તો આ જીવનમાં કદી પણ પ્રભાત થવાની આશાજ નથી ! જ્યારે જોધબાઇ વિકસિત કુસુમ જેવા પ્રફુલ્લ મુખે, હસતી હસતી પ્રિય પાત્રનો હાથ ઝાલી આ નદી કાંઠે બેસી પ્રેમ ગોષ્ઠી કરતી, જ્યારે નદીના પાણીમાં કુસુમ ફેંકી પોતાના ન્હાના સુકુમાર પગ વડે, જલ તરંગ સાથે તેને આમ નચાવતી. જ્યારે પાણીમાં પેસી બન્ને એક બીજાને પાણી ઉરાડી ક્રીડા કરતાં, ત્યારે કોઇને પણ એમ થયું હશે ખરૂં કે આવા સુખી દિવસનું આવી કાળ રાત્રિના રૂપમાં પરિવર્તન થશે ?

એક દિવસ આ નદી કાંઠે બેસી કુમારસિંહ પોતાની ભાવી સ્થિતિનું મનોહર વર્ણન કરતો હતો, સુખપ્રદ કલ્પનાની સહાયતા વડે સુખમય ઉજ્જવળ ચિત્રો દોરાતાં હતાં; તે વખતે જાગૃત અવસ્થામાં તો શું પણ સ્વપ્નમાંયે જોધબાઇને આવ્યું નહીં હોય કે એવો પણ પ્રસંગ આવશે કે જ્યારે સ્મશાન વાસિની સન્યાસિનીના વેષમાં નદી કાંઠે આ પ્રમાણે પોતાને આવવું પડશે. અફસોસ, કર્મની ગતિ ગહન છે!

(૨)

વસંત ઋતુમાં પ્રભાતનો સમય હતો. નદીના વિશાળ પટપર રવિ કિરણો તરંગ ભંગને લઇને કંપાયમાન થતાં હતાં. સુશીતળ સુગંધિત મંદ વાયુ નદીના પૃષ્ઠ ઉપર ક્ષુદ્ર વીચી સાથે ખેલતો હતો. એક મંજરી યુક્ત આમ્રવૃક્ષ નીચે કુમારસિંહ અને જોધબાઇ બન્ને બેઠાં હતાં. વૃક્ષ ઉપર કોકિલા મધુર ગાન કરતી હતી. જોધબાઇનું મુખ મ્લાન હતું, તેના ચહેરાપર સ્મિતની એક પણ રેખા ફરકતી હતી નહીં, નયનમાં નીર હતું. મેવાડનો સેનાપતિ અજયસિંહ, યવન સેનાપતિ મહોબતખાનને અટકાવવા માટે સરહદના પર્વત તરફ પ્રયાણ કરવાનો હતો. કુમારસિંહ પણ અજયસિંહ સાથે લડાઇમાં ભાગ લેવાને જવાનો હતો આ સમાચારથી જોધબાઇને અત્યંત દિલગીરી ઉત્પન્ન થતી હતી. એકજ ડાળી પરનાં બે પોપટાં પ્રમાણે તે બન્ને એક બીજાના સહવાસમાં ન્હાનેથી મ્હોટાં થયાં હતાં. ક્રમ...

રસિંહના પ્રયાણ પછી પોતાને એકલીને કેવી રીતે વખત વીતાડવો, એ જોધબાઈને મ્હોટો પ્રશ્ન થઇ પડયો હતો. જોધબાઇ વિરહવ્યથાની કલ્પના માત્રથી વ્યાકુળ થઇ ગઇ હતી. એકદમ તેનાં નેત્રમાં પાણી ભરાઇ આવ્યાં. કુમારસિંહ જોધબાઇનાં આંસુ લૂછી બોલ્યો–"ગાંડી, રે ગાંડી, આટલી બધી અધીર કેમ થઇ જાય છે ! હું જલ્દી પાછો આવીશ."

જોધબાઇએ કંઇ ઉત્તર આપ્યો નહીં. અશ્રુપૂર્ણ નેત્રે તે કુમારસિંહનું મ્હોં જોઇ રહી. કુમારસિંહે આગળ બોલવું શરૂ કર્યું:–"જ્યારે શત્રુનો પરાજય કરી, વિજય વરમાળ મેળવી ત્હારા ગળામાં નાંખીશ ત્યારે–"

એટલું બોલતાંજ તેનું મુખ પ્રફુલ્લ થયું, આંખમાં આંસુ ભરાઇ આવ્યાં તેથી તેના મુખમુદ્રા અધિક તેજસ્વી દેખાવા લાગી. તેની આશા–ભાવી સુસ્થિતિનું મનોહર ચિત્ર આ વખતે તેની આંખ આગળ તરવા લાગ્યું. આવેશ યુક્ત સ્વરે તે બોલ્યો–"જોધબાઇ, તે વખતે ?"

જોધબાઇ સજળ નેત્રે તેની તરફ જોઇ જરા હસી. જોધબાઇના હાથ પોતાના હાથમાં લઇ આનન્દથી વિકસિત નેત્રે કુમારસિંહ મંત્ર મુગ્ધવત્ જોધબાઇના તરફ જોઇ રહ્યો. આવી સ્થિતિમાં કેટલોક વખત ચાલ્યો ગયો એટલામાં એકાએક પાસેના ડુંગર તરફથી સૈન્યની ધમાલનો, ઘોડાનાં પગલાંનો અને રણવાદ્યોનો કર્કશ અવાજ તેને કાને પડયો. તે સાથેજ કુમારસિંહ જાણે ઉંઘમાંથી ચોંકયો હોય તેમ બોલ્યો:–"રાજધાનીમાંથી લશ્કર નીકળી ચૂક્યું હોય એમ લાગે છે. જોધબાઇ, ચાલ આપણે ત્યાં જઇએ." પછી બન્ને ઉઠયાં અને રસ્તાપર આવી ઉભાં રહ્યાં;

આજ રસ્તાપર પ્રજાની ગર્દી જામી હતી. ડુંગરની તળેટીમાં આવેલા આ ગામમાં આગળ કદી આવી ધમાલ મચી ન્હોતી. રાજધાનીમાંથી સૈન્ય આવ્યું હતું. સુસજ્જિત ઘોડેસ્વાર હારબંધ ચાલતા હતા. તેમનાં ભાલાં ઉપર સૂર્ય કિરણ પડવાથી તે ચમકતાં હતાં. ગામનાં બધાં લોક કામધંધો છોડી આ ભવ્ય દેખાવ જોવા એકજ ઠેકાણે ભેગાં થયાં હતાં. જોધબાઇ આ વિસ્મય જનક દેખાવ જોઇ એટલી બધી મુગ્ધ થઇ ગઇ કે કુમારસિંહ તેની પાસેથી ક્યારે દૂર ગયો તેની તેને ખબર પડી નહીં, પણ પછી કુમારસિંહ પાસે નથી એ જોઇ તેણે પોતાનાં વિશાળ નેત્ર ભયભીત હરિણી પ્રમાણે આમતેમ ફેરવ્યાં, તેની નાજુક દેહલતા થરથર કાંપવા લાગી, એટલામાં એક મસ્તીએ ચડેલો ઘોડો ઝપાટામાં આવતા દરેક માણસને પગ નીચે કચરી નાંખતો તેની તરફ દોડી આવ્યો. એક બે પળમાં તો તે ઘોડાના પગ નીચે કચરાઇ ગઇ હોત; જોધબાઇ એક ભયંકર ચીસ પાડી મૂર્છિત થઇ જમીન પર પડતી હતી એટલામાં તો એક ઘોડેસ્વાર આગળ આવ્યો અને તેને પોતાના હાથમાં ઝીલી લીધી.

થોડા વખત પછી જોધબાઇને ભાન આવ્યું. કાળાં વિશાળ નેત્રો ઉઘાડતાં તેને જણાયું કે તે પોતાના ઘરમાં પલંગપર પડી હતી. એક સુંદર તરુણ પુરૂષ તેની પાસે બેઠો હતો અને ઉત્સુકતાથી તેની તરફ અધીર નયને જોતો હતો.

(૩)

કુમારસિંહ એકલોજ બેઠો હતો. નદીના કાંઠે ઉગતા બકુલવૃક્ષની આસપાસની ભૂમિ ફૂલો પડે આચ્છાદિત થઇ હતી. પરંતુ જોધબાઇ આજ હાર ગૂંથવા આવી નહોતી. હમણાં હમણાંથી આગળની માફક જોધબાઇ કુમારસિંહ સાથે ગમત કરવા આવતી ન્હોતી, અને જો કદાચિત આવતી તો અંતરંગની જેવી

પ્રેમગોષ્ઠી ચાલતી નહીં. આગળની માફક હવે જોધબાઇ પોતાને હાથે હાર ગૂંથી કુમારસિંહના ગળામાં ઘાલતી નથી. આગળ જ્યારે જ્યારે કુમારસિંહ જોધબાઇના અંબોડામાં ફુલ ખોસતો ત્યારે ત્યારે તે તેના તરફ ઉત્ફુલ્લ નયને જોઇ રહેતી. પણ હવે તેમાંનું કશુંયે નથી. સ્થિતિ તદન પલટાઇ ગઇ છે. કુમારસિંહ જોધબાઇને હસાવવાને અનેક પ્રયત્નો કરતો પણ હવે જોધબાઇના મુખ પર શુદ્ધ સરલ પ્રેમની હાસ્યરેખા પહેલાંની માફક ચમકતી નથી, પરંતુ અજયસિંહને જોતાંજ તેની આ સ્થિતિમાં એકાએક વિલક્ષણ ફેરફાર થતો. જોધબાઇનાં નયનોની જ્યોતિ અને ઓષ્ઠ પરતું મધુર પ્રેમસ્મિત અજયસિંહ નજરે પડતાંજ આપોઆપ વિકાસ પામતું.

કુમારસિંહ અને જોધબાઇ એક બીજાના સહવાસમાંજ ઉછરી મ્હોટાં થયાં હતાં. તેમનું બાળપણ એક બીજાની સાથે રમવામાંજ વ્યતીત થયું હતું. એકના પ્રેમ માટે બીજાને કદી શંકા કે અવિશ્વાસ આવ્યોજ ન્હોતો. આમ હોવા છતાં હજી તેઓ બન્ને લગ્ન–ગાંઠથી જોડાયાં નહોતાં. જોધબાઇ લગ્ન યોગ્ય થાય ત્યારે તેના બાપ પાસે તેની માગણી કરવી એવો કુમારસિંહનો વિચાર હતો. તેની આ ઇચ્છા પૂર્ણ થવાની તૈયારીમાં હતી એટલામાં અચાનક તેના પર વજ્રપાત થયો. ' પહેલાં લડાઇમાં જઇ શત્રુનો સંહાર કરૂં, મહાન્ યશ સંપાદન કરૂં એટલે મહારાજ મને મ્હારા પરાક્રમ બદલ સારી બક્ષિસ આપશે. એ વિજય ચિહ્ન મળશે ત્યારે હું લગ્ન માટે જોધબાઇની સમ્મતિ પૂછીશ. ચોક્કસ તે મ્હારા ગળામાંજ વરમાળ ઘાલશે. ' આવાં સુખમય આનન્દ પ્રદ સ્વપ્ન તે અનુભવતો હતો એટલામાં અચાનક તેની નિદ્રાનો ભંગ થયો. જોધબાઇ હવે મ્હારી નથી. અજયસિંહની છે એમ તેની ખાત્રી થઇ.

કુમારસિંહ પોતાના મન સાથે વિચાર કરતો બેઠો હતો. લડાઇ ઉપર જતાં પહેલાં જોધબાઇની છેલ્લી મુલાકાત લેવી એવી તેની તીવ્ર ઇચ્છા હતી. તે જરા જોરથી બોલ્યો:–"જો તેને ફરીથી શકીશ તોજ હું દેશમાં પાછો આવીશ. નહીં તો પછી મ્હારી અને તેની આ છેલ્લીજ ભેટ છે. શું ? હું તેને ભૂલી શકીશ નહીં ? અરેરે ! મ્હારી આશાનો એક દીવો બૂઝાયો. રણાંગણમાં શત્રુઓ સાથે ઝુઝી યશ મેળવવાની ન્હાનપણથી મ્હારી આકાંક્ષા હતી. મ્હારી માતા ખોળામાં બેસી ન્હાનપણમાં જ્યારે યવનોની દુષ્ટતાની અને ક્રૂરતાની વાતો સાંભળતો ત્યારે મ્હારૂં લોહી ઉકળી આવતું. મ્હારા પિતા પ્રમાણે નામ કાઢવાની અને પ્રખ્યાત વીરોમાં ગણાવાની મને ઘણા દિવસથી ઇચ્છા હતી. જોધબાઇનો પ્રેમ પણ આ ઇચ્છાને અટકાવી શકયો નથી. ઉલટું તેણે મ્હારી આ ઇચ્છાને વધારે તીવ્ર બનાવી હતી. એકજ સાથે યશ અને પ્રેમ સંપાદન કરવાની લાલસાથી મ્હારા હૃદયમાં કોઇ અપૂર્વ મનોવિકારનો જન્મ થયો હતો. પરંતુ હાય ! એટલામાંજ આ અજયસિંહે આવી મ્હારૂં સત્યાનાશ કાઢયું. હવે માત્ર યશની આકાંક્ષા બાકી છે. પ્રેમાકાંક્ષા તો કદિ પૂર્ણ થનાર નથી. અજયસિંહ ઉપર જોધબાઇની પ્રીતિ બેઠી છે, જોધબાઇ અજયસિંહની થઇ છે. લડાઇ પૂરી થતાંજ તેમનાં બન્નેનાં લગ્ન થશે. પણ મ્હારૂં શું ?

આવા દુઃખદ વિચાર કુમારસિંહના મનમાં ચાલતા હતા. થોડી થોડી વારે તે ઉંડા અને ઉન્હા નિસાસા પણ છોડતો હતો.

કુમારસિંહની સાથે બીજું કોઇ હતું નહીં. હમેશની માફક આજ પણ નદી ગંભીર પણ કોમળ રવે વહેતી હતી. અસ્ત પામતા દિનમણિના રક્ત કિરણોએ આકાશને અપૂર્વ શોભા સમર્પી હતી. નદીના પાણીમાં સૂર્યનું પ્રતિબિમ્બ

ઘણું મનોહારી લાગતું હતું. વડની વાંકી વળેલી ડાળીઓ સૂર્યનાં કિરણથી પ્રકાશિત પાણીમાં કાળા રંગની ઝાંખી ઝાંય પાડતી હતી. કુમારસિંહે પાણીમાં પડતા પોતાના પડછાયા સામુ જોયું. સૂર્ય આથમ્યો. આકાશ એકદમ લાલચોળ થઇ ગયું. નદીમાં પડતી વડની ડાળીની છાયા ઉપર અચાનક કોઇ બીજી છાયા પડતી હોય એમ તેને લાગ્યું. તેની છાતી ધડકવા લાગી. થોડો વખત એ છાયાનું નિરીક્ષણ કરી તે ત્યાંથી ઉઠયો અને ધીમેથી વડના ઝાડ નીચે જઇ ઉભો. ત્યાં જોધબાઇ પણ ઉભી હતી. પશ્ચિમ દિશામાંથી આવતી પ્રશાંત લાલીમાં તેનું અશ્રુ પૂર્ણ ખિન્ન મુખ ઘણું મનોહર લાગતું હતું. જોધબાઇની દૃષ્ટિ ઉંચે આકાશ પર ઠરી હતી. આગળ જોધબાઇની આંખમાં આંસુ દેખી કુમારનું હૃદય ચીરાઇ જતું. આજે પણ તેમજ થયું. પોતાનું દુઃખ વિસરી જઇ તે ખિન્ન સ્વરે બોલ્યોઃ—જોધબાઇ ! કેમ રડે છે ! મને નહીં કહે ?"

જોધબાઇ પર કુમારનો અત્યંત પ્રેમ હતો. જોધબાઇનો પણ કુમાર પર એક વખત પ્રેમ હતો એ ખરૂં, પણ જોધબાઇના મનમાં આવ્યું નહીં કે પોતાનું પ્રેમસ્થાન બદલાયું છે એ જાણી કુમારસિંહને ઘણો ખેદ થશે. જોધબાઇએ પહેલાંની માફકજ વિશ્વાસ સહિત પોતાનું હૃદય ખોલ્યું અને રડતી રડતી બોલીઃ–" કુમારસિંહ ! અજયસિંહ લડાઇ પર જાય છે, મને લાગે છે કે હવે ફરીથી તેની ભેટ થશે નહીં. "

કુમારસિંહે ધીમેથી લાંબો નિસાસો નાંખ્યો. પોતાના દુઃખનો તીવ્ર વેગ દાબી દૃઢ સ્વરે તે બોલ્યોઃ—"જોધબાઇ ! તું ચિંતા કરીશ નહીં. ત્હારો અને અજયસિંહનો ફરી મેળાપ થશે એમાં શંકાજ નથી."

(૪)

હવે જરા પણ આશા રહી નહોતી. યવન સૈન્યની વધતી જતી ભરતીને અટકાવવાને અજયસિંહ અસમર્થ નીવડયો હતો. રજપૂત લશ્કર શત્રુના પ્રચંડ સૈન્યે ચોપાસથી ઘેરી લીધું હતું. રજપૂત લશ્કર તદન ભયભીત થઇ ગયું હતું. કોઇ લડવૈયો બચાવ કર્યા વિના ભાલાનો ઘા સહન કરતો હતો, કોઇ તરવાર ફેરવતો હતો, તો કોઇ સેનાપતિનો હુકમ ન ગણકારતાં ન્હાસતો હતો. ચારે બાજુએ ભય, નિરાશા, અને પ્રલય સિવાય બીજું કંઇ નજરે પડતું ન હતું. બધી દિશામાં હાહાકાર થઇ રહ્યો હતો. અજયસિંહ ગભરાણો અને તેણે સલાહને માટે કહેણ મોકલ્યું. યવન સેનામાંથી જયધ્વનિ–ગર્વધ્વનિ સંભળાયો. અત્યાર સુધી કુમારસિંહ બીજી બાજુએ હજાર માણસોને લઇને શત્રુને હરાવવાનો જીવતોડ પ્રયત્ન કરી રહ્યો હતો, સારે ભાગ્યે શત્રુને જીતી તે અજયસિંહની મદદે આવ્યો. તેની યશસ્વી સેનાની રણગર્જના સાંભળી અજયસિંહના ન્હાસતા યોદ્ધાઓમાં ધૈર્ય આવ્યું અને લડવાને માટે તેઓ પાછા વળ્યા. જયોન્મત્ત કુમારસિંહે લશ્કરને મોખરે ઉભા રહી એક પછી એક હુકમ આપવા માંડયો. સૈનિકોએ હદ વાળી. તેમણે એવી બહાદુરી દાખવી કે બગડેલી બાજી સુધરી. યવન સેનાપતિ ગભરાયો. આખું સૈન્ય ઉભી પૂંછડીયે ન્હાસવા માંડયું. ત્હીકથી ન્હાસતા મહોબતખાન પાછવાડે કુમારસિંહે પોતાનો ઘોડો મારી મુકયો, મહોબતખાનનો જખમી ઘોડો થોડે દૂર સુધી દોડયો પણ છેવટે જમીન પર પડયો. કુમારસિંહ ઘોડા પરથી ઉતરી મહોબતખાન પાસે ઉભો રહ્યો. ખાન બે શુદ્ધ પડયો હતો, તેને ઉપાડી સાથે આવેલા માણસોને હુકમ કરી તે છાવણી તરફ વળ્યો. અર્ધે રસ્તે આવ્યો હશે ત્યાં કુમારસિંહે અજયસિંહને એક ઝાડ નીચે

પડેલો જોયો. લાગલોજ તેણે પોતાનો ઘોડો તે દિશામાં ફેરવ્યો. ઘવાયેલો હોવાથી અજય-સિંહ તદન અસહાય સ્થિતિમાં હતો. કુમારસિંહ ઘોડા પરથી ઉતર્યો. અજયસિંહ તેનાથી ફક્ત બે હાથ છેટે હશે એટલામાં તો એક યવન સિપાઇએ અજયસીંહ પર પોતાનો ભાલો તાકયો. આંખ મીંચાય ન મીંચાય તે પહેલાં તો અજયસીંહની આગળ કુદી કુમારસિંહે ભાલો પોતાના શરીરપર ઝીલ્યો, અને પછી તર-તજ જખમને લઇને જમીનપર ઢળી પડયો. પડતાં પડતાં યે રજા લેતી વખતનું જોયબાઇનું અશ્રુયુક્ત, દીન અને નિરાશાપૂર્ણ મ્હોં તેની આંખ સ્હામે તરવા લાગ્યું.

લડાઇમાં જય મેળવી અજયસિંહ સૈન્ય સહિત રાજધાનીમાં પાછો આવ્યો. જખમી કુમારસિંહ તેની સાથેજ હતો, પણ ઘા ભયં-કર હોવાથી તેના બચવાની આશા થોડી હતી.

૫

સંસાર જાદુના ખેલ જેવો છે. અદૃષ્ટ જાદુગર કેવી કુશળતાથી આ ખેલ કરે છે તે દેવતાઓ પણ સમજી શકતા નથી, તો આપ-ણા માણસ જાતની શી બિસાત! કુમારસિંહના પરાક્રમથીજ રજપૂત સૈન્યની જીત થઇ હતી, પણ રાજધાની તો અજયસિંહના યશોગાન ગાતી હતી-બધે તેનુંજ નામ, તેનીજ કીર્તિ, તેનીજ પ્રશંસા! કુમારસિંહની પોતાની ટુક-ડીમાંથી પણ કોઇ માણસ આ ખોટાં યશોગાન વિરૂદ્ધ એક અક્ષર સુદ્ધાં બોલતું નહોતું. તેમ કરવાથી અજયસિંહ નારાજ થાય અને ભારે શિક્ષા ફરમાવે એવી બધાને બ્હીક લાગતી હતી. કુમારસિંહ પથારીવશ હતો, અશક્ત હતો; તેના બિચારાનો પક્ષ લેનાર કોઇ હતું નહીં.

રાજધાનીમાં ખૂબ ધામધૂમ ચાલી રહી હતી. સેનાપતિ અજયસિંહનું સન્માન કરી આજ મહારાજ તેને સિરપાવ આપવાના હતા. દિવાનખાનામાં મ્હોટા મ્હોટા અમીર ઉમરાવ, સરદાર, હુદ્દેદારની જબરી ઠઠ્ઠ જામી હતી. હજારો સિપાઇઓ અને નાગરિકો હાજર હતા. એટલામાં રાજા સિંહાસન પરથી ઉઠયા, અને મ્યાનમાંથી એક હિરાજડિત મૂઠવાળી તરવાર કાઢી બોલ્યાઃ–"અજયસિંહ! શત્રુઓથી તમે મેવાડને બચાવ્યું છે. તમે જે મહાન્ કામ કર્યું છે તેની આ યોગ્ય બક્ષિસ નથી તોપણ—"

રાજાનું બોલવું પૂરું થાય ત્યાર પહેલાં તો પ્રેક્ષક વર્ગના જયધ્વનિથી આખું દિવાનખાનું ગાજી ઉઠયું. અને તે જયધ્વનિ શાંત થાય ત્યાર પહેલાં તો એક વૃદ્ધ સિપાઇ એકદમ આગળ આવ્યો અને મ્હોટે અવાજે બોલ્યો-"મહારાણા! રાજાધિરાજ! આપ જે મહાન્ કામ માટે અજયસિંહને બક્ષિસ આપોછો તેનાપર તેનો જરાયે હક નથી. અજયસિંહે યુદ્ધમાં જય મેળવ્યો નથી. ઉલટું હાર કબુલ કરી સુલેહ કરવાને માટે તે તૈયાર થયો હતો. એટલામાં મ્હારા પ્રભુ કુમારસિંહે તેની મદદે આવી શત્રુનો ચૂરો કરી નાખ્યો-પોતાના બાહુબળથી વિજય મેળવ્યો."

ચો તરફ વિસ્મયજનિત નિસ્તબ્ધતા પ્રસરી રહી અજયસિંહનું મોઢું ક્રોધથી લાલચોળ થઇ ગયું, મહારાજે તરવાર પાછી મ્યાનમાં મૂકી અજયસિંહને પૂછયું:–"સેનાપતિ! ખરું શું છે તે કહો."

અજયસિંહ તદન ફિક્કો પડયો, ગભરાયો. હવે શું કરવું એ વિચારે તેને ગાંડો બનાવ્યો. ક્ષત્રિયથી ખોટું કેમ બોલાય? અને ખરું બોલવામાં પણ પંચાત હતી! આજ સુધી પોતાના નામના જે બણગાં ફૂંકાયાં હતાં, જે સન્માન મળ્યું હતું તે બીજાને મળશે! જ્યાં ત્યાં પોતાની મશ્કરી થશે, જે મોઢામાંથી સ્તુતિ સંભળાતી હતી, તેજ મોઢામાંથી હવે ગાળોનો વર્ષાદ વરસશે;—આવા અનેક વિચારોથી તેનું

માનસિક ધૈર્ય ઉડી ગયું. તે બોલ્યો:–"રાજાધિરાજ! પૃથ્વીપતિ! જે મને દોષિત ઠરાવવા માગે છે તેણે સબળ પૂરાવો રજુ કરવો જોઇએ. પૂરાવા વિના ન્યાય કરવાથી અન્યાયજ થશે."

અજયસિંહના કહેવાને બધાયે તરતજ ટેકો આપ્યો. મહારાજે તે વૃદ્ધ સિપાઇને પૂછ્યું:–"રણસિંહ! ત્હારા ધણીયે વિજય મેળવ્યો તેનો પૂરાવો શો?"

રણસિંહ જરા પણ ગભરાયા વિના શાન્તિથી બોલ્યો:–"મહારાજ! બીજા કયા પૂરાવાની જરૂર છે? મ્હારૂં ક્ષત્રિયનું વચન એજ પૂરતો પૂરાવો છે. ક્ષત્રિયો કદી પણ જૂઠું બોલતા નથી."

આ ઉપર મહારાજે કહ્યું:–એ ખરૂં, પણ અજયસિંહે રજપૂત છેને? ત્હારૂં બોલવું ખરૂં માનું તો અજયસિંહ ચોર ઠરે છે!"

રણસિંહ ગુસ્સો દબાવી શકયો નહીં તે ત્રાડ પાડી બોલી ઉઠયો–"અજયસિંહ ચોરના કરતાં પણ વધારે અધમ છે! કુમારસિંહે પોતાના પ્રાણની પણ પરવા નહીં કરતાં આને ઉગાર્યો! આ કૃતઘ્ન કરતાં પણ વધારે કૃતઘ્ન છે!"

મહારાજ ક્રોધે ભરાઇ બોલ્યા:–"રણસિંહ ચુપ રહે. આ રાજ સભા છે, ગાળાગાળી કરવાનું દારનું પીઠું નથી. જો પૂરાવો હોય તો રજુ કર નહીં તો ચાલતો થા."

રણસિંહે કહ્યું:–કુમારસિંહના બે હજાર માણસો પૂરાવો આપશે."

મહારાજે કહ્યું–"બે હજાર માણસોની જરૂર નથી, તેમાંથી ફકત બેનેજ બોલાવો."

રણસિંહ માણસોને બોલાવવા જતો હતો તેને અટકાવી મહારાજે કહ્યું!–"ત્હારે જવાની જરૂર નથી, કોઇ બીજો સિપાઇ બોલાવી લાવશે."

ત્યાં ઉભા હતા તેમાંથી ચાર પાંચ સિપાઇઓ સ્હામા આવી બોલ્યા:–"કુમારસિંહના સિપાઇમાંથી બે સિપાઇઓ અહીં આવો; તમારી સાક્ષીની જરૂર છે"

આ સાંભળી કુમારસિંહના માણસો ગભરાયા. આપણે અજયસિંહ વિરૂદ્ધ છુપું છુપું જે બોલ્યા છઇએ તે આજ ઉઘાડું પડી ગયું એમ તેમને લાગ્યું. અજયસિંહની તરફેણમાંજ ન્યાય થશે એવી તેમની ખાત્રી હતી. સાક્ષી દીધા પછી ફાંસીની શિક્ષા થશે એમ તેમને લાગ્યું તેથી પૂરાવો દેવા કોઇ આગળ આવ્યું નહીં.

"મહારાજ કુમારસિંહના બે માણસોને બોલાવે છે." સિપાઇઓએ ફરી હાક મારી, પણ કોઇ બહાર આવ્યું નહીં, જ્યાં ત્યાં શાન્તિ અને નિસ્તબ્ધતા. 'અહીં' કુમારસિંહનું કોઇ માણસ હોય એમ લાગતું નથી' એમ કહી સિપાઇ પાછા પોતાની જગ્યા પર ગયા.

કુમારસિંહના માણસોમાંથી કોઇ સાક્ષી દેવા આગળ પડતું નથી એ જોઇ રણસિંહના ડોળા લાલ હિંગળોક જેવા થઇ ગયા. અતિશય ક્રોધને લઇને તેના મ્હોંમાંથી એક અક્ષર પણ ફુટયો નહીં.

મહારાજે કહ્યું:–"રણસીંહ! આ સીવાય બીજો કોઇ પૂરાવો હોય તો તે પણ રજુ કર."

રણસીહ બોલ્યો:–"મહારાજ! ખુદ કુમારસીંહનીજ જુબાની લ્યો, એટલે ખરૂં-ખોટું તરત જણાઇ રહેશે."

રણસીંહે બોલવું પૂરૂં કર્યું કે અજયસીંહ બોલી ઉઠયો:–"મહારાજ! અત્યારે કુમારસીંહ ઘણી ગંભીર સ્થિતીમાં છે. તેને અહીં આણતાં કંઇ સારૂં નરસું થયું તો?"

રણસીંહે આ પ્રશ્નનો ઉત્તર વાળતાં કહ્યું:–"મહારાજ! ક્ષત્રીયોને પોતાના પ્રાણે

કરતાં પોતાનું, નામ, યશ, કીર્તિ વધારે વ્હાલાં હોય છે. આ બધાં માટે ક્ષત્રીયો ગમે તે કરવાને તત્પર રહે છે. આપ કુમારસીંહને અહીં જરૂર બોલાવો."

મહારાજ બોલ્યો:-"ઠીક છે, તેને પાલખીમાં નાંખી અહીં લાવો."

રણસીંહ બે સીપાઈ સાથે લઇ ત્યાંથી નીકળ્યો તેમાંથી એક સીપાઇને પાલખી લાવવાનું કહી પોતે કુમારસીંહ પાસે ગયો. રણસીંહ તેના ઓરડામાં પેઠો કે કુમારસીંહ બોલ્યો:-રણભા! અત્યાર સુધી ક્યાં હતા? હું તો હાકલ મારી થાકી ગયો, પણ એક વખતે જવાબ ન આપ્યો!"

રણસીંહ ખીન્ન વદને બોલ્યો:-"મહારાજ! મ્હેં સાંભળ્યું હતું કે લડાઇમાં જય મેળવવા માટે રાજાધીરાજ મહારાજા, અજયસીંહને શીરપાવ આપવાના છે. ખરો વીજયી ખાટલવશ પડયો રહે, તેનું નામ કોઇ મુખ પર પણ ન આણે તે અધમ, પાપી, બાયલો, પાખંડી અજયસીંહ આજ ખોટું માન મેળવી જાય એ મ્હારાથી સહન ન થયું. તેથી આપને એકલા છોડી ખરી હકીકત કહેવા માટે હું રાજ દરબારમાં ગયો હતો."

આ સાંભળી કુમારસીંહ થંભી ગયો. પારકો યશ પચાવી પાડતાં અજયસીંહને જરાપણ સંકોચ થતો નથી!

રણસીંહે આગળ ચલાવ્યું:-"રાણાને મ્હારા બોલવા પર વીશ્વાસ બેસતો નથી. તેણે આપને બોલાવ્યા છે."

ક્રોધના આવેગને લઇને કુમારસીંહનું આખું શરીર કંપવા લાગ્યું. જોધબાઇને પડાવી લઇને તે દુષ્ટ શાન્ત ન થયો! પણ મ્હારી તરવારને બળે મેળવેલી કીર્તિની પણ આ દુષ્ટ ચોરી કરી જાય છે! કુમારસીંહ બીછાનામાં બેઠો થયો, પણ છાતી પર પડેલા જખમમાંથી લોહીની ધાર ચાલી અને પાછો તે હેઠે પડયો. પડતાં પડતાં તેણે કહ્યું:-"રણસીંહ! પાલખીમાં મને અત્યારે ને અત્યારે રાજદરબારમાં લઇજા."

રણસીંહની આંખમાં આંસુ ઉભરાણાં. તે બોલ્યો:-"મહારાજ! પાલખી લાવવા એક માણસ ગયું છે."

થોડા વખત પછી કુમારસીંહની પાલખી રાજદરબારમાં પહોંચી. તેની દુર્બળ પણ વીર, ઉદાર મૂર્તિએ બધાનું ધ્યાન ખેંચ્યું. કુમારસીંહે અજયસીંહ તરફ એક કઠોર દ્રષ્ટીપાત કર્યો.

કુમારસીંહની પાલખી રાણાની નજીક લઇ જવામાં આવી. મહારાણાએ ગંભીર સ્વરે કહ્યું:-"કુમારસીંહ! તું અત્યારે મૃત્યુ શૈયા પર પડયો છે. થોડાજ વખતમાં તું જ્યાં જવાનો છે ત્યાં આ મર્ત્ય લોકનાં યશોગાન, ગૌરવ કંઇ પણ સાથે આવવાનું નથી. એ અનન્ત ધામમાં તો સત્યજ ત્હારો સોબતી થશે. આ વીચારો તને સાચી વાત કહેવાનેજ પ્રેરશે ત્યારે કહે, આ લડાઇમાં ત્હેં જય મેળવ્યો કે અજયસીંહે?"

જવાબ આપતાં પહેલાં કુમારસીંહે ફરી એક વાર અજયસીંહના ફીક્કા ચહેરા તરફ દ્રષ્ટી ફેંકી. જેને માટે મ્હેં મરણની પણ દરકાર ન કરી તેણે મ્હારી સાથે આવું કૃતઘ્ન વર્તન ચલાવ્યું! તો પછી શા માટે વેર ન લેવું? પરંતુ વેર કોના ઉપર લેવું? અજયસીંહ ઉપર કે જોધબાઇ ઉપર? અજયસીંહના અપમાનની વાત સાંભળી કોના જીવનનું સત્યાનાશ નીકળી જશે? આખી જીંદગી કોણ દુઃખી થશે? જોધબાઇ.

ત્યારે જોધબાઇના પર વેર લેવાની ઇચ્છા છે? ના, ના. જોધબાઇના પિતા અજયસીંહના અપમાનની વાત સાંભળ્યાં પછી તેને કદી પોતાની કન્યા આપશે? જોધબાઇનું

હૃદય નીરાશાથી ચીરાઈ જશે! અજયની સાથે લગ્ન થયા પછી પણ તેને આ વાતની ખબર પડે તોયે તેને કેટલું દુઃખ થાય! પોતાનો પતિ આવો અધમ, નીચ, દગારો છે એ ખબર પડતાં જોધબાઇના મનની સ્થીતી કેવી ભયંકર થાય! તેનો હૃદયના ટુકડે ટુકડા થઇ જાય! આવા વીચારો કુમારસીંહના મનને સતાવી રહ્યા. લડાઇપર જતી વખતે જોયેલું જોધબાઇનું અશ્રુપૂર્ણ ખીન્ન મુખ ફરી તેની આંખની સ્હામે ખડું થયું. હવે કુમારસીંહને સાચી વાત કહેવાની ઇચ્છા રહી નહીં. કુમારસીંહે કહ્યું:–"રાજાધિરાજ! મને એ વાત પૂછશોજ નહીં. લોભથી દૂર રહેવું મનુષ્યને માટે અશક્ય છે."

મહારાણાએ કહ્યું:–"જો તું મૃત્યુ શૈયા પર પડયો છે.

"હા, મ્હારો લક્ષમાં પણ એ વાત છે."

"ત્યારે હવે તેને પૂછવાની જરૂર નથી. અજયસિંહને શિરપાવ આપું ને!"

કુમાર બોલ્યો:–"હા, ખુશીથી આપો."

રાણાએ મ્હોટે સાદે કહ્યું:–સાંભળો! અજયસિંહ વિજયી છે, હવે જરા પણ શંકા જેવું નથી."

ચારે તરફ અજયસિંહના નામનો વિજયધ્વનિ ઉઠયો. કુમારસિંહ હેઠું કઠણ કરી આ બધું સાંભળતો હતો. તેનું ગૌરવ બીજાના નામ પર ચઢયું! તેને કંઇનું કંઇ થઇ જવા લાગ્યું, પણ બધી હિમ્મત એકઠી કરી તેણે રણસિંહને કહ્યું:–"જલદી મને અહીંથી લઇ ચાલ."

ભાઇઓએ પાલખી ઉંચકી. અશ્રુપૂર્ણ નેત્ર રણસિંહ તેમની સાથે ચાલવા લાગ્યો અર્ધ મૂર્છિત અવસ્થામાં પણ કુમારસિંહ જોધબાઇના નામની જપમાળા જપતો હતો.

મહારાણાએ અજયસિંહની કમર પર તરવાર બાંધી કહ્યું:–"અજયસિંહ! તમે જે મહાન કાર્ય બજાવ્યું છે તેનો આ સામાન્ય, નિર્જીવ રત્ન યોગ્ય બદલો નથી. મ્હારા ગૃહમાં સર્વ શ્રેષ્ઠ, અસાધારણ રત્ન–કે જેના તેજથી મ્હારૂં હૃદય સુદ્ધાં પ્રકાશિત થાય છે, તે રત્ન તમને અર્પણ કરી હું મ્હારી કૃતજ્ઞતા દર્શાવીશ."

તેજ દિવસે રાજકુમારી કમળા સાથે અજયસિંહનાં લગ્ન થયાં.

લડાઇ પૂરી થઇ, અજયસિંહે મહાવિજય મેળવ્યો, એ વાત ગામડાંઓમાં પણ પહોંચી ગઇ. અજયસિંહની પ્રશંસા સાંભળી જોધબાઇનું મન પ્રસન્ન થયું. ગર્વથી વિસ્ફારિત ઉત્સુક અંતઃકરણે તે અજયસિંહની વાટ જોવા લાગી.

દિવસ ઉપર દિવસ જવા લાગ્યા, અઠવાડિયાં પછી અઠવાડિયાં આવ્યાં ગયાં, પણ અજયસિંહના આગમનનાં ચિહ્ન દેખાયાં નહીં. આનન્દથી પ્રફુલ્લિત મુખ–કમળ દિવસે દિવસે કરમાવા લાગ્યું. એક પછી એક તેની બધી આશા નિર્મૂળ થવા લાગી. જે જગ્યાએ તેણે અજયસિંહને પહેલો જોયો હતો તે જગ્યાએ રોજ રોજ એકલી જઇ, જોધબાઇ એક ઝાડ નીચે ચિંતાતુર અવસ્થામાં બેઠી રહેતી. દૂરથી આવતા ઘોડાના દાબડાનો અવાજ સાંભળી તે એકદમ ચમકી ઉઠતી, આશાપૂર્ણ નેત્રે તે દિશા તરફ જોઇ રહેતી અને છેવટે નિરાશ થતી. આવી રીતે આખો દિવસ બેસી સંધ્યાકાળે નિરાશ થઇ ઘેર પાછી ફરતી. એક દિવસ આ અવસ્થામાં બેઠી હતી, ત્યાં ઘોડાના દાબડાનો અવાજ સંભળાવા લાગ્યો. આજ તેની આશા સફળ થઇ. ઘોડાના દાબડાનો અવાજ ધીમે ધીમે પાસે આવવા લાગ્યો. જોધબાઇનાં નેત્ર આનન્દથી વિસ્તૃત થયાં. સામે ઘોડેસ્વાર એક બાગમાં ગોઠવાઇ ઉભા રહ્યા. તેમની સાથે એક સુસજ્જિત પાલખી હતી, તેમાં શરીર અજયસિંહ હોવો જોઇએ એમ જોધબાઇની ખાત્રી હતી.

પાલખી ઝાડ નીચે આવી ઉભી રહી. જોધબાઇની ધીરજ રહી નહીં. એક દોટે તે પાલખી પાસે જઇ પહોંચી. પાલખીનો પડદો ઉંચો કરી રણુસિંહ બહાર જોતો હતો તે જોધબાઇના જોવામાં આવ્યો. રણુસિંહ કુમારસિંહનો નોકર છે એમ જોધબાઇ બરોબર જાણતી હતી. તે અજયસિંહ સાથે શા માટે આવ્યો હશે, એ તે સમજી શકી નહીં. ધીરજ ખોઇ તેણે પાલખીનો પડદો ઉંચો કર્યો, અને અંદર ડોકું ઘાલી જોયું તો કુમારસિંહ સૂતો હતો. તે ઝંખવાણી પડી. પાલખીમાં અજય સિંહ નહીં, પણ કુમારસિંહ સૂતો છે–મહાનિદ્રામાં પડયો છે!! તેના મુખપર મૃત્યુની પ્રશાંતતા વિરાજતી હતી!

જોધબાઇને બધી હકીકત સમજાવી. રણુસિંહે તેને કુમારસિંહના જખમનું રહસ્ય સમજાવ્યું. અજયસિંહની સઘળી લબાડીનું તેની પાસે નિવેદન કર્યું.

× × × ×

જોધબાઇએ સંન્યાસ લીધો છે. સ્મશાને એજ તેનું રહેઠાણ બન્યું છે, અને કુમારસિંહની ચિતાભસ્મ એજ તેની એક માત્ર ઉપભોગ્ય દર્શનીય વસ્તુ છે!!! *

* માસિક મનોરંજનના તંત્રીની પરવાનગીથી તેમાં આવેલી એક વાર્તાનો અનુવાદ.

---

ૐ

## ઉપેક્ષિતા.

વાવાઝોડાથી ચંચલ થયેલા સમુદ્રના તરંગોથી પણ અધિક પ્રેમાનું હૃદય ચંચલ થઇ ગયું—રાત્રિના અંધકારથી પણ અધિક ગાઢ અંધકાર તેના હૃદયતલ ઉપર દેખાઇ આવ્યો? ગાલ ઉપર હાથ રાખી તે વિચાર કરવા લાગી, આ સંસારમાં પ્રેમ શું છે? જો હૃદયથી ચાહના કરવી તેનું નામ પ્રેમ છે, તો મ્હારા તરફથી કંઇ તેમાં ત્રુટિ થઇ નથી. આજ પાંચ વરસ સુધી રાત દિવસ સેવા–સુશ્રુષા કરવા છતાં પણ સ્વામીનું હૃદય હાથ ન આવ્યું! તે શું ચાહે છે? સુન્દરતા. સંસારમાં શું પ્રેમ સુન્દરતાની સાથે મળેલો છે? ના.

બહુ ઠેકાણે સુન્દરતા છે, પણ પ્રેમ નથી. અને કેટલાક એવા પણ સ્થાન છે કે જ્યાં પ્રેમ છે, પણ સુન્દરતા નથી. ગાઢ અંધારામાં પ્રકાશમાન હીરાની પેઠે નિશ્ચય ચમકતા તારાને જોઇને પ્રેમાએ વિચાર્યું, સુન્દરતા આંખોની સામે આવવાવાળી ચીજ છે. તેને આંખો દેખી શકતી નથી, કેવળ હૃદય ઓળખી શકે છે. પ્રેમ હૃદયની ચીજ છે, પણ સંસારમાં હૃદયવાળા પુરૂષો કેટલા હશે? પોતાના સ્વામીના સંબંધમાં વિચાર કરતાં પ્રેમાનું હૃદય સંકુચિત થઇ ગયું! કદિ સારી રીતે ન બોલવા છતાં પણ તે સ્વામીને હૃદયહીન કહી શકી નહિ, એવા વિચારોની સાથેજ તેના હૃદયના દોરને કોઇએ ખેંચ્યો હોય, તેમ તેના નેત્રમાંથી વહેતી અશ્રુધારા અચાનક બંધ થઇ ગઇ?

૨)

પ્રેમાની સાસુએ પાડોસણને પૂછ્યા પછી દ્દઢ સંમતિ જણાવતા કહ્યું.–"ગંગા બ્હેન, ને તો મોતાના કિનારે પહોંચી ચૂકી–હવે નારાયણ જલદી ઉઠાવી લે તો સારૂં, પણ એક ઇચ્છા હતી–જો કુમુદને એક સંતાન થયું હોત તો તે શાન્તિથી મરત."

ગંગાએ કટાક્ષમાં કહ્યું—"હું તો પહેલાંથીજ કહી ચૂકી હતી કે આ વહુથી તો તમારી આ આશા વીસ વરસમાં પણ પુરી થશે નહિ. જ્યોતિષી શમ્ભુનાથે પણ હાથ જોઇને કહ્યું 'હતું' કે તેને સંતાનનો જોગ નથી."

સાસુએ ધીમા સ્વરથી કહ્યું—"તો હવે શું કરવું ગંગા?"

ગંગા—"એ માટે તો મેં તે દિવસ ખંડુલાલની સાથે વાત કરી હતી. અને તેની પુત્રીને હજુ ચૌદ વરસ થયાં છે. ભગવાનની ઇચ્છા હોય તો બે વરસની અંદર પુત્રનું સુખ જોઇ લેશો. વળી પ્રેમાને તો કુમુદ પણ ચાહતો નથી."

સાસુ—"તું સાચું કહે છે ગંગા, તે તેને નથીજ ચહાતો અને તેવી કાળી વહુને ચાહે પણ શી રીતે? મ્હારો પુત્ર કદિ ઘરમાં પણ આવતો નથી. બિચારો તેને લીધે બહારનો બહાર ફર્યા કરે છે."

ગંગા—"ત્યારે મેં કહ્યું તેમજ કરો."

સાસુ—"ઠીક! તો તેની માની સાથે વાતચીત કરજે, ને તેનું રૂપ કેવું છે?"

ગંગા—"બ્હેન, તમારા શીરના કસમ. આખા શહેરમાં પણ એવી કન્યાઓ ભાગ્યેજ બે ચાર નીકળશે. તને યાદ નથી કે તે દિવસ રામલીલા જોવા માટે તે તથા તેની મા જોવા આવ્યા હતા ને હું પણ ત્યાં હતી. તે કન્યાને જોઇને કહ્યું હતું તે કે જેવી કન્યા રૂપાળી છે, તેવોજ વર જો ભગવાન મેળવે તો સોનું ને સુગંધ એક થાય!"

ગંગાની તિક્ષ્ણ સ્મરણ શક્તિના વખાણ કરતાં ગૃહણીએ કહ્યું—"હા! હા! યાદ આવ્યું. ખરેખર તે કન્યા કુમુદને લાયક છે, ઠીક તો યાદ રાખીને કાલ તેના માને સર્વ વાત પૂછી લેજે!"

(૩)

પ્રેમ પતિ અને સાસુ બન્નેની ઇચ્છા પૂરી કરી શકી નહિ. પતિના માટે રૂપાળી નહોતી પણ કરુપા હતી, અને સાસુને માટે સંતાનવતિ નહિં પણ વન્ધ્યા હતી. માટે માતાની સમ્મતિથી કુમુદકુમારે બીજો વિવાહ કરી લીધો. તે સુન્દરતામાં પ્રાતઃકાળની તાજી ખીલેલી ગુલાબની કોમળ પાંખડી હતી, અને વાતોમાં વીણાનો સુન્દર સ્વર હતી. તેનું નામ નિરુપમાં હતું—પણ તે સમય બગીચામાં માળીનું ચિત્ત લોભાવનાવાળી સૌથી પહેલી ખીલેલી ફૂલની કળી સમાન તે નિરુપમ હતી. જ્યારે તે પોતાના હૃદયનો ભાવ જણાવવા માટે લાંબી વિશાળ આંખોને જરા ઢાળી દઇને, અને મોઢાને સંકોચીને પતિને કહેતી—"તમારે ઘેર આવીને હું સુખ-સમુદ્રમાં ડૂબી ગઇ, તમે તેને રહેવા માટે તો આટલો સુન્દર બાગ તેને અર્પણ દીધો છે. જ્યાં સુધી તે બાગમાં રહેશે ત્યાં સુધી હું તેમાં પગ પણ મૂકીશ નહિ."

એ વખતે કુમુદકુમારને રેનોલ્ડની લખેલી (ફાસ્ટ) નામની ચોપડીમાં પિશાચની વાત યાદ આવી, અને તે ઇચ્છતો હતો કે ફાસ્ટનો પિશાચ પેદા થઇને એવુ પાણી પીવરાવે કે જેથી વિતેલી સર્વ જીંદગીની વાત હું ભૂલી જાઉં! કાંટામાં લગાવેલી લોટની ગોળીને ખાનારી મચ્છીની પેઠે તે વ્યાકૂળ થઇ ગયો હતો!

છેવટે પ્રાતઃકાળની ઉષાને ઠેકાણે જેમ સમય વિતતાં નીશા. [illegible] છે, તેમજ બાલિકા નિરૂપમાનો રુદન આખા ઘરમાં પ્રસરી રહ્યો, અને આશાના અન્તિમ શ્વાસનો અંત નિરાશામાં લેતી પ્રેમાબાગની બહારની નીકળી, અગર જો કે તે બાગની બહાર તો નીકળી પણ કર્તવ્યની બહાર ન થઇ શકી કારણકે આ સંસારમાં કર્તવ્યના અંત ઉપર ફક્ત બે ત્રણ મનુષ્ય પહોંચ્યા છે.

(૪)

પતંગ દીવાને ચાહે છે, પણ તેમાં બળી પણ મરે છે; તે દીપકને છોડી શકતો નથી, અને મોત તેને 'છોડી શકતું' નથી. જ્યારે કુમુદકુમાર નિરૂપાની સુંદરતાના દીપકમાં બીજી વાર આત્મહુતિ કરી રહ્યો હતો, ત્યારે એક આદમીએ કુમુદને એક પત્ર આપ્યો તેમાં પ્રેમાના અન્તિમ જીવનના અન્તિમ દર્શનની અન્તિમ પ્રાર્થના કરી હતી. ભલે ગમે તેટલી ઉપેક્ષા થાય, કિન્તુ અન્તિમતા સંસારમાં એવી કરૂણ છે કે તેથી રેલવેમાં બેઠેલા મુસાફરો જેમ સુન્દર દૃશ્યને ઘડીભર જોયા પછી તેને સ્થાને બીજા દૃશ્યો જોઈને ઉદાસ થઈ જાય છે, તેમજ મનુષ્યો આવેજ પ્રસંગે કાંઈ વિહ્વળ થઈ જાય છે ! કુમુદનું હૃદય ખળભળી ઉઠ્યું, તે આદમીના સાથે પ્રેમાને જોવાને માટે ગયા.

પ્રેમા પોતાના વૃદ્ધ માતા, અને ન્હાના ભાઈના દીન કુટુમ્બના દીનતાનું એક વિશેષ કારણ થઈ પડી હતી. ઉપેક્ષિતાના ઉપેક્ષા ઘરમાં હતી, સંસારમાં હતી, પણ એક ક્ષુદ્ર હૃદયા માતાના હૃદયના પ્રેમના એક બિન્દુ સમાન હતી. જે દુઃખમાં પ્રેમાને સુખ હતું. કાચા વાંસની અંદર લાગેલા ઘુણના પેઠે પાકેલા પડેલાં ચિંતાનો શિકાર બની ચૂકી હતી, તે દુઃખને શાન્ત રીતે સહન કર્યાં છતાં તેના સહનશક્તિ હવે હારી ગઈ હતી. શાહના ડેસ્ટનો વિજયનો ઝુંડો પાર્ડીનના વીરના હાથમાંથી પડી ગયો હતો. વૈદે કહી દીધું હતું કે રોગી બચશે નહિ, પરિણામ માઠું આવશે !

જ્યારે પરસું દ્વાર ઉઘાડીને કુમુદ પ્રેમાના ઓરડા તરફ આગળ વધતા ગયો ત્યાં તેના કાનમાં રડવાનો ધ્વનિ આવ્યો. જાણે કોઈએ તેના કાનમાં કઠોર સ્વરથી કહ્યું—"વિલંબ થઈ ગયો, તારા આવવામાં વિલંબ થઈ ગયો" પોતાની પ્રિયતમાને માટે સુનાર દ્વાર બનાવીને લાવતાં ત્યારે શાહજહાંએ સાંભળ્યું કે 'પ્રિયે' તેની કબ્ર બની ચૂકી છે, ત્યારે તે મુદ્દાને આંસુથી ધોઈ નાખ્યા, તેના પવિત્રતાનું પ્રમાણ દેતો તે શાહ બેસી ગયો હતો તેમજ કુમુદ બેઠો. પત્થર ફાટી ગયો. અગ્નિમાંથી એક બિન્દુ પાણી ટપકી પડ્યું-કુમુદની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યા ? જાણે કુમુદના સામે ઉભેલી પ્રેમા કહે છે કે—તમે ડરશો નહિ—નહિ તો મ્હારા હૃદયના હજાર ટુકડા થઈ જશે—તમારી આંસુનું એક બિન્દુ મ્હારા માર્ગમાં સમુદ્ર બની રહેશે ? પણ હવે સર્વ વ્યર્થ હતું—ઉપેક્ષિતા સંસારમાંથી ચાલી ગઈ હતી !! સત્યું !

"સુરેન્દ્ર"

---

## —પ્રકીર્ણ બાબતો.—

### વડગાદી.

મારી મા પાસે-કેટલીક જુની નોંધો છે. તેમાંથી ખાસ જાણવા જેવી બાબતો પ્રકટ કરૂં છું.

### પાણીમાં જન્તુઓ.

રોઆર્યંગી નામના એક મહાશયે એવું સિદ્ધ કર્યું છે કે એક ટીપા પાણીમાં ૨૬૦૦૦ પ્રકારના જન્તુઓ છે.

### ફેટ ઉપર રહેતા જન્તુઓ.

ડાક્ટર ઓરીવ નામના એક નામાંકીત જર્મને કેટલાક પ્રયોગોથી સાબીત કરેલ છે કે

૧ એક રતલ કાચી કાસ પર ૧૧૦૦૦૦૦૦ જન્તુઓ રહે છે.

૨ એક રતલ લીલી કાસ પર ૮૦૦૦૦૦૦ જન્તુઓ રહે છે.

૩ એક રતલ ચેરી ફુટ ઉપર ૧૨૦૦૦૦૦૦ જન્તુઓ રહે છે.

૪ છણુમાં છુયા જન્તુઓ એવા છે કે એક પોસ્ટ ટીકીટ ઊપર ૨૫૦૦૦૦૦૦૦૦ રહી શકે છે તેવું એક ફ્રેન્ચ શાસ્ત્રીનું અનુમાન છે.

### માંખી ઇડાં ક્યારે મુકે છે!

ઉનાળાના દરેક મોસમમાં માંખી ચાર વખ્ત ઇડાં મુકે છે અને દર વખતે ઓછામાં ઓછાં ૪૦૦ ઇડાં હોય છે.

### ડાંસને દાંત કેટલાં હોય છે.

સુક્ષ્મદર્શક યંત્રથી એવું નકકી કરવામાં આવે છે કે ડાંસને બાવીસ દાંત હોય છે.

### સર્પની જાત અને લંબાઇ.

સર્પની ૭૦૦ જાત છે. તેવું તેના જાણકારે શોધી કાઢયાની નોંધ જોવામાં આવે છે. તેમ લાંબામાં લાંબો સર્પ આજ સુધીમાં જણાયો હોય તો ફક્ત મેકિસકોમાં છે. જેની લંબાઇ ૩૭ ફીટની છે.

### દરીઆના પાણીની થતી વરાળ.

દરસાલ ચઉદ ફુટ જાડા થર જેટલું પાણી એકંદર બધા સમુદ્રોમાંથી વરાળ થઇને જાય છે.

### દરીઆના પાણીમાં મીઠું કેટલું હશે.

એક એવી ગણત્રી કરવામાં આવે છે કે પૃથ્વીના સમુદ્રોમાંથી એકંદરે મીઠુ ૭૦૦૦૦૦૦ ઘનમાઇલ પ્રસરેલું છે. ને તે સર્વ બાહાર કાઢવામાં આવે તો, સમુદ્રના પાણીની સપાટીએ કંઇજ પણ નીચે જશે નહી. આ હકીકત વાંચક વર્ગને અજાયબી પમાડે તેવી છે, પણ મારી પાસે જે બીજી કેટલીક ગણત્રીઓ છે તેના આગળ આ બતાવેલ ગણત્રીઓ હમો તો સાધારણજ માનીએ છીએ ને તેની ખાતરી હમારી સવડે આ માસિકમાં પ્રગટ કરાવેશું વાંચક વર્ગને ચશે છતાં આવી બાબતોમાં કોઇ વધારે અજવાળું પાડી આપશે તો ઘણી સારી વાત છે. અપૂર્ણ.

તલકચન્દ હીરચન્દ શાહ.

## આખી દુનિયામાંના મૂર્તિપુજકોની સંખ્યા.

| નામ | સંખ્યા. |
|---|---|
| બૌદ્ધ | ૫૯,૦૦,૦૦,૦૦૦ |
| રોમન કેથોલીક | ૩૦,૦૦,૦૦,૦૦૦ |
| ગ્રીકો | ૧,૦૦,૦૦,૦૦૦ |
| હિન્દુઓ | ૨૧,૬૭,૦૦,૦૦૦ |
| જૈનો શ્વેતાંબરો વીગેરે | ૪,૮૦,૦૦૦ |
| સીખો | ૨૭,૦૦,૦૦૦ |
| એનિમીસ્ટ | ૧૫,૮૨,૦૦,૦૦૦ |
| કુલ. | ૧,૩૫,૮૫,૮૦,૦૦૦ |

## મૂર્તિ નિષેધકો.

| | |
|---|---|
| યાહુદી | ૧,૨૨,૦૦,૦૦૦ |
| પ્રોટેસ્ટન્ટ | ૧૭,૧૬,૦૦,૦૦૦ |
| પારસી | ૧,૦૦,૦૦૦ |
| મુસલમાન | ૨૨,૧૮,૦૦,૦૦૦ |
| ઢુંઢીઆ (જૈન) | ૩,૦૦,૦૦૦ |
| સિંધ (શિખ) | ૨,૦૦,૦૦૦ |
| આર્ય સમાજી | ૨,૫૦,૦૦૦ |
| બ્રહ્મો તથા પ્રાર્થના સમાજીષ્ટ | ૫,૫૦૦ |
| કુલ. | ૪૦,૬૫,૫૫,૫૦૦ |

## પુત્ર ન થતો હોય તેણે શું કરવું?

આજકાલ દુનીઆમાં સર્વેને પુત્રની આકાંક્ષા વિશેષ હોય છે, પણ કર્મ ભાગ્યે જે પુત્રોની વધુ સંખ્યા ન નિભાવી શકે તેવો હોય તેને ત્યાં હજનના હીસાબે છોકરાઓ ઉત્પન્ન થાય છે, જ્યારે શેઠીઆઓ જેઓ વધુ સંખ્યામાં છોકરાઓ નીભાવી શકે તેમ હોય છે તેમને ત્યાં મ્હોટે ભાગે એક પુત્રનાં પણ ફાંફાં હોય છે. એવા જે શેઠો હોય

તેમને માટે નીચેનો દાખલો બહુ ઉપયોગી થઇ પડશે.

લડાઇની શરૂઆત પછી ફ્રાન્સમાં છોકરીઓ કરતાં છોકરાંઓનાં જન્મ પ્રમાણમાં જે અદભુત વધારો થયો છે તેનો ખુલાસો ફ્રાન્સના વૈદક વિદ્યાલય તરફથી પ્રસીદ્ધ થતાં પત્રમાં સત્તાવાર રીતે કરવામાં આવ્યો છે. કેટલાક માસ થયાં શાસ્ત્રીઓ જુદાં જુદાં આંકડા અને વીગતો એકઠી કર્યા કરતા હતા, અને તેઓએ સત્તાવાર રીતે જણાવ્યું હતું કે છોકરીઓના કરતાં છોકરાંઓનું જન્મ પ્રમાણ વધી ગયું હતું. આથી લોકોના મનમાં કાંઇક સંતોષની લાગણી થઇ છે. કારણ કે તેઓને એમ લાગ્યું કે લડાઇમાં પુરૂષ વર્ગની કતલથી જે હાનિ થાય છે, તે ખોટ કુદરત બીજી રીતે પૂરી પાડે છે. અમારા માનવા મુજબ તેનો ખુલાસો એમ છે કે સ્ત્રીઓ કે જેઓ દારૂગોળાનાં કારખાનામાં દસ દસ કલાક સુધી કામ કરે છે, જે હળવતી ખેતરો ખેડે છે, અને જેઓ ગાડીઓ હાંકવાનું કામ બજાવે છે તેઓ આવી સખ્ત મજુરીથી અત્યંત શ્રમીત થઇ જાય છે, તેથી એ સખ્ત મજુરી કરનારી સ્ત્રીઓ પુત્રનો જન્મ આપે છે. સ્ત્રીઓના વ્યાધિઓમાં નીપુણ દાક્તરો પણ અમારી સાથે મળતાં થઇને કહે છે જે સ્ત્રીઓ જ્યારે હદ ઉપરાંત કામ કરે છે, અથવા તો પુરૂષોએ કરવાનું કામ કરે છે, ત્યારે હમેશાં એમજ પરિણામ આવે છે એટલે કે છોકરાંઓનું જન્મ પ્રમાણ વધે છે.

ઉપરમાં જણાવ્યા મુજબ બહુ મહેનતુ સ્ત્રીઓને પુત્રી જન્મ કરતાં પુત્ર જન્મ થવાના સંભવો બહુ વધુ રહે છે. આપણા મોજશોખમાં તલ્લીન થએલા પૈસાદાર સ્ત્રી પુરૂષોને પુત્રની અભીલાષા બહુજ હોય છે. તે અર્થે તેઓ ઘણી દવાઓ ખાય છે અને ખાનદાનને શોભે તેવાં ઘણાં કૃત્યો કરે કરાવે છે, તેઓ જો આ બીના વાંચી તે મુજબ વર્તવાનું શરૂ કરે અને પુષ્કળ મહેનતનું કામ બજાવે તો તેમના દાખલામાં પણ કદાચીત એ બને.

"C"

# ગોમહા સભા (કલકત્તા)

## પ્રમુખ સર જોન વુડરફનું ભાષણ.

(ગતાંકથી શેષ)

ભારતના કોઇક શહેરમાં, દુધના ૧૪૦૦ નમુનાઓની પરિક્ષા કરવામાં આવી હતી જેમાં ચાર પાંચ ⅘ ભાગ જેટલા નમુનાઓમાં પાણી ભેળવવામાં આવ્યું હતું અને સેંકડે ૯૦ ટકા જેટલા નમુનાઓમાં ઝીણા ઝીણા જંતુઓ માલમ પડયાં હતાં. ત્રીજી વાત એ છે કે આજકાલ કાળજી પૂર્વક ચોખ્ખું રાખેલું દુધ મળવું કઠણ થઇ ગયું છે. ચોથી વાત એ પણ છે કે આ દેશની આબોહવા એવી છે કે બીજા ખાદ્ય પદાર્થોની અપેક્ષાએ દુધ જલદીથી બગડી જાય છે. આથી એવું પણ અનુમાન કરવામાં આવે કે દુધના નમુનાઓ સ્વાસ્થ્યને અર્થે હાની કારક હોય.

એમાં કાંઇ આશ્ચર્ય નથી કે મુંબઇમાં એક્ઝિક્યુટિવ હેલ્થ ઓફીસર ડૉ. ટર્નરે ભારતનાં મોટા શહેરોમાં દુધની વ્યવસ્થાનો અસંતોષ ઉત્પન્ન કરનારો રિપોર્ટ કર્યો છે, મોટા શહેરોમાં સાધારણ રીતેજ આવા પ્રકારની હલકાઇ વિશેષ છે તથાપિ આ દેશના બીજા સ્થાનોમાં પણ દુધનાં પ્રશ્ન તરફે ધ્યાન પહોંચાડવું

જોઇએ. ચોખ્ખું દુધ ન મળવાને લીધે અને તેમજ ઘીમાં થતી ભેળસેળને લીધે પ્રત્યેક મનુષ્યનાં સામે આ વિચાર ઉપસ્થિત થયો છે અને જો અમે ભૂત અને વર્તમાન અવસ્થાઓનો વીચાર કરીએ તો અમારી આજની સભાની આવશ્યકતા કેટલી છે તે માલમ પડે. ભૂતકાળ કહેવાથી કંઇ સત્યયુગથીજ માંડીને કહેવાની મોરી મતલબ નથી પરંતુ ભૂતકાળ તેજ છે કે વર્તમાન જીવીત મનુષ્યો જેનાથી પરિચીત હોય. પચાશ વર્ષનાં મનુષ્યોને યાદ હોવું જોઇએ કે એક સમય એવો પણ હતો કે એક ૧)રૂપીઆમાં ૩૨શેર દુધ મળી શકતું હતું અથવા ૧ અથવા ૨ શેર દુધ તો ફક્ત માગવાથીજ મફત મળી શકતું હતું. આજકાલ દુધનો દર ઘણોજ વધી ગયો છે એટલુંજ નહિ પણ ગમે તેટલી કીમ્મત ખરચતાં ચોખ્ખું દુધ મળવુંજ કઠણ થઇ ગયું છે. મોટા શહેરોમાં ચાર આને શેરથી ઓછે દરે ચોખ્ખું દુધ મેળવવું બીલકુલ કઠણ થઇ ગયું છે અને આ ભાવ યુરોપ અને અમેરીકાનાં શહેરોનાં દુધના ભાવથી વધારે છે. આથી આ વાત સ્પષ્ટ થાય છે, કે દુધની પેદાશ અને ખપતમાં કોઇ મોટી મુશ્કેલી છે. ખાસ કરીને જ્યારે એવું જોવામાં આવે છે કે યુરોપ અને અમેરીકાની અપેક્ષાએ મજુરી સસ્તી છે. હાલમાં સારા પશુની કીમ્મત પણ ઘણી વધી ગઇછે. એથી ગામડાઓ ઉપર ઘણી મુશ્કેલી આવી પડી છે અને ઘણાઓને કોઇપણ પ્રકારે દુધ મળવાનું કઠણ થઇ પડયું છે. એટલુંજ નહીં પણ કોઇ ગરીબ બાળકોને તો પીવાનું દુધ મળી શકતુંજ નથી. તેમને તો ચેવડો અને ચોખાનાં લોટના પાણી ઉપર જીવન ધારણ કરવું પડે છે. ડૉ. જોશીએ બનાવેલી ભારતનાં શહેરોની દુધની વ્યવસ્થા એ નામની ચોપડી વાંચવી જોઇએ. હીંદુસ્થાનમાં ઘણાં મનુષ્યો માંસાહારી નથી અને તેમનાં ભોજનમાં દુધનો ઉપયોગ તેઓ વધારે કરે છે એટલા કારણથી હું બતલાવી શકું છું કે દુધનો પ્રશ્ન વિશેષ મહત્વનો છે.

સમગ્ર ભારતમાં ગો જાતીની સંખ્યા કેટલી છે, તેના આંકડો હમને મળ્યો નથી પરંતુ ઉદાહરણને અર્થે સંયુક્ત પ્રાન્તના પ્રાન્તીક રીપોર્ટ પર નજર નાખતાં માલમ પડે છે કે સંયુક્ત પ્રાન્તમાં સને ૧૯૦૪ અને ૧૯૧૫ની વચ્ચેના અરસામાં ૯ લાખ બળદો, ૫ા લાખ ગાય, અને ૧૦ા લાખ વાછરડા વાછરડી ઘટી ગયા છે અને આ વાત પણ સ્પષ્ટ છે કે દુધ આપતી ગાયોમાં ઘટાડો થયો છે. ઉત્તમ પશુઓની સંખ્યા દીનપ્રતીદીન ઓછી થતી જાય છે, પરન્તુ એટલેથી કંઇ અંત નથી આવતો પરન્તુ જે પશુઓ હયાત છે તે પણ દુર્બળ અને કમજોર છે. દુધની આવક ઘટવાના બે મુખ્ય કારણ જણાય છે, ગાયની સંખ્યા ઘટવી અને તેની દુધ આપવાની શક્તિ ઓછી થવી પરન્તુ પાછલું કારણ સૌથી મુખ્ય છે. એના ચાર મુખ્ય કારણ છે, અઘટીત રીતે જાતીનો વધારો કરવો, થોડો અને હલકા પ્રકારનો ચારો ખવડાવવો, સારી રીતે જનાવરોની સરભરા ન કરવી. રોગ અને અકાળ મૃત્યુ થવુ અને જુવાન ગાયો અને વાછરડા વાછરડીની હત્યા થવી.

જે જે અઘટીત વર્તનોની ચર્ચા આવે છે તેના કારણોનું પુરૂં વીવરણ કરવા હું ચહાતો નથી, એવા અઘટીત વર્તનોના નીવારણને અર્થે જે જે ઉપાય બતલાવવામાં આવ્યા છે, તેનાથી પણ હું ઓછું વીવેચન કરવા માંગુ છું. મને એવું જ્ઞાન નથી કે આ વીષયની પ્રમાણની સાથે હું ચર્ચા કરી શકું. તે મારા કરતા વધારે કુશળ અને જાણકાર મનુષ્યને ચાહે છે. આપ લોકોમાં એવા ઘણા મનુષ્યો હશે. અધિક અંશે એવા વિષયોની બાબતમાં વિશેષ જાણકારમાં મતભેદ હોય છે. આ વિષયમાં

જેની જેની સાથે મારે વાતચીત થઇ છે તેઓ સઘળા ગોચર ભૂમિને પ્રાપ્ત કરવી એનેજ વીશેષ મહત્વનું માને છે. પરન્તુ ડૉ. વેલકર પોતાના "–'ભારતીય કૃષિકી ઉન્નતિ" નામના પુસ્તકમાં -ગોચરભૂમિજ માત્ર કંઇ આવશ્યક માનતો નથી. એનું કહેવું એવું છે ગોચરભૂમી હોયે ત્યાંજ ઉત્તમ ગાયો હોય એવું બધે ઠેકાણે ખરૂં પડતું નથી.

સૌથી પહેલા જાતી વધારવાના વીષયની હું તરફેણ કરૂં છું. આ વીષયમાં લોકોની સમ્મતિ જુદી જુદી છે, કોઇ લોક દેશી આખલાઓ લાવીને, કોઇ લોક બહારથી લાવીને જાતી વધારવાનું પસન્દ કરે છે એનું વીશેષ વીવેચન અન્ય ઠેકાણે કરવામાં આવશે. કોઇક વીષયના સંબંધમાં જે ધ્યાન દેવા યોગ્ય છે તેનું હું સાધારણ વર્ણન કરૂં છું.-ભવિષ્યની પશુઓની ઉન્નતીને અર્થે આપણું મુખ્ય કર્તવ્ય એ છે કે સૌથી પ્રથમ અચ્છી જાતના સાંઢ તૈયાર કરવા અને નઠારી ગાયોથી સારી ગાયોને જુદી પાડી તેની ઉન્નતી કરે. આ દેશમાં દુધને માટે ગાયોની અને બોજો તથા હળ ખેંચવા બળદોની જરૂર છે. એ કારણથી સારી દૂધ આપવાવાળી ગાય ઉત્તમ મજબુત બળદ એક મુખ્ય ઉદેશ બતલાવવામાં આવ્યો છે. ઉત્તમ જાતિ અને નસલ વાળા પશુઓમાંથી સાંઢને ચુંટી કાઢવો. યોગ્ય સાંઢોનો જે અભાવ છે તે ઘટાડવાને પ્રયત્ન કરવો જોઇએ. બંગાળના કૃષિ વીભાગના ડાયરેકટર મી. વલકઉડ સરકારી મર્દુમશુમાના રીપોર્ટમાં લખે છે કે આ પ્રાન્તમાં ગો જાતિની ઉન્નતીની વીરૂદ્ધ નીચલી વાતો છે આબોહવા–ગોચર ભૂમીનો અભાવ, નસલને યોગ્ય સાંઢોની કમી અને ઓછી ઉમરના સાંઢોથી ગાયોને ગાભણી કરાવવી, સાંઢોની સંખ્યા ઘટી જવી અને વાછરડી વાછરડાંને ભૂખે મારવા, જે ગાય જાતીનું જીવન નષ્ટ કરવામાં મુખ્ય કારણ છે. આ નીયમોને વળગી રહીને સાંઢોને ઘટવાના સમ્બન્ધમાં હું કંઇ કહીશ. કૃષી વીભાગના ડાયરેકટરની ફરીયાદ છે કે ગોચરભૂમી ઓછી હોવાને લીધે એ ઘટાડો વધારો થયો છે. મારા સમજવામાં એનું બીજ કેટલાક કારણો છે. હાયકોર્ટમાંથી ફેંસલો થયો છે. આમાં હીંદુ લોક જે સાંઢ છોડી મુકે છે તે કોઇની પણ માલકીના નથી. એ સાંઢ પહેલાં આમતેમ ભટકયા કરતા હતાં, અને ગામવાળાઓ પોતાની ગાયો ગાભણી કરાવવાના કામમાં લેતા હતા. પરન્તુ હાયકોર્ટના ફેંસલાના કારણથી હવે કોઇપણ વ્યક્તિ સાંઢને પકડીને મારી શકે છે. મારા સાંભળવામાં આવ્યું છે કે કોઇ સાંઢ મેલાંની ગાડીમાં જોડવામાં આવે છે, કોઇ કસાઇઓને હાથ મરણ પામે છે. પરદેશી કાયદાના વીચારોનો અમલ સમજ્યા વગર આ દેશમાં કરવામાં આવે તો કેટલી હાની થાય છે, તેનું હાઇકોર્ટના આવા ફેંસલા ઉદાહરણ રૂપ છે. સાર્વજનીક વ્યવહારને અર્થે સાંઢોને છુટા મુકવાનું વીલાયતી કાનુનમાં નથી. પરન્તુ જે એની ઉપકારીતા નષ્ટ કરવામાં આવે છે તેનું કંઇ વાસ્તવીક કારણ દેખાતું નથી. માનનીય કે. કે. ગન્દને આને માટે એક બીલ કોન્સીલમાં રજુ કર્યું છે કે જેનો ઉદ્દેશ આ ફેંસલાથી જે અવ્યવસ્થા ઉત્પન્ન થઇ છે તેનો અટકાવ કરવો. આ બીલનો આશય એવો છે કે એ સાંઢોના રક્ષણનો ભાર રાજ્યને શીર નાખવો કે જે ગાયોને ગાભણી કરવાના ઉપયોગમાં આવે છે. ધર્મસાંઢના વીષયમાં હવે જે અધિક વીશ્વાસ મુકવામાં આવે છે તેમાં મને સંદેહ છે. જે ધર્મ ભાવનાથી સાંઢોને સ્વતંત્ર રાખવામાં આવતા હતા તે હવે દીવસે દીવસ ઘટતા જાય છે, સર્વ સાધારણ જન સમાજના હીતને અર્થે બાજા ધાર્મિક કાર્યો જેવા વાવ તળાવ કુવા ખોદાવવા, દવાખાના સ્થાપન કરવા વીગેરે જે ગત પેઢીઓમાં પ્રચલીત હતા તેનો પણ હવે હ્રાસ થાય છે.

એવી સ્થીતીમાં એ પણ સંદેહજનકજ છે કે ધર્મસાંઢાને છોડવામાં આવે. આજકાલ લોકોમાં નીસ્વાર્થતા ન હોવાથીજ લોકોએ ધર્મસાંઢ છોડવાનું ત્યાગ કર્યું છે. આજ આપણે અધીક દૃષ્ટીથી વિચાર કરવો જોઇએ અને જોવું જોઇએ કે જેનાથી ધન ઉત્પન્ન થાય અને સર્વ સાધારણ જન સમાજનો પણ સ્વાર્થ સધાય તેને માટે પશુ રક્ષા કરવાવાળાઓને સદ્વિદ્યા આપવામાં આવે. પશુ ઉત્પાદનના કામમાં સરકાર તરફથી પણ સહાયતા આપવામાં આવે પરન્તુ પશુની ઉત્પત્તિથીજ કંઇ એકલો લાભ નથી. પરંતુ તેને ભોજન પણ મળવું જોઇએ. ભારતની દૂધ આપતી ગાયોની અવનતિના કારણોમાં થોડો ચારો અને રક્ષણ કરવામાં બેદરકારી એ મુખ્ય કારણ છે. આ દેશમાં થોડી પુંજીવાલા મણખરૂં ગાયોને ઓછો ચારો આપે છે. કોઇ ડેરીઓમાં પણ અને બીજા સ્થાનોમાં પણ નોકરવર્ગ પશુઓની યોગ્ય બરદાસ્ત નથી કરતો. આ પાછલું ઉદાહરણ બેધ્યાની તથા ગફલતનું દૃષ્ટાંત છે કે જે અનેક પ્રકારના ગેરવર્તનોનું કારણ છે. ગેરવર્તનો જેને હમે નષ્ટ કરવાને ચાહીએ છીએ તે માત્ર આર્થિક પ્રાર્થનાથી નષ્ટ નહીં થાય પરન્તુ શુદ્ધાચાર પૂર્ણ પ્રાર્થનાથીજ થશે.

હવે આપણે ગોચર ભૂમિ તથા ચારાના પ્રશ્નોનો વિચાર કરીશું. મી. બ્લેક ઉડનું કહેવું છે કે બંગાલ પ્રાન્તમાં આબોહવા સિવાય ગોવંશની ઉત્પત્તિને ધક્કો પહોંચાડનાર બીજું સૌથી મ્હોટું કારણ ગોચરભૂમિની તંગાશ છે. સાધારણ ખેડુત પણ એ વાતથી જાણીતો છે. ગો જાતિની અવનતિનું કારણ જ્યારે તેને પુછવામાં આવે છે ત્યારે તે ગોચર ભૂમિના અભાવનેજ તેની અવનતિનું કારણ કહે છે. મિ. બ્લેક ઉડનું કહેવું છે કે પ્રતિકારના કંઇક ઉપાય બતાવવામાં આવે છે, પરન્તુ મારી ધારણા પ્રમાણે અધિક અંશે સારી રીતે ઉપાય કરવામાં આવ્યા નથી. અને કેટલાએક ઉપાય તો સુઘટિત પણ નથી, તેનાથી સદ્વર્તનને બદલે ગેરવર્તન થવાનો સંભવ વધારે છે. એ વિષયમાં આપલોકનું ધ્યાન હું જુદીજ રીતે ખેંચું છું. પ્રાચીન સ્મૃતિઓનો ઉપદેશ છે કે શહેર અને ગામની પાસે ગોચર ભૂમિ રાખવી જોઇએ. વર્તમાન સમયમાં ગોચર ભૂમિનો મોટો નાશ થયો છે કારણ ગોચર ભૂમિ રાખવાથી થોડી પુંજીવાળાને ધનવાનો કરતા અધિક લાભ થાય છે. પૈસાના લોભથી બીજાની ભૂમિ (ગો જાતિની) છીનવી લેવામાં આવી છે. સાધારણ રીતે સઘળા લોક એક મત છે કે ગોચર ભૂમિને અર્થે મોટો પ્રયત્ન કરવો જોઇએ. પરન્તુ વિરોધી, સ્વાર્થીઓને લીધે બીજા પણ કારણોથી કેવા ઉપાયથી કામ લેવું તેમાંજ મત ભેદ છે. કેટલાંક મનુષ્યોનું કહેવું છે કે ગોચર ભૂમિની રક્ષાને અર્થે કાયદાની જરૂર છે. જે ગોચર ભૂમિ તરફ આજ કાલ લોકોનું દુર્લક્ષ છે તેનો ફરીથી ઉદ્ધાર કરવો જોઇએ. કેટલાકનું એવું કહેવું છે કે સરકારે ખજાનામાંથી ખર્ચ કરી નવી ગોચર ભૂમિ ખરીદવી જોઇએ. અર્થાત્ જે જમીન પડતી લેવામાં આવી છે તેને માટે દેશ ધન આપે. એવું પણ કહેવામાં આવે છે કે આર્થિક દૃષ્ટિથી ગોચર ભૂમિને કબજે કરવી એ ન્યાય પુરઃસર છે. અને એ વિષયમાં હવે હાથ ઘાલવો ઉચિત નથી. કેમકે આર્થિક પ્રશ્નો તેથી વધી પડશે અને આજ કાલ તે બહુ ભ્રમ ભરેલું છે. એમ પણ કહેવામાં આવે છે, કે ખેતીને લીધે ગો જાતિની જરૂર છે. જેનાથી ગાય, બળદોની કિમ્મત વધશે અને તેથી ગોચર ભૂમિની પણ કીમ્મત વધશે. મી. મોરલેન્ડ કહે છે તેમ આખરે રસ ઉજડ જમીનને ગોચર ભૂમિ બનાવવી પડશે.

મી. બ્લેકઉડ એ પ્રશ્નના નિવારણને અર્થે કહે છે કે ચારાને માટે જુવાર, ઘાસ, તથા

એવાજ બીજા પદાર્થોની ખેતી કરવી જોઇએ. અથવા તો જમીનમાં એકવાર ચારાની ખેતી અને બીજીવાર અનાજની ખેતી એમ મિશ્રિત રીતે ખેતીવાડીનું કામ કરવું જોઇએ. ચારાની ખેતી કરવાથી જમીનને વિશ્રામ પણ મળે છે. અને ભાવિ અનાજની ખેતીને અર્થે જમીનની ઉત્પન્ન શક્તિ વધારવામાં ગોચર ઉત્તમ પ્રકારનું ખાતર છે. પરન્તુ એમનું એમ કહેવું છે કે નાના નાના ટુકડા જમીનમાં ખેતી કરવાવાળાઓ ઉપર કહેલા ઉપાયનું અવલમ્બન નથી કરી શકતા, પરન્તુ બીજો પણ કોઇ ઉપાય જરૂર કરવો પડશે. જો ગોચર ભૂમિનો ફરીથી ઉદ્ધાર કરવામાં આવે તો લોકોને મારી સલાહ છે કે પ્રત્યેક ગામમાં ખેતીને યોગ્ય જેટલી જમીન હોય તેનો દશમો ભાગ ગોચર ભૂમિને માટે રાખવો અને તેમાં એક તળાવ પણ રાખવું. આજકાલ ગાય બળદોને પુષ્કળ ચારો મળતો નથી એટલુંજ નહિ, પણ પશુઓની પાસે અન્યાયથી ગજા ઉપરાંત વૈતરૂ કરાવવામાં આવે છે. પરાશર સ્મૃતિમાં લખેલું મને યાદ છે કે પ્રાચીન સમયમા ચાર જોડી બલદથી કામ લેવામાં આવતું હતું. પરન્તુ આજકાલ એક જોડી બળદથી દરરોજ આખો દિવસ કામ લેવામાં આવે છે. હું એક બીજા પણ ઉપાયથી કામ લેવા માગું છું. જો કે તે આર્થિક દૃષ્ટિથી ઉત્તમ નથી. તેમ બીજી રીતે છેક અયોગ્ય પણ નથી, જેઓ અન્યાયથી ગોચર ભૂમિ પડાવી પડ્યા છે. તે તેમની પાસે લેવાનો યોગ્ય પ્રયત્ન કરવામાં આવે. આશા છે કે ઉચિત રીતે જો તેમને પ્રાર્થના કરવામાં આવે કે ગોચર ભૂમિનો દેશના કલ્યાણ સાથે કેટલો બળિષ્ટ સંબંધ છે. અને તે તેમને સમજાવવામાં આવે તો તે લોકો જરૂર પોતાનો સ્વાર્થ ત્યાગ કરવા ઉપર ધ્યાન આપશે. શ્રીમાન બાળકૃષ્ણદાસે ગોચર ભૂમિ સભા નામની એક સંસ્થા પટનામાં સ્થાપન કરી છે. અને એ સંસ્થા સારી રીતે પોતાનું કામ કરે છે. અને આજ સુધી એને સફળતા પ્રાપ્ત થઇ છે. તેમજ હવડામાં પણ એક જીવદયા એસોશીએશન નામની એક સંસ્થા સ્થપાઇ છે. જો ઉપલી રીતોથી સફળતા પ્રાપ્ત ન થાય તો એવોજ નિશ્ચય કરવો પડશે કે જે મનુષ્યોએ ગોચર ભૂમિ પડાવી લીધી છે તે જમીન પાછી લેવાનો વિચારજ કરવો કે નહિ. બીજા વિષયોની પેઠે આ વિષયમાં પણ સૌથી અધિક જરૂર છે. સાર્વજનિક ભલાઇને અર્થે સાર્વજનિક ભાવોનો સર્વત્ર પ્રચાર કરવો જેથી નીચ સ્વાર્થીઓના મોહ ઢીલા થશે. ભૂમિની ઉત્પાદિકા શક્તિના નાશનું કારણ ખેતીવાડી સંબંધી જ્ઞાનનો અભાવ છે.



## અમેરિકાનાં લોખંડના કારખાનાં[1]

પ્રથમ ઇ. સ. ૧૮૪૬માં કેન્ટી નામના શહેરમાં પિટસબર્ગમાં કેલી નામના એક મનુષ્યે લોખંડનું એક ન્હાનું કારખાનું ઉઘાડ્યું. ઇ. સ. ૧૮૫૬માં ઇંગ્લાંડમાં બિસેમર નામના એક વિદ્વાન ગૃહસ્થે લોખંડ તૈયાર કરવાની મોટી યુક્તિ શોધી કાઢી. તેનાથી લોખંડના વ્યવસાયમાં મોટું પરિવર્તન થયું. એ પદ્ધતિ પર અમેરિકામાં કેટલેક ઠેકાણે ન્હાના ન્હાના કારખાનાં ઉઘાડવામાં આવ્યાં પરન્તુ તે યશસ્વી

૧ મરાઠી ઉપરથી.

નીવડયાં નહીં. કારણ તે વખતે અમેરિકામાં ઇંગ્લાંડથી લોખંડ જતું હતું અને તે ઘણું સસ્તું વેચવામાં આવતું હતું, તેથી પોતાના દેશના લોખંડના વ્યાપારને ઉત્તેજન આપવા અને પરદેશી માલને અટકાવવા ઇ. સ. ૧૮૬૧માં અમેરિકન સરકારે પરદેશી માલ ઉપર કર નાંખ્યો. એ ઉપાયથી ધારવા પ્રમાણે ઇચ્છિત હેતુ પાર પડયો એટલે પરદેશથી લોખંડ આવતું બન્ધ થયું. તે સમયમાં જે લોખંડનાં કારખાનાં મૃતાવસ્થામાં હતાં તેઓમાં ચૈતન્ય આવ્યું અને તેઓએ પોતાનું કાર્ય મોટા ઉત્સાહથી શરૂ કર્યું. અહીંથીજ અમેરીકામાં લોખંડના વ્યવસાયનો આરમ્ભ થયો. ઇ. સ. ૧૮૭૬માં ઉત્તર અને દક્ષિણ અમેરિકનોમાં ગુલામી બાબત માંહોમાંહે કલહ ઉત્પન્ન થયો અને રણ યજ્ઞ પણ શરૂ થયો. યુદ્ધમાં લોખંડની અત્યંત આવશ્યકતા હોય છે અને તેથી તે વખતે તેની કિમ્મત હદપાર વધી ગઇ. યુદ્ધ પહેલાં તેની કિમ્મત દર ટને ૫૫ રૂપીઆ હતી તે ૨૨૦ રૂપીઆ થઇ એટલે પહેલાંના કરતાં ચાર ગણી કિમ્મત વધી ગઇ. આ આકસ્મિક ઘટનાથી લોખંડના ન્હાનાં મોટાં કારખાનાને વિલક્ષણ પ્રાપ્તિ થઇ. તેઓમાં નવ-જીવન સ્ફુર્યું. તેણે પોતાનું પૂર્વેનું સ્વરૂપ છોડી દઇ પ્રચણ્ડ રૂપ ધારણ કર્યું. તેજ વખતે કાર્નેગીએ પિટસબર્ગમાં લોખંડનું એક જંગી કારખાનું ખોલ્યું, અને સરકાર અને રેલ્વે કમ્પની એઓને લોખંડ પૂરું પાડવાનું તેણે કાન્ટ્રેક્ટ લીધું અને પોતાના વ્યાપારની મોટી ઉન્નતિ કરી. જોતજોતામાં સર્વ દેશમાં તેનાં લોખંડના કારખાનાં ઉઘડયાં. ઇ. સ. ૧૮૯૦થી તે ૧૯૦૦ પર્યંત તેનો વ્યાપાર મન્દ ચાલ્યો. તેની માગણી ઘણા ઓછા પ્રકારની થતી તોપણ તેની પેદાશ કમી થતી નહોતી; ત્યાર બાદ લોખંડનો ભાવ તદન ઉતરી ગયો. ઇ. સ. ૧૮૯૩માં લોખંડનો વ્યાપાર કરવો એ ઘણું જોખમકારી કામ હતું, ત્યારે કેટલાંક કારખાનાંએ દેવાળાં કાઢયાં હતાં અને તેઓએ પોતાનો વ્યાપાર બન્ધ કર્યો. કારખાનાં બન્ધ થવાનો એ ક્રમ પાંચ વર્ષ સુધી ચાલુ હતો. તે બન્ધ થનારા કારખાનાંનું સ્થાન દેશનાં મોટાં કારખાનાંઓએ લીધું. એ કારખાનાંઓએ તે મૃતપ્રાયઃ થના કારખાનાંઓને અલ્પ કિમ્મતમાં ખરીદી લઇ પોતાની વખારો માલથી ભરપૂર બનાવી દીધી, અને તે ભરપૂર કિમ્મતથીજ વેચાવા લાગ્યો. ઇ. સ. ૧૮૯૮ પર્યંત ન્હાનાં ન્હાનાં કારખાનાં નષ્ટ થઇ તે મોટાં કારખાનામાં મળી ગયાં અને મોટાં કારખાનાંઓએ પ્રચણ્ડ રૂપ ધારણ કરવા માંડયું. આગળ જતાં એકાએક લોખંડના માલમાં તેજી આવવા લાગી અને માગણી વિલક્ષણ પ્રમાણથી વધવા લાગી. તે વખતે આ કારખાનાંએ માલ પૂરો પાડી પુષ્કળ નફો મેળવ્યો.

ઇ. સ. ૧૮૯૮માં લોખંડી માલમાં તેજી આવી અર્થાત્ વિલક્ષણ પ્રમાણમાં માગણી થવા લાગી અને તેથી તે વખતે મર્ણ શય્યા પર પડેલાં કારખાનાંઓને જે નફો થયો તેની બે ત્રણ વર્ષ પૂર્વે કોઇને કલ્પના પણ નહોતી. "લોખંડનો રાજા" એ શબ્દથી ગૌરવપૂર્વક સંબોધાતો લોખંડનો પ્રખ્યાત વ્યાપારી કાર્નેગી તેનું એવું કહેવું છે કે 'લોખંડનો વ્યાપાર એ સમ્પત્તિશાળી બનાવે છે કિંવા તદન અકિંચન પણ બનાવી મુકે છે. તેનું કારણ લોખંડ તૈયાર કરવામાં પુષ્કળ ધનની આવશ્યકતા પડે છે તેથી તેની પેદાશ એકદમ વધારે કિંવા તદન કમી પ્રમાણ હોતી નથી. લોખંડ એ કાંઇ ખાવાની વસ્તુ નથી, કિંવા પરમ આવશ્યકીય એવી વસ્તુ પણ નથી, અને તેથીજ તેની માંગણી પ્રસંગવશાત્ કમીજાસ્તી હોય છે. અર્થાત્ માંગણી અને માલની ઉપજ એ બરોબર થતી ન હોવાથી તેનો ભાવ એકદમ કમી જાસ્તી થાય છે અને નફો-નુકશાન પણ આકસ્મિકજ થાય છે.

ઇ. સ. ૧૮૬૮માં લોખંડની એટલી બધી માગણી થઇ હતી કે અમેરિકાના લોખંડના વ્યાપારની પૂર્ણ ઉન્નતિ થઇ અને તે કારખાનાના માલેકો ધનાઢ્ય બની આગળ પણ સારો નફો કરવા લાગ્યા. તે વખતે એ વ્યાપાર મોટી મોટી કમ્પનીઓ કરતી હતી. તેને સારો ફાયદો થતો જોઇ તેના શેર પણ ઘણા ખપવા લાગ્યા અને તેનાથી તે કમ્પનીમાં ચેતન્ય આવ્યું અને તે અત્યંત ધન સંચય કરવા લાગી. લોખંડનાં મોટાં મોટાં કારખાનાં ઉઘડવા લાગ્યાં અને રેલ્વેનો વિસ્તાર વિશેષ પ્રમાણમાં વધવા લાગ્યો.

આ વખતે લોખંડનાં મોટાં મોટાં કારખાનાંઓએ કાર્નેગીના અધ્યક્ષપણા નીચે પોતાની પૂર્ણ ઉન્નતિ કરી લીધી. એ વખતે તે કારખાનાંઓએ જે નફો મેળવ્યો તે સર્વ નફો તે સર્વ કારખાનાની મૂડીમાં વાપરવામાં આવ્યો . તેનાથી ઘણીજ ઉન્નતિ થઈ. પોતાના . અને અનુભવથી કાર્નેગીએ એ કારખા- . જગતનાં તમામ કારખાનાંઓથી શ્રેષ્ટ 'તેનો માલ પેદા કરનારું બનાવ્યું. આ કારખાનાની પેલી બાજુ કોલસાનું કારખાનું હતું, લોખંડ કાઢવાની કેટલીક ખાણો હતી, સરિતાઓમાં ચાલનારી કેટલીક સ્ટીમરો હતી; અને એ કારખાનાંના માલેકની મોટી મોટી રેલ્વે લાઇનો પણ હતી. એ કમ્પની પોતાની ખાણમાંથી અશુદ્ધ લોખંડ કાઢી પોતાની સ્ટીમરો મારફતે કિંવા રેલ્વે મારફતે વ્હેવડાવી પોતાના કોલસાથીજ નહાના પ્રકારની વસ્તુઓ બનાવી અને પોતાની રેલ્વેથી તેને બજારમાં લઇ જઇ વેચતી હતી. તેથી આ કારખાનામાંથી નીકળેલો માલ સર્વથી સસ્તો અને ઉત્કૃષ્ટ હોય છે. અને તેથીજ તેની ખપત પણ સર્વથી વધુ થતી હતી. અર્થાત્ એ કારખાનું યશસ્વી બની કાર્નેગી કમ્પની અત્યંત ધનાઢ્ય અને બલાઢ્ય બની; પરંતુ એ કમ્પની સર્વ રીતે સ્વાતંત્ર નહોતી, કારણ કે લોખંડી માલનો વ્યાપાર કરનારી બીજી કમ્પનીઓ આ કમ્પની પાસેથી સર્વ પ્રકારનો તૈયાર માલ લઇ તેને પરચુરણ વેચવાનો ધંધો કરતી, અને કેટલાંક કારખાનાં અર્ધ તૈયાર માલ ખરીદી લઇ તેનો બીજો કાંઈ માલ બનાવી તેઓ વેચતાં.

લોખંડી માલનો વ્યવસાય કરનારી આ ન્હાની ન્હાની કમ્પની એટલે કાર્નેગી કમ્પની સરખીના કારખાનામાંથી માલ ખરીદી તેનાથી ભિન્ન વસ્તુઓ બનાવી વેચે છે તો તેઓ પોતાની પરતંત્ર અવસ્થાથી સંતુષ્ટ ન થઇ. તેની પણ ઇચ્છા કાચા માલની આપણે સ્વતંત્ર સર્વ વસ્તુઓ બનાવવી અને બીજાને કોઇ ફાયદો ન થવા દેતાં આપણેજ સર્વ નફો મેળવવો એવી હતી તેથી તે કમ્પનીએ લોખંડ અને કોલસાઓની ખાણ ખરીદવાનો, સ્ટીમર અને રેલ્વે લાઇનો બનાવવાનો અને મોટાં મોટાં કારખાનાં ઉઘાડવાનો વિચાર કર્યો. આથી કાર્નેગી કંપની અને બીજી મોટી મોટી કમ્પનીઓને હાની થનાર હતી. આથી લોખંડના વ્યાપારમાં મોટી ખળભળ ઉત્પન્ન થઇ. તે વખતે અમેરિકામાં બુદ્ધિમાન અને જવાબદારોએ વિચાર કર્યો કે, હવે આ કમ્પનીઓમાં માંહોમાંહેમાં ભયંકર ચડસ પેદા થશે અને તેનામાં લોખંડના વ્યાપારની ભયંકર હાનિ થવાનો સંભવ છે અને તેથી તેનું નિવારણ કરવા સારૂ સર્વ કમ્પનીઓ જોડી દેવી અને લોખંડનો વ્યાપાર કરનારી એક પ્રચણ્ડ કમ્પની સ્થાપવી એવો ઠરાવ કર્યો. અને તે પ્રમાણે પ્રયત્ન કરી "ધી યુનાઇટેડ સ્ટેટ્સ સ્ટીલ કોર્પોરેશન" નામની સંયુક્ત સંસ્થાનની એક પ્રચણ્ડ કંપની સ્થાપવામાં આવી.

એ કમ્પની પ્રસ્થાપિત કરવામાં એક મોટી અડચણ હતી. અને તે એ કે એ કમ્પની સ્થાપન કર્યા બાદ તેને સુવ્યવસ્થિત રીતે ચલાવનાર એવા મનુષ્યની હતી. કારણ કે એ માણસ મોટો દુરદર્શી, હુશિયાર અને અનુભવી-

હોવાની જરૂર હતી. તેમજ આ પ્રચંડ અને વિકટ કાર્યમાં ધનિક, ઔદ્યોગિક, અને ધારા શાસ્ત્રી મનુષ્યની પણ આવશ્યકતા હતી. સુદૈવે આ કામમાં સર્વ લોકોને મોટી આસ્થા હતી કારણ કે આ વખતે લોખંડના વ્યાપાર સાથે સર્વેને થોડો ઘણો સમ્બન્ધ હતો તેને જો હાની પહોંચશે તો સર્વેને નુકશાન થવાનો સંભવ હતો. તેથી આ કામનો ભાર પોતાનાં શિર પર રાખી આગળ ચાલવા લાગ્યા. આ કાર્યનો સર્વ ભાર માર્ગને પોતાને શીર રાખ્યો. આ પ્રચંડ કમ્પની સ્થાપવાનો સર્વ વૃતાંત ગુપ્ત હોવાથી તેની થોડાજ લોકોને ખબર છે. આ સર્વ કારખાનાંને એકત્ર કરવામાં ઘણા વખતની જરૂર નહોતી. કેમકે એ કારખાનાની સર્વ સ્થિતિ આ મોટી કાર્પોરેશનની સ્થાપના કરનારને ખબર હતી. પ્રથમ ચાર મોટી કમ્પની એકત્ર કરવાનો વિચાર હતો, પરન્તુ એમ કરવાથી બાકી રહેલી કમ્પનીમાં પુનઃ કલહ ઉત્પન્ન થાય.

આ કમ્પનીને ન્યુજેર્સી પ્રાંતમાં તા. ૨૩ ફેબ્રુઆરી ૧૯૦૧ના રોજ રજીષ્ટર કરવામાં આવી, પરન્તુ પુનઃ તે વ્યવસ્થા બદલી તેજ સાલના એપ્રીલ માસમાં તેને પુનઃ નોંધવામાં આવી. તે વખતે તેની મૂડી ૩,૩૦,૦૦,૦૦,૦૦૦ રૂપીઆની કરવામાં આવી અને કારણ પરત્વે એ મૂડી વધારવાનો અધિકાર કાર્પોરેશનને આપવામાં આવ્યો.

મિ. માર્ગન એ ન્યુયોર્ક શહેરમાં પ્રમુખ વ્યાપારી હતો. તેની બેન્કની ગણના જગતની મોટી બેન્કોની ગણનામાં હતી. યશસ્વી વ્યાપારીમાં તેની ગણના હતી. થોડો વખત બાદ તેનો પરલોકવાસ થયો. ત્યારબાદ કુબેરની માફક ધન સંચયનું કામ કાર્પોરેશનનેજ સોંપવામાં આવ્યું. ત્યાર બાદ ૭૨,૦૦,૦૦,૦૦૦, રૂપિયા જમા થયા. ૭,૫૦,૦૦,૦૦૦ રૂપિઆ સંચાલકને આપ્યા. આ સિવાય માર્ગન સાહેબને અને તેની બેન્કને વેગળું બદલ કમિશન, જાહેર ખબરનો ખર્ચ વીગેરેનો કેટલોક ખર્ચ કરવામાં આવ્યો તે જુદો. તે વખતે ફક્ત માર્ગન સાહેબને તેની મહેનતના બદલામાં ૧૩,૮૦,૦૦,૦૦૦ રૂપિઆ આપવામાં આવ્યા હતા. વાસ્તવિક રીતે જોતાં આવા મહાન કાર્ય ઉત્કૃષ્ટ રીતે બજાવવાની મહેનતના બદલામાં ઉપલી રકમ કાંઇજ નથી. એ સિવાય કાર્નેગી કમ્પનીમાં જે હિસ્સા હતા તે પણ આ કંમ્પનીએ ખરીદી લીધા. તેની કિમ્મતના કાર્નેગીને ૧,૬૮,૬૦,૦૦ ૦૦૦ રૂપિઆની કિમ્મતનો હિસ્સો આ કમ્પનીએ આપ્યો. વાંચક! કેવો ચમત્કાર છે તે જુઓ! એક અનાથ બાલક કાર્નેગી ઈ. સ. ૧૮૩૫માં પોતાની મા સાથે અમેરિકામાં મજુરી કરવા માટે આવ્યો હતો. તે પોતાની અક્કલ હોંસિઆરીથી, અને બાહુબલથી દોઢ અબજ રૂપીઆનો માલીક થઇ બેઠો. અસ્તુ. એ સિવાય આવી કમ્પની ૧,૫૫,૬૦,૦૦,૦૦૦, રૂપીઆમાં ખરીદી લેવામાં આવી. આ પ્રચણ્ડ કાર્પોરેશનની પહેલેજ વર્ષે ૧,૩૧,૯૫,૫૩,૮૪૦ ડોલરની મૂડી થઇ હતી.

નીચે આપેલા આંકડા ઉપરથી પ્રારંભે આ કાર્પોરેશન પાસે કેટલું ધન હતું તેનું ઉત્તમ અનુમાન થશે એણે આરંભમાંજ નીચે લખેલાં કારખાનાં વીગેરે ખરીદ કીધાં.

૨૧૩ ભિન્ન ભિન્ન તરેહનાં લોખંડનાં કારખાનાં; ૪૧ લોખંડની ખાણો; ૧૦૦૦ માઇલ પર્યંતની રેલ્વે કમ્પની; ૧૧૨ મોટી મોટી સ્ટીમરો, ૧૮ બ્લેસ્ટ ફર્નેસ લોખંડ આળવાની ભઠ્ઠીઓ; ૫૭૦૦૦ એકર લાકડાંનાં કોલસા બનાવવાની જમીન; ૫૦,૦૦૦ એકર કોલસા નીકળનારી જમીન; અને બીજી મોટી મોટી અત્યંત મહત્વની લોખંડની ખાણો. તેમાંથી તેઓને ૧૫,૦૦,૦૦,૦૦૦ ટન લોખંડ મળે એમ હતું.

આમજ જ્યાં સગવડ પ્રમાણે નીચે જણાવેલી કમ્પનીઓ પણ તેણે ખરીદ કરી.

ઇ. સ. ૧૮૬૮માં લોખંડની એટલી બધી માગણી થઇ હતી કે અમેરિકાના લોખંડના વ્યાપારની પૂર્ણ ઉન્નતિ થઇ અને તે કારખાનાના માલેકો ધનાઢ્ય બની આગળ પણ સારો નફો કરવા લાગ્યા. તે વખતે એ વ્યાપાર મોટી મોટી કમ્પનીઓ કરતી હતી. તેને સારો ફાયદો થતો જોઇ તેના શેર પણ ઘણા ખપવા લાગ્યા અને તેનાથી તે કમ્પનીમાં ચૈતન્ય આવ્યું અને તે અત્યંત ધન સંચય કરવા લાગી. લોખંડનાં મોટાં મોટાં કારખાનાં ઉઘડવા લાગ્યાં અને રેલ્વેનો વિસ્તાર વિશેષ પ્રમાણમાં વધવા લાગ્યો.

આ વખતે લોખંડનાં મોટાં મોટાં કારખાનાંઓએ કાર્નેગીના અધ્યક્ષપણા નીચે પોતાની પૂર્ણ ઉન્નતિ કરી લીધી. એ વખતે તે કારખાનાંઓએ જે નફો મેળવ્યો તે સર્વ નફો તે સર્વ કારખાનાની મૂડીમાં વાપરવામાં આવ્યો. તેનાથી ઘણીજ ઉન્નતિ થઈ. પોતાના ...ગી અને અનુભવથી કાર્નેગીએ એ કારખા... જગતનાં તમામ કારખાનાંઓથી શ્રેષ્ટ ... માલ પેદા કરનારૂં બનાવ્યું. આ કારખાનાની પેલી બાજુ કોલસાનું કારખાનું હતું, લોખંડ કાઢવાની કેટલીક ખાણો હતી, સરિતાઓમાં ચાલનારી કેટલીક સ્ટીમરો હતી; અને એ કારખાનાંના માલેકની મોટી મોટી રેલ્વે લાઇનો પણ હતી. એ કમ્પની પોતાની ખાણમાંથી અશુદ્ધ લોખંડ કાઢી પોતાની સ્ટીમરો મારફતે કિંવા રેલ્વે મારફતે વ્હેવડાવી પોતાના કોલસાથીજ નહાના પ્રકારની વસ્તુઓ બનાવી અને પોતાની રેલ્વેથી તેને બજારમાં લઇ જઇ વેચતી હતી. તેથી આ કારખાનામાંથી નીકળેલો માલ સર્વથી સરતો અને ઉત્કૃષ્ટ હોય છે. અને તેથીજ તેની ખપત પણ સર્વથી વધુ થતી હતી. અર્થાત્ એ કારખાનું યશસ્વી બન્યું કાર્નેગી કમ્પની અત્યંત ધનાઢ્ય અને ખ્યાત્ય બની; પરંતુ એ કમ્પની સર્વ રીતે સ્વાતંત્ર નહોતી, કારણ કે લોખંડી માલનો વ્યાપાર કરનારી બીજી કમ્પનીઓ આ કમ્પની પાસેથી સર્વ પ્રકારનો તૈયાર માલ લઇ તેને પરચુરણ વેચવાનો ધંધો કરતી, અને કેટલીક કારખાનાં અર્ધ તૈયાર માલ ખરીદી લઇ તેનો બીજો કાંઇ માલ બનાવી તેઓ વેચતાં.

લોખંડી માલનો વ્યવસાય કરનારી આ ન્હાની ન્હાની કમ્પની એટલે કાર્નેગી કમ્પની સરખીના કારખાનામાંથી માલ ખરીદી તેનાથી ભિન્ન વસ્તુઓ બનાવી વેચે છે તો તેઓ પોતની પરતંત્ર અવસ્થાથી સંતુષ્ટ ન થઇ. તેની પણ ઇચ્છા કાચા માલની આપણે સ્વતંત્ર સર્વ વસ્તુઓ બનાવવી અને બીજાને કાંઇ ફાયદો ન થવા દેતાં આપણેજ સર્વ નફો મેળવવો એવી હતી તેથી તે કંમ્પનીએ લોખંડ અને કોલસાઓની ખાણ ખરીદવાનો, સ્ટીમર અને રેલ્વે લાઇનો બનાવવાનો અને મોટાં મોટાં કારખાનાં ઉઘાડવાનો વિચાર કર્યો. આથી કાર્નેગી કંપની અને બીજી મોટી મોટી કંમ્પનીઓને હાની થનાર હતી. આથી લોખંડના વ્યાપારમાં મોટી ખળભળ ઉત્પન્ન થઇ. તે વખતે અમેરિકામાં બુદ્ધિમાન અને જવાબદારોએ વિચાર કર્યો કે, હવે આ કમ્પનીઓમાં માહોમાંહેમાં ભયંકર ચડસ પેદા થશે અને તેનામાં લોખંડના વ્યાપારની ભયંકર હાનિ થવાનો સંભવ છે અને તેથી તેનું નિવારણ કરવા સારૂ સર્વ કંમ્પનીઓ જોડી દેવી અને લોખંડનો વ્યાપાર કરનારી એક પ્રચણ્ડ કમ્પની સ્થાપવી એવો ઠરાવ કર્યો. અને તે પ્રમાણે પ્રયત્ન કરી "ધી યુનાઇટેડ સ્ટેટ્સ સ્ટીલ કોર્પોરેશન" નામની સંયુક્ત સંસ્થાનની એક પ્રચણ્ડ કંપની સ્થાપવામાં આવી.

એ કમ્પની પ્રસ્થાપિત કરવામાં એક મોટી અડચણ હતી. અને તે એ કે એ કમ્પની સ્થાપન કર્યા બાદ તેને સુવ્યવસ્થિત રીતે ચલાવનાર એવા મનુષ્યની હતી. કારણ કે એ માણસ મોટો દૂરદર્શી, હુશિયાર અને અનુભવી

# ધોળકાના સુવિખ્યાત વૈદ્ય જાફરભાઈ

## જીવણભાઈની રામબાણ દવાઓ.

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### શુક્રસંજીવની ગુટિકા

દરેક માણસ સમજે છે કે ધાતુની મજબુતીથીજ શરીરની શક્તિ અને મજબુતી કાયમ રહે છે, આવી જીવનરૂપ ધાતુનો કોઇ પણ કુટેવદ્વારા કે અનિયમીત રીતે ગેરઉપયોગ કરવાથી શરીર નિર્બળ થઇ જાઇ કળતર, વાંસાનું ફાટવું, ચહેરાનું ફીકું પડી જવું, જ્ઞાનતંતુઓની નબળાઇ, થોડી મહેનતે વધારે થાક લાગવો, મગજનું ખાલી પડી જવું, બેચેની, કામ કરવા ઉપર કંટાળો, હોજરીનો બગાડ, યાદદાસ્તનું કમી થવું, ઉધરસ, ક્ષય, શ્વાસ વિગેરે વિગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે. રવેતો અને તે સિવાય ધાતુ બગાડથી થયેલા તમામ દરદોનો નાશ કરી શુક્રસંજીવની ગુટિકા સંયમનું પુરુષત્વ બક્ષે છે, તેમજ પાચનશક્તિ ને સુધારી દસ્તને સાફ લાવી કોઇ પણ રસ્તેથી જતી ધાતુને અટકાવી ગમે તે કારણથી પ્રાપ્ત થયેલી નામર્દીનો નાશ કરી શકિત અને વર્યને વધારી શરીરને મજબુત કરી પરિપૂર્ણ મરદાઇ બક્ષવી એ તેનો મુખ્ય ગુણ છે. છતાં કોઇ શખ્સ સાબત કરી આપશે કે શુક્રસંજીવની ગુટિકામાં શક્ત અને વિર્ય વધારવાનો ગુણ નથી તો તેને રૂ૦ ૫૦૧નું ઈનામ આપીશું.

ગોળી ૧૫૦ની ડબી ૧ની કીં. રૂ. ૨—૮—૦

### તાજુબી ચોગ્ય તિલો.

ગમે તે કારણથી નરમ પડેલી ગુપ્ત ભાગની રગો ઉપર આ તલાને માલેસ કરવાથી ફરીથી ટટાર બની રગોની કમજોરી દુર થાય છે.

**કીંમત શીશી ૧નો રૂ૦ ૨—૮—૦**

## રૂ૦ ૫૦૧નું ઈનામ,

### જવરહર—ગુટિકા.

અમારી જવરહર ગુટિકાથી દરેક જાતના તાવો ન જાય તો લીધેલા પૈસા પાછા આપીશું અને ચોથીઓ તાવ નથી જતો એવું સાબિત કરનારને રૂ. ૫૦૧નું ઇનામ આપીશું

**ગોળી ૬૪ની ડબી ૧ના કીં રૂ. ૧—૦—૦**

તદન મફત.

**ધાતુપુષ્ટિ નામનું પુસ્તક**—નઠારી સોબત અને ખરાબ વિચારોથી મનુષ્યને શરીરની પાયમાલી કરનારી કુટેવો પડે છે. તેવી કુટેવોમાંથી મુક્ત કરવામાં આ પુસ્તક એક સાચા મિત્રની ગરજ સારે છે અને તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય, ઉમદા વિચાર અને સંપૂર્ણ સુખ મેળવવાના અખુટ સાધનો બતાવે છે તે સીવાય અમારી અકસીર દવાઓની સંપુર્ણ માહતી મળે છે ફક્ત એક પોસ્ટ કાર્ડ લખવાથી તદન મફત મોકલવામાં આવે છે

### પરમીઆની અકસીર દવા.

આ દવા ગમે તે કારણથી થયેલ અને ગમે તેટલી મુદતનાં તેમજ કોઈ પણ જાતની પરમિયાનો જડમૂળમાંથી નાશ કરી તન્દુરસ્તી સાથ તાકાત આપે છે અને થતી બળતરા, ચાલતું પરૂ, (રસી) સાંધાનો અને પેઢુનો દુખાવો, કળતર, નિચેની રગમાં થતી પીડા, પાતળી પડેલી ધાતુ, ટીપે ટીપે આવતો પેશાબ પન । ભાગનો સોજો, વગેરે દરદો અને આ સીવાય પરમિયાથી થયેલા તમામ દરદોનો ટુંક વખતમાં નાશ કરી આવેલી નિર્બળતાને દુર કરી શરીરને શકિત આપે છે.

**ડબ્બી ૧ની કીંમત રૂ. ૨—૮—૦**

ધાતુપુષ્ટ નામનું પુસ્તક મંગાવી વાંચો

અમારી દરેક દવાની માહિતી માટે ધાતુપુષ્ટ નામનુ પુસ્તક મંગાવી વાંચો.

વૈદ્ય જાફરભાઇ જીવણભાઈ આરોગ્ય વર્ધક ઔષધાલય-મુ૦ ધોળકા—(ગુજરાત

---



---

---

પ્રસિદ્ધ કરનાર તંત્રી શૈલેન્દ્રરાય ડાહ્યાભાઇ દેસાઇ, સત્સંગ ઓફીસ અંબાજીરોડ-સુરત.
સુરત ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય"
પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું

પુસ્તક ૯મું. અંક ૧૨મો.

# સત્સંગ.

અષાડ. સં. ૧૯૭૩.

## નિવેદન.

### લાયેબ્રરિઓને સત્સંગ મફત.

શ્રી જીવદયા જ્ઞાન પ્રસારક ફંડના આશ્રયથી પાછળથી વધારી ૮૦૦ લાયબ્રરિઓને 'સત્સંગ' ફક્ત પોષ્ટ ખર્ચથી મોકલવા નક્કી કર્યું છે. આ લાભ અત્યાર સુધીમાં ૬૭૫ લાયબ્રરિઓએ લીધો છે. હજી લગભગ ૧૨૫ લાઇબ્રેરિને આ લાભ મળશે. તેમનું વર્ષ હવે શ્રાવણથી નવું ગણાશે.

### —મળેલાં પુસ્તકો—

અમોને નીચેનાં પુસ્તકો અભિપ્રાયાર્થે મળ્યાં છે. જેનો આભાર સાથે સ્વીકાર કરીએ છીએ. આગામી અંકોમાં તેની સમાલોચના કરીશું.

રામકૃષ્ણ પરમહંસ. રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.
ભગવદ્ ગીતા ( મૂળ ) " " "
રામકૃષ્ણ કથામૃત. શ્રી સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.
સોમેશ્વર માહાત્મ્ય, વૈષ્ણવ અને યજુર્વેદ સંધ્યા રા. રા. હરિલાલ નારણજી વકીલ.
પ્રેમવાણી ભજન માળા. રા. હરજીવન ગુરુજી.
હિંદના નેતાઓ. વર્ધમાન એન્ડ સન્સ–મુંબાઇ.
ચંડીપાઠ. મહારાજ ગણપતિશંકર વિજયાશંકર.
સ્વદેશ ગીતામૃત. ડે. મહેતા એન્ડ કો અમદાવાદ.
અહિંસા. મુનિશ્રી વિદ્યાવિજયજી.
આરોગ્ય મંદિર. રા. હરજીવન જગજીવન વર્મા.
પત્નિ વિયોગ, જગદ્ગુરુનું અભિગમન, ભગવદ્ગીતા પ્રવેશક રા. રા. મધુવચરામ ભગવચ્-
રામ દેસાઈ.

આ સિવાય શ્રી જીવરક્ષા જ્ઞાન પ્રસારક ફંડ. હૈદ્રાબાદના પુસ્તકો તથા શ્રી મોહનલાલજી લાયબ્રેરિનો રિપોર્ટ મળ્યો છે.

## પ્રેમની પ્યાલી.

ક ગઝલ.

અરે આ પ્રેમની પ્યાલી, સદા જે આપને વ્હાલી;
પતિ પ્યારા સ્વીકારોને, પ્રિયાની પ્રેમની પ્યાલી.
અરે એ પ્રેમ પ્યાલીમાં, ભર્યું મેં ભક્તિનું વારિ;
સદા સુખ અર્પનારી એ, પ્રિયાની પ્રેમની પ્યાલી.
જગે આ પ્રેમ પ્યાલીની, કદી કિંમત નહી થાશે;
અમોલાં મોલની છે આ, પ્રિયાની પ્રેમની પ્યાલી.
સદાએ શાંતિ દેનારી, હમેશાં દુઃખ હરનારી;
નહી કંઇ કલેશ ધરનારી, પ્રિયાની પ્રેમની પ્યાલી.
જગત એ પ્રેમ પ્યાલીનું, મધુરૂં ગાન ગુંજવતું,
લલિત લલનાને કરતી, પ્રિયાની પ્રેમની પ્યાલી.
અહો પ્યારા વિચારી એ, હૃદયમાં શાંતિને મારો;
પિઓ બની મસ્ત પ્રિતમજી, પ્રિયાની પ્રેમની પ્યાલી.

બાળ સેવક.

---

## માશુકની મઝાહ અને અદ્વૈત સુખ.



(ગઝલ.)

મીઠી મઝાહ માશુકની, જ્યાં અમીનાં ઝરણાં ઝરે,
નયનો ન તૃપ્તિ પામતાં, છે સાચી શાન્તિ જ્યાં ખરે;
મૂર્તિવત પાસે રહી, એક નયન મીટ માંડી રહે,
એ અનવધિ સુખને કહો, શી રીતે કવિ કાવ્યે કથે.
માશુકના દરબારમાં આશક તણો સતકાર જ્યાં,
આનંદ આશક ઉરમાં, ના માપ ને ઉભરાય ત્યાં,
સ્વપ્ન સુગાને થતું, આનંદ દિલ બહેકી રહ્યું,
રગ રગે છે રંગ વ્યાપ્યો, શી રીત તે જાયે કહ્યું.
આશક માશુકને રટે, માશુક આશકને રટે,
પ્રેમી પરસ્પર જીગરને, શુદ્ધ પ્રેમથી પ્રેમે રટે;
માશુકના આલિંગને, આશક માશુક રૂપ છે,
આશક માશુક એક બન્યા, અદ્વૈત સુખ અનુપ છે.

મુંબઇ, પેડેરરોડ, શ્રી દેવકીનંદન નિવાસ } — દેસાઇ મોતીલાલ મથુરભાઇ (મહુધાવાળા.)

# શ્રી જીવદયા પ્રબોધક મંડળ તરફથી મળેલી જાહેર સભા.

## ઉત્તમ વક્તાઓનાં વ્યાખ્યાનો.

### સભામાં થયલી અપૂર્વ ભીડ.

ઉપરોક્ત મંડળ તરફથી તા. ૧૪-૭-૧૮ને રવિવારે અત્રેના સુપ્રસિદ્ધ નગીનચંદ ઇન્સ્ટીટ્યુટમાં રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના પ્રમુખ પણા નીચે એક જાહેર સભા મળી હતી. હોલ સાંભળનારાઓથી ૫ વાગેજ ભરાઇ ગયો હતો લોકો હોલની બારીઓ પર તથા બહાર ઉભા રહ્યા હતા તથા હોલમાં જમીન પર બેઠા હતા, છતાં સંખ્યાબંધ માણસોને જગ્યા ન મળવાથી પાછું ફરવું પડ્યું હતું. સભામાં જાણીતા ગૃહસ્થો ઉપરાંત સરકારી અમલદારોએ પણ હાજરી આપી હતી.

આ પ્રસંગે મુંબાઇથી શેઠ લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી પણ પધાર્યા હતા. સભાનું કાર્ય બરાબર ૫ વાગે શરૂ થયું હતું.

પ્રારંભમાં રા. રા. ડાહ્યાભાઇ કલ્યાણજી વકીલે પ્રમુખની દરખાસ્ત મુકતાં જણાવ્યું કે આજની મુખ્ય સભા કે જેમાં જૈનાચાર્યો તથા હિંદુ પંડિતો સાથે બેસી પ્રજાને એક સરખો બોધ આપનાર છે તેના પ્રમુખ તરીકે દરખાસ્ત મૂકતાં મને અતિશય આનંદ થાય છે. આવી સભા હું પહેલી જોઉં છું. પૂર્વે આવી રીતે જુદા જુદા ધર્મના લોકો એક થઇ વિચારની આપ લે કરતા હતા. આજના પ્રમુખ તરીકે હું રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીને નીમવા વિનંતી કરું છે. હું એમનો શિષ્ય છું તે કદાચ એઓ ન જાણતા હોય પણ મને તેમની ઉત્તમ શિક્ષણ શૈલી હજી યાદ છે. એલફીન્સ્ટન કોલેજમાં એઓ સંસ્કૃતના પ્રોફેસર હતા. જ્યારે હું ઇન્ટરમીજીએટમાં હતો, અને ત્યારે એમના ઉત્તમ શિક્ષણનો લાભ લેવા હું ભાગ્યશાળી થયો હતો. આપ ભાઇઓ આવા એક શહેરના વિદ્વાન ગૃહસ્થને સર્વાનુમતે પ્રમુખ તરીકે વધાવી લેશો એવી આશા છે.

રા. રા. મગનલાલ ભૂખણદાસ શેઠ વકીલે દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે સુરતમાં આવી અપૂર્વ મીટીંગ હું આજે જોઉં છું. આટલી બધી લોકોની હાજરી મેં ક્યાં જોઇ નથી. આજની સભામાં જેમને પ્રમુખ પદ આપવાનું છે, તેઓ અત્રેના વતની હોઇ અત્યારે વાનપ્રસ્થ થઇ અત્રેજ રહે છે. તેઓ જેમ આવા સેવાના કાર્યોમાં ભાગ લે છે તેનો ધડો બીજા પેન્શનરો લેશે એવી આશા રાખું છું. પ્રમુખ તરીકે રા. બ. કમળાશંકર ભાઇને નીમવાની દરખાસ્તને હું આનંદ સાથે વધાવી લઉં છું. મને ભાઇઓ એમને હર્ષ ભેર સહાનુભૂતિ દર્શાવશે એવી આશા છે.

બાદ રા. બ. કમળાશંકર ભાઇએ પ્રમુખપદ ગ્રહણ કરી આભારના સમયોચિત શબ્દ કહી સભાનું કાર્ય શરૂ કર્યું હતુ.

બાદ દયાધર્મના કાવ્યો ગાવામાં આવ્યાં હતાં.

#### મુનિશ્રી રત્નવિજયજી.

ગુરૂસ્તુતિ કર્યા બાદ પોતાની શાંત પણ ઉત્તમ વ્યાખ્યાન શૈલિથી મુનિશ્વરે વ્યાખ્યાન કરતાં જણાવ્યું કે આજનો વિષય અહિંસા પરમો ધર્મનો છે. અહિંસા એટલે જેમાં હિંસા

ધરવાથી નિસત્ત્વ થઇ ગઇ છે. છતી જમીન વિના પશુઓ બેસાતી નથી. અને આજે ખાવાનાં પણ સાંસા પડયા છે આપણા કરોડો ભાઇઓ ભુખે મરે છે. આ માટે આપણે પ્રયત્નો કરવાની જરૂર છે.

માંસાહાર સાથે વ્યસનો પણ આપણામાં ઘણાં પસર્યાં છે. બીડી આપણે પીએ છીએ, તે જોઇ આપણાં નાનાં બાળકો પીએ છે, અને તેમના કૂમળાં શરીરમાં રોગોના બીજ દાખલ થાય છે. કરોડો રૂપીઆ આ બીડીના ધુમાડામાં ચાલ્યા જાય છે, આ નાશ થતો અટકાવવો જોઇએ છે. દારૂનું વ્યસન પણ હલકી વર્ણો તેમ ઉંચી વર્ણોમાં શોખ ખાતર પસર્યું છે. પૈસે ટકે શરીરે પાયમાલ થવા છે. એ દુષ્ટ વ્યસનથી આપણે ઘોર અજ્ઞાનતાના પાશમાં સપડાયા છીએ. મજુર વર્ગ પોતાની મજુરીનો વ્યય દારૂમાં કરી સદા દુઃખી રહે છે તો તે બાબતમાં તેમને સાવચેત કરવા જોઇએ. સરકારી રિપોર્ટો કહે છે કે દારૂનું વ્યસન વધે છે. દારૂ બુદ્ધિ, ધન અને પરભવની સુગતિનો નાશ કરનારૂં મહા દુર્વ્યસન છે. એનાથી બીજાં દુર્વ્યસનોમાં મનુષ્ય સપડાય છે. આપણે આ બદીનો નાશ કરવા પ્રયત્ન કરવો જોઇએ. દારૂ દૂર થતા કરોડો રૂપીઆ બચતાં સરકારને પણ લોનમાં નાણાં સારાં ભરાશે.

### રા. રા. વીરેશ્વરાનંદ ઇંદિરાનંદ પંડિત વકીલ.

એમણે ઘોડાઓ ઉપર ગુજરતું ઘાતકીપણું એ સંબંધી ઠરાવ મૂકતું જણાવ્યું કે "સભાના થોડાંક વ્યાખ્યાનો બાદ મુખ્ય કાર્ય કરવાનું કામ મારે હાથ આવ્યું છે અને તે નીચે પ્રમાણે એક ઠરાવ મૂકવાનો છે.

### ઠરાવ.

ઘોડાઓ ઉપર પૂછડી કાપવી, તથા ફેશન ખાતર બીજું જે ઘાતકીપણું ગુજારાય છે, તે માટે આ સભા દીલગીર છે. આ માટે મુંબાઇના શ્રી જીવદયા જ્ઞાન પ્રસારક ફંડ તરફથી નામદાર વાઇસરોય પ્રત્યે જે વિનંતિ પત્ર જનાર છે, તે તરફ આ સભા સંપૂર્ણ સહાનુભૂતિ પ્રકટ કરે છે.

ઠરાવ ઘણો સહેલો છે, સર્વ ભાઇઓ સહેલાઇથી સમજી શકે છે. ઘોડાઓ જે આપણા પર અમૂલ્ય ઉપકાર કરે છે, તેનો બદલો આવા રૂપમાં ન મળવો જોઇએ. આપણી ફેશન ખાતર તેઓ બીચારાં પ્રાણીને કેટલી બધી હેરાનગતિ ભોગવવી પડે છે. કોઇ કહેશે કે લડાઇમાં સંખ્યાબંધ ઘોડાઓ કપાય છે, તેનું શું? તેમના બે ઉત્તર છે. પ્રથમ આપણા આર્ય ભૂમિના વિચાર પ્રમાણે વર્તે તો લડાઇજ ન થાય અને બીજું તેઓ તો મરી દેહ સાથેનો સંબંધ છુટો થાય છે, જ્યારે આ તો જીવતાં અસહ્ય યાતના સહન કરવાની છે. આશા છે કે સર્વે ભાઇઓ આ ઠરાવ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવશે

### શેઠ લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી,

તાળીઓના હર્ષનાદ સાથે શેઠ લલ્લુભાઇએ પોતાનું વિવેચન શરૂ કર્યું. આજે આ શહેરમાં વ્યાખ્યાન આપતાં મને આનંદ થાય છે અને આ શહેરમાં આવી ઉપયોગી સંસ્થાનું કાર્ય જોઇ મને પરમ સંતોષ થાય છે. હિંદુસ્થાનમાં જીવદયા માટે સભાઓ ભરવી પડે એ દીલગીર થવા જેવું છે. આવા જીવદયાના કાર્યમાં અતિ ઉત્સાહ ધરાવનાર શહેરના નાક જેવા ડો. હીનચાળજી અત્યારે અંહીં મોજુદ છે. એઓ વિલાયત જાય ત્યાંની મંડળીનું

કાર્ય જોઇ આવ્યા છે. યુરોપમાં જીવદયાની મંડળીઓ કેવા સારા પાયા પર કામ કરે છે. તેઓ એવું વ્રત લઇ બેઠા છે કે અમારી જીંદગીનો ઉપયોગ માંસાહાર ઓછો કરવામાંજ કરીશું. મરણ બાદ સ્વર્ગ મળે તોપણ કહીશું કે હે પ્રભુ ! અમને સારૂં. બદન આપ, અમે અમારૂં અધુરૂં કાર્ય પૂરૂં કરી આવીએ. આપણે ત્યાં પણ આવી હીલચાલો શરૂ થઇ છે. આ શહેરમાં આ સંસ્થા ઘણા સમયથી સ્થાપન થયલી છે. "સત્સંગ" માસિક જે જીવદયાનો સંદેશો ઠેકાણે ઠેકાણે પહોંચાડે છે, તે આ શહેરનું ભૂષણ જેવું છે આવાં કાર્યો પ્રત્યે લોકોની પ્રીતિ આજની સારી હાજરીથી સાબીત થાય છે. આજે મારાં વિદ્વાન્ ધારાશાસ્ત્રીએ આપની આગળ જે ઠરાવ ઘણા સારા રૂપમાં મૂક્યો છે. ઘોડાઓના પૂછડી કાપી પડતું ચોહી બંધ કરવા ધગધગતાં સળીઆ દાબે છે. ઘોડાને ઘણા દિવસ આ દુઃખ સહન કરવું પડે છે. ફેશન ખાતર થતી આવી યાતનાઓ બંધ થવી જોઇએ છે. બીજા જીવોને પણ આપણી પેઠેજ દુઃખ થાય છે. સર્વે ભાઇઓ આ ઠરાવને સંમત થશો એવી આશા છે. બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

### રા. રા. રેવાશંકર નાગેશ્વર વ્યાસ.

એમણે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું પ્રેક્ષકોએ તેમનું નામ સાંભળતા હર્ષનાદ અને તાળીઓના અવાજથી વધાવી લીધા હતા. પ્રથમ જીવદયા માટે કલ્યાણ રાગમાં એક સુંદર ધ્રુવ પદ ગાઇ વ્યાખ્યાતાએ પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું અહિંસા પરમો ધર્મઃ એ સૂત્રને સમસ્ત લોકો માન આપે છે પરંતુ તે સર્વેની માન્યતામાં કેટલેક અંશે ભેદ હોય છે, વિગેરે સપ્રમાણ જણાવી અહિંસા માટે એક સુંદર દૃષ્ટાંત કે જે પુનર્જન્મ તથા બ્રહ્મચર્યના પ્રભાવથી ભરેલું હતું તે રજુ કરવામાં આવ્યું હતું જેની અસર શ્રોતાઓ ઉપર ઘણી સારી થઇ હતી. સ્ત્રી સમાજ પર જીવ દયાનો મોટો આધાર છે. અને તે ન સુધરે ત્યાં સુધી આપણાં આ વ્યાખ્યાનોનું ફળ હોલની બહાર જઇ શકે તેમ નથી આપણે ત્યાં સ્ત્રી સમાજને જે શિક્ષણ આપવામાં આવે છે તેનું સુકાન થોડુંક ફેરવવામાં આવે તો આવા વિષયો ચર્ચવાની આપણને વધુ જરૂર પડશે નહીં જીવદયા અને તેમાં મુખ્યત્વે ગાયો તરફ વધુ લક્ષ નહીં રાખવામાં આવ્યું તેને લીધે આજે હિંદની ખેતી મોંઘી થઇ પડી છે. જે બળદ આઠ રૂપીએ મળતો હતો આજે દોઢશો રૂપિઆ આપતાં પણ તેવો બળદ મળતો નથી. અને હિંદ પાસે એ વિના બીજું ગુજરાનનું સાધન નથી, જે માટે એક કવિતા ઘણી સુંદર કહેવામાં આવી હતી. (સ્થળ સંકોચને લીધે એનો ટુંકો સારાંશ અત્રે ટાંકવામાં આવ્યો છે.) જગતને આરત ભૂમિને જાવ કરીને ભોજનનો થાળ ભેટ કર્યો જેમાંથી ઘેબર, જલેબી, (શક્તિ, સંપ, અને વૈભવ) ઈંગ્લાંડ ઉપાડી ગયું છે. ફ્રાન્સ અને જર્મની દુધપાક (કળા, કૌશલ્ય) દબાવી બેઠા છે અને અમેરિકા લાડુ (ઉદ્યોગ, વેપાર) ઉડાવી ગયું છે. દાળ, શાક, ભાજી, કઢી (નિર્વાહના બીજા સર્વ સાધનો) પણ અન્ય લોકો ઉડાવી ગયા છે." હિંદને તો ખેતીરૂપ એક ખાજુ એક કોરાણે પડ્યું છે તે ઉપર ગુજરાન ચાલે છે અને તેથીજ હિંદનું માન છે તેના ઉપર પણ માંસાહારીઓનું છરી ખંજર ચાલી રહ્યું છે. હિંદમાં દરરોજ સાઠ હજાર પ્રાણી કપાય છે અને પારીસના કસાઈ હાઉસમાં નિત્ય ૧૨૦૦ ગાયો, ૧૦૦૦ વાછરડાં, બે હજાર બકરાં અને એક હજાર ડુક્કર નિત્ય કપાય છે. આ આંકડો કમકમાટ ઉપજાવનારો નથી શું ? પ્રિય સભ્યો જ્યાં સુધી આપણાં ખાતા ઉપર ચાંપતા પ્રજાએ લક્ષ તેને નિર્મૂળ કરવામાં ન આવે ત્યાં સુધી કૃષિ ઉત્તમ

નહીં અને જીવદયાનો હેતુ પણ સચવાય નહીં. તે પછી સંગીત કીર્તનમાં ભારત ભૂમિનો સંદેશો આધુનિક સ્થિતિ અને પડતીના કારણો અત્યુત્તમ છટાથી મધુર રાગરાગણીમાં હારમોનીઅમ, નરઘાં તાલ સુરથી કહી પ્રેક્ષકોના ચિત્તને પૂર્ણ રીતે વશ કર્યું હતું. આ સંગીત સાથેના સુંદર વ્યાખ્યાન માટે પ્રમુખ સાહેબ રા. કમળાશંકરભાઇએ પણ વારંવાર હાથમમાં વધારો કરી આપ્યો હતો.

અત્રે યતિ પ્રમાણવિજયજીએ પ્રસંગાનુરૂપ કેટલુંક જીવદયા પર વિવેચન કર્યું હતું.

રા. રા. મોતીલાલ છોટાલાલ વ્યાસ

જીવદયાનો વિષય મુનિ મહારાજ શ્રી રત્નવિજયજીએ ધાર્મિક દૃષ્ટિથી, મુનિ માણેકમુનિએ આર્થિક દૃષ્ટિથી, જ્યારે રેવાશંકરભાઇએ સંગીત સાથે દૃષ્ટાંતોથી ચર્ચ્યો છે. ઉત્તમ વ્યાખ્યાનો પછી મારું બોલવું અમૃતપાન પછી છાશ જેવું છે. હાલમાં અનાજ મોંઘું થયું છે. ઘી દૂધ કે છાશ મળતાં નથી. આવી સ્થિતિમાંથી બચવાનો ઉપાય પશુરક્ષા છે. પ્રજાનું શારીરિક અને માનસિક બળ જતું રહ્યું છે. આ સર્વ પશુ રક્ષાથી સુધરી શકે, આ કાર્ય માટે દેશના પંચો રાજા ધર્માચાર્ય મંડળો વગેરે તરફથી કાર્ય થવું જોઇએ. આ સંદેશો ઠામે ઠામે પહોંચાડવો જોઇએ.

ડો. દીનશા જીવાજી એદલ બહેરામ.

મંડળની પૂર્વ હકીકત દર્શાવતાં કહ્યું કે ૧૦ વર્ષ ઉપર અત્રેના જડજ દયારામ ગીડુમલના મતથી એને સ્થાપી હતી. વધો ૧૬ રા. રા. ગણપતરામભાઇ તથા મર્હુમ ખા. બ. બમનજી એદલજી મોદી એઓ મળી અમે શરૂઆતમાં ખૂબ ઉત્સાહથી કામ કર્યું. પાછળથી અમારો ઉત્સાહ ઓછો થયો. થોડાક સમયથી મેં સર્વ વ્યવસ્થા ભાઇ છોટુભાઇને સોંપી દીધી છે. આજે સવારે ભાઇ છોટુભાઇ મને નિમંત્રણ કહેવા આવ્યા, ત્યારે મને અત્રે આવવા પણ પૂરું મન નહતું પણ અત્રે આવી અપૂર્વ મેદની જોઇ મારો ઉત્સાહ ફરી જાગ્યો. આવી સભાઓ માંસાહારી પ્રજાના લત્તામાં કરાવવી જોઇએ. હરિદાસ રા. રેવાશંકરભાઇના કીર્તનથી મને એટલો સંતોષ થયો કે મારા ઢળેલા શરીર પર જાણે બરફ પડયું હોય! વીલાયતમાં આવી મંડળીઓ લોકોના આશ્રયને લીધે સારું કાર્ય કરે છે. અત્રે પણ તેવા પ્રયત્ન કર્યાથી દારૂ કે જે વાટે કરોડો રૂપીઆ જાય છે તે બચી શકે.

રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.

છેવટે પ્રમુખ તરીકે વિવેચન કરતાં જણાવ્યું કે વખત ઘણો થઇ ગયો છે, સર્વ ભાઇઓ કદાચ કંટાળ્યા હશે. જેથી હવે હું ઉપસંહાર રૂપેજ બોલીશ. અત્રે વ્યાખ્યાનો થયાં છે, તે સર્વમાં જુદી જુદી દૃષ્ટિથી જીવદયાનો વિચાર કર્યો છે એટલે મારે માટે ખાસ કહેવાનું કશું રહેતું નથી. દયા એ પ્રાણી માત્રનો કુદરતી સ્વભાવ છે કોઇ ઉપર આપણે ઉપકાર કરીએ તો તે સ્વાભાવિક રીતે આપણો ઋણી રહે, પશુ આપણા ઉપર અમૂલ્ય ઉપકાર કરે છે. વળી માણસના સ્વભાવનું બંધારણ તેના આહારપર છે. સાત્વિક આહારથી વૃત્તિઓ સાત્વિક થાય છે, અને તેથી મોક્ષ પ્રાપ્તિનો માર્ગ ખુલ્લો થાય છે. પશુ રક્ષાથી દેશની સ્થિતિ સુધરી શકે એમ છે. દારૂનું વ્યસન મૂકાવું કરાવવાની તેટલીજ જરૂર છે. બાળકો પણ તેના માતપિતાને જોઇ આવાં વ્યસનોમાં સપડાય છે. બાળક બહુધા સર્વ રીતે માતપિતાને મળતું હોય છે. શહેરમાં તેમજ અક્ષરો પણ બાપ દીકરાના મળતા હોય છે. ઘણાં રોગો પણ વંશપરંપરા ઉતરે છે છોકરાંને ઘરના સંસ્કાર સારા મળે તે માટે માતાઓને

કેળવવી જોઇએ. તેઓ કેળવવાથી ભવિષ્યની પ્રજા જલદી સુધરશે. હાલમાં પાંચ વરસે બાળક શાળામાં આવે છે, પણ તે પહેલાં તેનું ચારિત્ર તો ઘડાઇ ચુકેલું હોય છે, તેમજ પરિસ્થિતિની અસર તેની તેજ કાયમ રહે છે, માટે કન્યા કેળવણી માટે પણ સારૂ લક્ષ આપવાથી જલદી સ્થિતિમાં સુધારો થઇ શકશે. આવાં વ્યાખ્યાનો સંગીત સાથે જુદાં જુદાં લત્તાઓમાં ખાસ કરીને એવા લત્તાઓમાં થાય કે જ્યાં માંસાહારી તથા દારૂ પીનાર વર્ગ વધારે હોય, તો સારો ફાયદો થાય. આવી સંસ્થાને લોકોએ સારો આશ્રય આપવો ઘટે છે.

અંતે પ્રમુખનો આભાર માનતાં રા. રા. કલ્યાણજી વિઠલભાઇએ જણાવ્યું કે 'પ્રમુખની દરખાસ્ત કરનાર પણ પ્રમુખ સાહેબના શિષ્ય હતા, અને વ્યાખ્યાન કરનાર એક મુનિ તેમના શિષ્ય હતા, અને હું પણ એમનો શિષ્ય છું. અર્થાત પ્રમુખ સાહેબ ગુજરાતના જ્ઞાન ગુરૂ છે. આજની આ સભામાં અપૂર્વ હાજરી એમના મુબારક પગલાંથી છે. હિંદ ખેતીનો પ્રદેશ છે. એટલે અહીં પશુ વધ ન થવો જોઇએ. ભાઇ છોટુભાઇએ આપેલા આંકડા પ્રમાણે બીજા દેશો કરતાં આપણે ત્યાં પશુઓની સંખ્યા ઘણી ઓછી છે. પશુની શક્તિ પણ ઓછી છે. આવી સ્થિતિમાં પશુવધનો અટકાવ થવો જોઇએ. બાદ કેટલીક સ્વરાજ્ય સંબંધી ચર્ચા કરી સર્વેનો આભાર માનવાની દરખાસ્ત મૂકી હતી.

આ દરખાસ્તને રા. રતનચંદ ખીમચંદે ટેકો આપ્યો હતો.

છેવટે દરખાસ્તને વધુ ટેકો આપતાં રા. મૂળચંદ આસનદાસ કાપડીઆએ કહ્યું કે આ હૉલમાં આવી ભરપુર માણસોની હાજરીવાળી સભા હું પહેલીજ વાર જોઉં છું. આવા ઉત્તમ કામના કાર્યમાં સર્વેએ ઉલટથી ભાગ લીધો તે માટે આભાર માનવાની જરૂર છે. હવે પછી પણ જ્યારે જ્યારે આ મંડળ તરફથી જાહેર સભાઓ મળે ત્યારે સર્વે લોકો હાજરી આપી ઉત્સાહ વધારશો એવી આશા છે.

બાદ પ્રમુખ સાહેબે યથોચિત વિવેચન કરી સભા બરખાસ્ત કરી હતી.

સભાનું કામ રાત્રે નવ વાગે પૂર્ણ થયું હતું.

## નાથની સેવા

હરિગીત.

મુજ નાથ સહ જોગણ બની ભમતી હું દેશ વિદેશમાં,
માળા મહી મુજ નાથની, ફરતી ફકીરી વેશમાં;
અતિ પ્રેમથી પલ પલ જપું, શુભ નામ વ્હાલા નામનું,
મુજ દેહની શક્તિ અને, ઉર શાન્તિ એ સહુ નાથ છે,
હા હૃદયમાં મ્હારા સખિ ! પ્રિયનાથનો આવાસ છે;
ચાલી રહ્યો મુજ શ્વાસમાં, શુભ મંત્ર વ્હાલા નાથનો,
કે નાદ ઉર ગાજી રહ્યો મુજ સોહમ્ અનામિ નામનો.
સુખે હાસ્યમાં કે રૂદનમાં, કે આંસુડાંના પૂરમાં,
ઘટ ઘટ સખિ ! દર્શન થતાં, પ્રભુરૂપ મ્હારા નાથનાં;
વ્યવહાર ને પરમાર્થમાં, મુજ નાથની સાથે રહી,
તન-મન-ધન અર્પું બધું, મુજ નાથની સેવા મહીં.

"નલિની કાન્ત."

# અમલીયાને આમંત્રણ.

હરિગીત.

આ મંત્ર છે આ મંત્ર છે આ મંત્ર છે સહુ આવજો,
આહા! અમલીયા વીર સરવે સાથ મળી ને આવજો;
લાવજો સંગાથ આળસ છીંક ખાતા આવજો,
ઉતાર અંગ ઉપાંગ માંડી અમલ જંખતા આવજો. ૧.
આવજો ઉતાવળા અમને ઘણું દુઃખ થાય છે,
અમલ તણાં વિયોગથી અમ પ્રાણ સ્વર્ગે જાય છે;
[1]ડુંમણી વિના ટળવળી કરી દિલ દર્દ વધતું જાય છે,
છીંકુ બગાસા, લીંટથી નશનશો તુટી જાય છે. ૨.
જાક્ક કરતા સત્ય હરતા જૂઠું વદતા આવજો,
શોગન ખાતા સેંકડો, કુન્હા સમારી લાવજો;
તૈયાર ઘોળી અમલ કીધુ પ્રીતે પીતા આવજો.
મીઠી બજાર પર નજર નાખી હુક્કા સાથે લાવજો. ૩.
કપડાં મલીન અંગે ધરી જૂં ઓ વીણીને આવજો,
નાવા તણું લઇ નીમ અંગે મેલ લેતા આવજો;
નિદ્રા નહિ આવે જરાક પણ ઝોકા ખાતા આવજો,
પરસ્વેદની પરનાળથી દુર્ગંધ ફેલાતા આવજો; ૪.
આવજો સહુ આવજો સુસ્તાઇ સંગે લાવજો,
જોબન તણાં સહુ રંગ તજી ગદ્ધપણ સાથે લાવજો;
કુબળુ શરીર ગરદન ગળી, ચ્હેરો ફીકો લઇ આવજો,
આ જગતને જોવું નથી નેત્રો મીંચીને આવજો, ૫.
હુન્નર નથી ઉદ્યમ નથી મહેનત નથી ઝટ આવજો,
શાહુકાર ચરણે શીર નામી કરજ કરતા આવજો;
ગાળેલ કે. રોગુ લઇ મીઠાઇ ખાવા આવજો,
ગીરાશને જાતો કરી ધંધો છોડીને આવજો. ૬.
નિંદા કરે કોઇ અમલની તો દ્વેષ દિલે લાવજો,
ગુણો સુણાવી ગર્વથી પાછો હઠાવી આવજો;
અમલ અમલ મુખ ઓચરીને નામ જપતા આવજો,
અવગુણ સુણાવે કોઇ તો શ્રવણ મુંદીને આવજો. ૭.
ગોગી બનો ભોગી નહિ અવધૂત પંથી છો ખરા,
ધુત્રા નહિ અંગે ધરી પ્રિયા ગણી સહુથી જરા;
છો મસ્ત કેફ અફીણમાં ભોજન તજીને આવજો,
જો હોય સબળી ધીર તો આ મંડળીમાં આવજો. ૮.

રાજપુત બોર્ડીંગ ભાવનગર } ધીરસિંહ વ્હેરાભાઈ ગોહિલ.

---

૧ ડુંમણી—માપ કરતા ઓછુ અફીણ લેવું.




(૧)

એલ. એમ. એસ. પસાર કરીને જગદીશે મિત્રોને આગ્રહથી દિલ્હીમાં પોતાની ડૉક્ટરની દુકાન ખોલી. તેને પૈસાની એટલી બધી આવશ્યક્તા નહોતી પણ તેને ડૉક્ટરી વધુ પસન્દ હોવાથી પોતાની પ્રેક્ટિસ કરવા લાગ્યો સ્ટીફન્સ કોલેજ દિલ્હીમાંજ એણે એફ. એ પસાર કરી હતી અને તેથીજ સ્થાનીય મિત્રોના આગ્રહથી તેણે દિલ્હીમાં પોતાની પ્રેક્ટિસ ચાલુ કરી. જે ગૃહમાં તે વિદ્યાર્થી દશામાં રહ્યો હતો તેજ મકાન પોતાને રહેવાને માટે હાલ ભાડે રાખી લીધું મામા નર્મદાશંકર પણ જગદીશની સાથેજ રહેવા લાગ્યા. જગદીશની માતા સાવિત્રીદેવી ઘરનાં કામકાજ માટે અમ્બાલેજ રહી. તેને બીજી સર્વ બાબતનું સુખ હતું, ફક્ત જગદીશના તરફની તેને થોડીક ચિન્તા હતી. કારણકે જગદીશના વિવાહ બાર વર્ષની ઉમ્મરે કરવામાં આવ્યા હતા. બે વર્ષ પછી તે કન્યા મરણ પામી હતી. પછી એન્ટ્રન્સ પાસ કર્યાં સુધી બીજા વિવાહની વાત પણ કોઇએ કાઢી નહીં. એ વર્ષે જગદીશના પિતાનો સ્વર્ગવાસ થયો. બીજે વર્ષે માતાએ જગદીશને વિવાહ માટે કહ્યું પણ તેણે ના કહી ડૉક્ટરની પ્રેક્ટિસ શરૂ કરી તે વખતે જગદીશની ઉમ્મર ૨૪ વર્ષની હતી. પણ તેણે પોતાનો વિવાહ સમ્બન્ધીનો નિશ્ચય ફેરવ્યો નહીં. વૈદકીય વિષયનાં પુસ્તકો વાંચવાથી તેનામાંથી સરસતાનો લોપ થયો હતો. સાવિત્રીએ પોતાની ભાભીને લખ્યું હતું કે "જગદીશને કોઇ વિવાહ માટે ખુશી કરે તો એને માટે હું એક ઉત્તમ કન્યા શોધી કાઢું" ભાભીએ લખ્યું કે "એમનો લગ્ન કરવાનો મનોભાવ નથી."

(૨)

જગદીશ ધ્યાનપૂર્વક ડૉક્ટર સેમાર્ટનું નવું નીકળેલું "The medical–a physiological fact" નામક નિબન્ધ વાંચી રહ્યો હતો. એટલામાં ઉપર કંઇ ફટ ફટ અવાજ થયો. ઉપર જોતાંજ તેને માલુમ પડ્યું કે એક પિંજરમાંનો પોપટ વ્યર્થ સ્વાધીનતાને લીધે ઉડવાનો પ્રયાસ કરી રહ્યો હતો. અને સામેની છત પર એક યુવતી ખાલી પાંજરું લઇ ઉદ્વેગથી ઉભી રહી હતી. ઝટ બારણું બંધ કરી જગદીશે પોપટને પકડી લીધો. પકડીને તેને તેના માલીકને આપવા માટે જગદીશ માળ પરથી ઉતરી નીચે આવ્યો. સામેનાં ઘરનું દ્વાર ખખડાવતાં એક વૃદ્ધે દ્વાર ઉઘાડ્યું. તેને જોઇને જગદીશે કહ્યું "રામ કાકા તમે આ ઘરમાં રહો છો? મને તો ખબર પણ નહોતી. તમારે ત્યાંથી આ પોપટ ઉડી આવ્યો છે તે લ્યો."

રામકાકા—"કોણ જગદીશ? હવે તો ડૉક્ટર જગદીશ બની ગયો. ઇન્દુનો પોપટ હશે."

ઇન્દુ ઉપરથી ઉતરી પોપટ લેવા નીચે આવી જગદીશે આશ્ચર્યથી ઇન્દુને નીહાળી શું તેજ આ ઇન્દુ છે કે જે વિદ્યાર્થી દશામાં જગદીશનાં મકાનમાં આવીને રમ્યા કરતી હતી!

(૩)

રામકાકા મશ્રી, મોટોહોઝો અને આખા મહોલ્લાના કાકા હતા. હુક્કો ભરીને સવારથી તે દશ વાગ્યા સુધી ગલીને નાકે બેસી રહેવું અને આવતા-જતા દરેક ને "જય શ્રી રામકૃષ્ણની જય" એમ કહેવું એ એમનું કામ હતું.

જગદીશ જેવો વિનીત ભક્ત મળતાંજ કાકા જગદીશના ડીસ્પેન્સરીમાં આવી બેસવા લાગ્યા. રામકાકાને 'રામકૃષ્ણનીજય' સિવાય આ સંસારમાંનાં ત્રણ મનુષ્યની વાત આવડતી હતી એક તો ઇન્દુની માતા દ્રૌપદીની, બીજી ઇન્દુના પિતા હર્ષવર્ધનની અને ત્રીજી ઇન્દુની. એ સર્વમાં પણ ઇન્દુની કથા તે વધારે કહ્યા કરતો હતો. લખે છે કેવું, વાંચે છે કેવું સીવે છે કેવું, રસોઇ કેવી બનાવે છે. ચિત્રો કેવાં ચિત્રે છે, વીગેરે બાબત એક એક વાત રામકાકાના મુખથી કદી પૂરીજ થતી નહોતી શરીર વિજ્ઞાનની, નાડી અને સ્નાયુની, ખુશ્કો દોરી દઇ જગદીશને રામકાકાની પુનઃ પુનઃ કહેલી વાત કોણ જાણે શા કારણથી રુચતી હતી.

(૪)

એક દિવસ રામ કાકાના પગમાં વાગ" વાગ્યા તે જગદીશની ડીસ્પેન્સરીમાં આવી શ- ક્યો નહીં. ત્રીજે દિવસે બીમાર જોઇ ચાર કામ ચાલી જગદીશ રામકાકાનાં મકાનમાં ગયો. જઇને કહ્યું " રામકાકા !"

ઇન્દુની માતાએ કહ્યું "આવો જગદીશ, અંદર આવવામાં શરમ શું છે ? તમે ઘરનાં જાણ્યા બરોબર છો. ગઇ કાલે કાકાના પગમાં વાગ્યું છે."

જગદીશે કહ્યું " ચાલો, હું જોઉં."

અંદર જતાં કાકાએ કહ્યું "આવો આવો જગદીશ, હું ક્યારનો તમારી રાહ જોઇ રહ્યો છું મેં સવારે એ વાત દ્રૌપદીને કહી હતી પણ દ્રૌપદીએ કહ્યું કે એ ડોક્ટર છે શું કને......"

વચમાંજ દ્રૌપદીએ જણાવ્યું " ગરમ કરીને હળદર ચુનો તો બાંધી દીધો છે; આરામ થઇ જશે. નાહક એને તસદી આપવાથી શો ફાયદો છે ?"

જગદીશે કહ્યું " મને સવારેજ બોલાવવો હતો ને ! ચાલો હશે, હવે પટી ખોલો એટલે જોઇ લઉં."

પગ સારી રીતે જોઇને જગદીશે કહ્યું " હું તમને એક 'લોશન' આપીશ તેને સારી રીતે બાંધી દેજો. બે ત્રણ દિવસમાં આરામ થઇ જશે.

કાકાએ જગદીશને ઇન્દુએ પટી મારી દવા લગાવી, શેક કર્યો વીગેરે હકીકત પૂર્ણ વિસ્તારથી સંભળાવી, અને અન્તે કહ્યું "મારી લક્ષ્મી રાણીને કોઇ એવોજ રાજા વર મળે તો મારી સર્વ આશા પુરી થાય."

(૫)

સાંજના વખતે છત પરનાં કુંડાંમાં પાણી સીંચતી ઇન્દુને જોઇ જગદીશે વિચાર કર્યો કે ખરેખર ઇન્દુ ગુણવતી તો છે. વળી તેને લાગ્યું કે ગુણવતી છે તેમ તે સુન્દર સ્વરૂપ- વાન પણ છે. અને તે સાથે એવો પણ તરંગ આવ્યો કે એનાં લગ્ન કોની સાથે થશે ? એ વિચાર આવતાં તેનું હૃદય ધડકવા લાગ્યું. કોઇ સ્વરૂપવાન હોય અને કોઇ કુરૂપવાન હોય પણ લગ્ન તો સર્વને કરવાં પડે–એ કેવી ખરાબ વાત છે.

ત્રીજે દિવસે રામકાકાના પગને આરામ થઇ ગયો એટલે જગદીશ તેને ઘેર ગયો. જગદીશને ખુરશી પર બેસાડી કાકાએ કહ્યું કે "હવે તો એમ ઇચ્છા થાય છે કે એક દિન જગદીશને આમંત્રણ કરૂં !"

જગદીશે કહ્યું તેને માટે મને કોઇ જાતનો વાંધો નથી પણ શરત એટલી કે કોઇ પણ જાતનો આડમ્બર હોવો જોઇએ નહીં.

ઇન્દુની માતાએ કહ્યું આડંબર શાનો ? આ ઘરમાં જે દાળ રોટલી છે તેજ ખાનશો ?

થયો ત્યારે તે સંતોષ ભરી દૃષ્ટિએ ઇન્દુને નીરખતો હતો. માતાએ વિચાર્યું કે હવે પુત્ર વધુને તેનાં પીયર મોકલવી જોઇએ. બીજે દિવસે તેને દિલ્લી મોકલી દીધી. જગદીશને હવે તદ્દન આરામ થઇ ગયો છે.

(૮)

જગદીશની બીમારીની હકીકત સાંભળી ઇન્દુની માતા દ્રૌપદી આકુળવ્યાકુળ થઇ રહી હતી, ઇન્દુને આવતાંજ તેને ગુડગામની દેવીની પૂજા કરવાનું કહ્યું. બીજેજ દિવસે રામકાકા સાથે ઇન્દુ દેવીની પૂજા કરવા ગઇ.

પૂજા કરીને બહાર નીકળી તેણે કેટલાક કંગાલોને પૈસા વ્હેંચ્યા. ઇન્દુને એક કંગાલ બ્રાહ્મણે પેટ બતાવીને કહ્યું 'હું ત્રણ દિવસનો ભૂખ્યો છું એક પૈસાથી શું થશે?' ઇન્દુની પાસે બીજા પૈસા નહોતા પોતાની મા પાસે પૈસા લેવા ગઇ. કંગાલે જાણ્યું કે વગર આપે એ જાય છે. તેણે કહ્યું "હું બ્રાહ્મણ છું તું મને પૈસા નહીં આપે તો તારો નાશ..."

દ્રૌપદીએ પાછું ફરીને જોયું. પણ એક પળમાં કંગાળ કોણ જાણે કયાંયે જતો રહ્યો બહુ શોધ્યો પણ ન મળયો. સર્વેને ઘણું આશ્ચર્ય લાગ્યું.

(૯)

બીજે દિવસે તેજ કંગાલ ટોપી તથા પહેરણ પહેરી રામ કાકાની પાસે આવ્યો. 'જય રામ કૃષ્ણ' કહીને તેણે કાકાની ચલમમાંથી બે દમ લીધા. નવો સાથી મળવાની સાથેજ કાકાએ તેને વિસ્તારથી ઇન્દુ અને દ્રૌપદીની કથા સંભળાવી, અને તેની સાથે તેના અને જગદીશના વિવાહની હકીકત પણ સંભળાવી દીધી, કંગાલે કહ્યું " ચાલો, મારે દ્રૌપદી ભાભીને મળવું છે. "

કાકાએ કહ્યું " દ્રૌપદી તમારી ભાભી થાય ? " તેણે કહ્યું " હા. "

અંદર જતાંજ તેની સુરત જોઇને ઇન્દુ અવાક થઇ ગઇ. દ્રૌપદીએ કહ્યું " તમે અહીં કયાંથી ? "

તેણે કહ્યું-"આજ દશ વર્ષે મેં તમને જોયાં ભાભી ! મહારાણી ભગવતીના ચર્ણ પકડી હું દરવાજામાં પડયો હતો તેણે તમને મેળવી આપ્યાં ! ઇન્દુના લગ્ન કર્યાં, રાજા જમાઈ મળ્યો, સર્વે સારાં વાનાં થયાં મારે જરા તમારી સાથે એકાંતમાં બે વાત કરવી છે, પછી હું ચાલ્યો જઇશ."

રામકાકા ત્યાંથી બહાર ચાલ્યા ગયા. ઇન્દુ અંદર ચાલી ગઇ. કંગાલે કહ્યું "ભાભી ! ઇન્દુના વિવાહ તો તે દોઢ વર્ષની હતી ત્યારે કરી નાંખ્યા હતા હવે બીજાં લગ્ન તમે શા માટે કર્યાં ? રામરતનની ઉમ્મર અત્યારે ૮૦ વર્ષની છે અને તે જીવતો છે. જો એ વાત જાહેરમાં ન આણવી હોય તો મને ૫૦૦) પાંચસો રૂપીઆ આપી દો, કે ભીખ માગવી મટી જાય."

ઇન્દુના કાનમાં આ વાતનો સ્વર અથડાયો. તે બેહોશ થઇ ગઇ અને વૃક્ષ ઉપરથી ફળ તૂટી પડે તેમ તે જમીન ઉપર પટકાઇ પડી. તેની માતા ત્યાં દોડી આવી, અને બૂમ મારી ઉઠી કે 'મારી પુત્રીને મારી નાંખીરે !"

(૧૦)

કંગાલ બ્રાહ્મણને ૫૦૦) રૂપીઆ આપી રવાના કરી દીધો એટલે ઇન્દુ શુદ્ધિ ઉપર આવી, અને તેણે કહ્યું "મા ! મારાથી આ વાત તેં શા માટે છૂપાવી ?"

"માએ કહ્યું—"હું તો એને લગ્ન સમજતી નથી. તું દોઢ વર્ષની હતી. તારા પિતા અને આ ઘનશ્યામ રાતના દશ વાગે તને સુતેલી ઉંચકી લઇ ગયા હતા, અને બે કલાકમાં તને પાછી આણી હતી. ઘનશ્યામે કહ્યું કે એનાં લગ્ન થઇ ગયાં છે. હું ઘણું રડી ત્યારે એણે કહ્યું કે જ્યાં લગ્ન થયાં છે

# ભોળીચારાજનો ભડભડાટ.

જ્યારે કુદરતની ખુબ હય, વેસો દેવે બતાય,
વાંકો ખુરો ન માનીએ, અવર કહાં સેલાય.

કહેજે નબળો ધણી રાણુપર ચરો ! એટલે શું? એટલેએજ કે બહારમાં બાયલો પણ ઘરમાં વાઘ ! બીજાની સામે નામર્દ પણ બૈયરીની સામે મર્દ ! ! કહેવાની મતલબ એજ કે બહારથી ગુસ્સે થઇ આવે તે બૈયરીનાં હાડકાં ભાંગે-ખુરદો કરે ! બલ્કે ખોખરી કરે અને ગુસ્સો ઉતારે ! શું મર્દાઇ ? ! એવી મર્દાઇની મહેમાનગીરી દાખવતો આ એક હજામભાઇનો દ્રષ્ટાંત સુનો તો સહી ! દિમાગ તરબતર થસે ! કલેજું થંડું થસે ! મન મલિનતા તજસે ! દિલચારાપણાને હઠાવસે ! ! હા ! હા ! હા ! હા હા હા ! યારો ! આ પણ એક વિંટી બતાવવાની તાલાવેલીમાં ઝુંપડી જલાવેલી ! તેવાજ એક હજામભાઇનો અનૂપમ દ્રષ્ટાંત ! ! "સમજ્યા કે યારો મેરા કથન" કેમરે અલ્યા ભોળીયાત ને વળી આ શું ઝોળ લાગ્યું ? આજે તો આમ કહ્યું ને પછી તો "કોઇ દેખાજી મારો મેરી મહબુબ !" નાના એમ તે કંઇ હોય એ તો મેંજ જોએલી ને જાણેલી પછી તેમાં કોઇને પૂછવાનુંજ શું હોય ? ! હમ્બ અતતારીની કહાં કાં ચાલ્યા ? વાડમાં કે ઝાડમાં ? નાળામાં ગટરમાં ! જ્યાં જવાય ત્યાંજ તો ભલા ! લ્યો ત્યારે આપણું દ્રષ્ટાંત કે.હિનુર આગળ ચલનેદો જનાબ ! ! ! "લ્યો સુનોજી યારો આ અજબ કથન ! ! !"

x x x

મારો બેટો નાથીઓ કોઇ વાતમાં પાછળ પડે એમ નહી હતો ! તેને તો સોકો ઘોડે ચડે ! મોટરે ચડે ! ટીચકી (સાઇકલે) ચડે કે પડે ? ભલે જેમ હોય તેમ ! પણ ચડવાનું જોઇતું હતું ! કારણ કે હજામત કરવા જવા ગામે બે ગામે ચાલતું—ટાંટીઆ ઘસડતાં જવું પડતું હતું. આખરે તે કંઇજ વાહન નહી મલવાથી કુંભારનાં ગધેડાં ઉપર ચડી જવાનો વિચાર કરતો હતો, એવામાં એક દહાડો તે કાકા પેસ્તનજીને ત્યાં હજામત બનાવવા ગયો. હજામત બનાવતાં નાથીઆની મંઝાર નયનો સીકલાં પર ગોઠવેલાં "કોરાં" ઉપર પડી, એટલે જેમ ઉંદર પર બિલાડી તરાપ મારે તેમ તેણે તે કોરાંને ઘોડીનું ઇંડું સમજી પેસ્તનજી કાકા પાસે પડાવવાની બાજી રચી ! જ્યારે હજામત બની રહી ત્યારે કાકાપેસ્તનજીએ પૈસા ખનનન ખનનન ખનખનાવવા માંડયા એટલે નાથીઆએ કહ્યું "કાકા મારા ગરીબનું કહ્યું માનો તો એક વાત કહું." ત્યારે પેસ્તનજીએ કહ્યું ભલે ભાઇ .ભલે તું ગરિબ—તવંગરનું કહ્યું હું જરૂર માનીસ ! ત્યારે નાથીઆએ કહ્યું. "જુઓ પેલું સીકા ઉપર જે ઘોડીનું ઇંડું ગોઠવેલું છે તે મને આપો એટલે બસ ! તેના બદલામાં હું એક વરસ દિવસ સુધી તમારી પાસે હજામતના પૈસા પણ નહી લઉ ! અને જીંદગીભર આપનો મોટો ઉપકારવસ થઇ રહીશ ! ! કાકા પેસ્તનજી જાતે પારસીભાઇ એટલે તેને એવા ઊંધા ભેદ-ભરમમાં સમજતા વાર લાગે એમ ન હતું તેથી કહ્યું કે "વારી જાઉરે...... ! !" ચાલ લઇજા મેરા નાથીઆ ! ઊડાવ ! અરે માંગ્યું માંગ્યુને ઘોડીનું ઇંડું બકરીનું લીંડું માંગ્યું હોત તો તેપનબી આપી સકતે ! ! લઇજા ઇંડું અને એમાંથી જે ઘોડો થાય તેપર બેસી મારે ત્યાં કદરાક ટરાક કરતો હજામત બનાવવા આવજે ! ! ચલજા બેટા તેરા ઔર મેરા બેપાર ! ! !

* * *

હોસનો ભર્યો ! રાજીરાજી થતો ! લકડીના ઘોડા કુદાવતો ! નાથીઓ ઇંડું લઇ

ચાલ્યો ! એવામાં ખેતરાડીમાં તે દીસા જવાનો થયો એટલે વાડની જાળમાં કોરૂં (કે ઘડુ?) બાજુએ મુકી કુદરતી હાજતને આધીન બન્યો ! ! એવામાં વાંસની જાળમાં ભરાઇ રહેલું સસલું નાથીઆના ખડખડાટથી ચોંકીને નાઠું જેવું સસલું નાઠું કે નાથીઓ સમજ્યો કે મારૂં ઘડું વિઆયું અને ઘોડું નાઠું ! કે તુર્તજ સસલું ( કે ઘોડું ? ) ની પાછળ નાથીઆએ દોડવું બલ્કે રન કરવું ચાલુ કીધું અને તે દોડવામાં એટલો અંધ બની ગયો કે ખેતરોમાંના ખુંપરા, કાંટા, તેને કંઈજ નડ્યા નહી ! દોડતાં દોડતાં તેને દમ ભરાઇ આવ્યો પણ ને સસલું પણ મનથી માનેલું ઘોડું હાથ આવ્યું નહી ! ન્યાખરે લાચારીએ તેની પાછળ દોડવું છોડી ઘર તરફનો રસ્તો પકડયો ! અને ઘેર આવી હજામ ધણીઆણી બાઇ નાથીને પોતાના ઘોડાનો સર્વ વૃતાંત કહી સંભળાવ્યો ! એટલે બાઇ નાથીએ તરત છણકાઇ ! જરાક લચકાઇ ! લગરીક મચકાઇ ! અને નખરાંબર નરકોરૂં ફુલાવતાં કહ્યું "તમે કેવા છો ? દિશા જવા શું કરવા બેઠા ! સીધા દોર કેયે પણ શૌચ્યા વિના ઘર તરફ ચાલ્યા આવતે ને ! ! અરે ! રામ ! જો એ ઘોડીનું ઈંડું અહીં લાવ્યા હતે, અને અહીંજ જો વિઆયુ હોતે તો ! મારે રોજીંદા ચાલતાં છાશ લેવા જવાની જે મુશ્કેલી છે તેટલી તો ખરી ટળી જતે ! ! તમે તે કેવા... ક મનખ છો ? શું આટલીએ અખલ (અકકલ) ન પહોંચી ! તમારા કરતાં તો અમારી અખલ સારી ! "અહો જોઇ લ્યો જરા નાથીનો રણકાર !

× × ×

આ રણકાર સાંભળી નાથીઆનું પાકી આવ્યું અને ગુસ્સામાં આવી જઇ તેણે બાઇ નાથીનો વાંસો જે કેટલાક દહાડા થયાં ખોખરો થવાનો બાકી હતો તે પુરેપુરો ઢીલો કરી નાંખ્યો, અને રાંડ એટલાં કુમળાં ઘોડાં ઉપર બેસવા સારૂ તૈયાર થઇ ? શું તે કુમળી કેળ તુટી ન જાય કે ? એવી રીતે કંટાળેલા હજામભાઇએ બાઇ નાથીના ઉપર પોતાનો ગુસ્સો ઉતાર્યો ! ? એવામાં એ ધણી ધણીઆણીનો ટંટો એક માણસ સાંભળતો હતો તેણે અલ્યા નાથીઆ તારા ઘોડાએ તો તો મારૂં આખું ખેતર નાશ કીધું !! તેનું શું ?!! જા દોડ તેને પકડી લાવ ! અરે ભાઇ મશ્કરી શું કરો છો ? તે સસરૂં ઘોડું શું ને તમારૂં ખેતર શું મગારયું ? ત્યારે તેણે કહ્યું જે મુર્ખા સસરૂં ઘોડું નહી પણ સસરૂં સસલું હશે ! ! ! હાં ઉંહ ક્રિહ તમારી વાત ચોકક્સ ! ઘોડીનું તે કેવું ઈંડું હોતું હશે ? નાથીઆના દરવાજા ખુલ્યા ! ! આ પણ એક મોજું કે બલા ? ! ! વાંચક તું ગણે તે ભલા ! ! !

ભોળીયારાજ.



# દીન દરવેશનું સંક્ષિપ્ત ચરિત્ર.

(લખનાર—ધીરજ. બરવાળા)

જે વીર પ્રસવિની મેવાડ ભૂમિના પ્રસિદ્ધ વીરોની અનેક ગાથાઓ આજ સર્વત્ર હર્ષથી ગવાય છે; તેજ ભૂમિના એક વિરક્ત મહાત્માના સંક્ષિપ્ત પરિચય વાચકોને અત્ર સાદર કરવામાં આવે છે.

વીર ભૂમિ મેવાડના અનેક ક્ષત્રિય વીરોના પરાક્રમો ઇતિહાસમાં મોજુદ છે કાવ્યોએ—લેખકોએ તેમના વીરોચિતના યશોગાન ગાયાં છે આજ એવાં રણગીતને બદલે વૈરાગ્યની શાન્તિ રસદ્યોતક કથા અહીં આળખવામાં આવે છે.

ઉક્ત મહાત્મા દીન દરવેશના નામથી પ્રસિદ્ધ હતા. ચિતોડથી ઉદયપુર જતાં રસ્તામાં જે ખેમલી નામક સ્ટેશન આવે છે, તેની પાસે ગુડલી નામના ગામમાં તેમનો જન્મ

થયો હતો. તેમના જન્મની તિથિ કે સંવતની તેમજ તેમનાં માતા—પિતાની કાંઇ પણ માહિતી મળતી નથી. પરંતુ તેમની કવિતાઓ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે વિક્રમની ઓગણીસમી શતાબ્દિના મધ્ય સમયમાં તેઓ વિદ્યમાન હતા. તેમની જ્ઞાતિના સંબંધમાં પણ જુદાં જુદાં અનુમાનો છે. કોઇ કહે છે કે તેઓ લુહાર હતા અને ક્ષત્રિયના જેવો પહેરવેશ રાખતા તેમનું તત્કાલિન ચિત્ર જોતાં તો તેઓનું ક્ષત્રિયત્ત્વ પ્રતિત થાય છે. તેમનો એક હાથ કોઇએ કાપી નાંખ્યો હતો; જેના સંબંધમાં બે ઘટનાઓ પ્રસિદ્ધ છે. (૧) કોઇ કહે છે કે રાત્રીમાં તેઓ ભર ઉંઘમાં હતા ત્યારે હાથે મૂલ્યવાન બાજુબંધ કડાં, વીંટીઓ વગેરે આભરણો જોઇ ચોર લોકોએ તેમને ગામના ઠાકોર સમક્ષ ઘરેણાં મેળવવા માટે હાથજ કાપી નાંખ્યો હતો. વળી (૨) કોઇ કહે છે કે એક અશ્વ વેચનારો માણસ પોતાના ઘોડા વેચવા તે ગામમાં આવ્યો હતો. તેનો એક ઘોડો કોઇ સરદાર ખરિદવા ઇચ્છતો હતો; પણ ઘોડામાં કાંઇક દૂષણ હતું. કે જે દૂષણ તે મહાત્માએ ખરિદનારને દેખાડી દીધું. એથી તે સરદારે ઘોડો લીધો નહિ. પાછળથી એ કારણને લીધે તે સોદાગરે ક્રોધે ભરાઇ રાતમાં તેમનો હાથ કાપી નાંખ્યો હતો.

કહેવાય છે કે મહાત્માજીનાં માતા પિતા તેમને છેક બાળક અવસ્થામાં છોડી પરલોકવાસી થઇ ગયાં હતાં. તેમનું પાલનપોષણ તેમના જ્યેષ્ઠ ભ્રાતાએ કર્યું હતું; કિન્તુ તે પણ કેટલાક દિવસ પછી તેમને ઘર આગળ એકલા મૂકી તીર્થાટન માટે ચાલ્યો ગયો. ઘણા દિવસ થયા તોપણ તે પાછો ન આવ્યો ત્યારે ન્હાનાભાઇ તેને ખોળવા માટે નીકળી પડયા. હજુ તેઓ પોતાના ગામથી બહુ દૂર નહોતા ગયા એટલામાં માર્ગમાં ગઢબોર ગામની નજીક એક જાલોરી મુસલમાન થાણદારની સાથે મેળાપ થયો. તે થાણદારે તેમને પોતાને ભોજન કરાવવા ઇચ્છા કરી; મહાત્માએ ભોજન કર્યું નહિ તેથી થાણદારની તેમના ઉપર વિશેષ શ્રદ્ધા ચોંટી અને તેણે તેમને પોતાને ઘેર રાખી પૃથક્ ખાવા પીવાનો પ્રબંધ કરી દીધો. અહીં મહાત્માશ્રીએ શાલિહોત્ર તથા અશ્વ રોહણનું જ્ઞાન પ્રાપ્ત કર્યું.

કેટલાંક વર્ષ એ પ્રમાણે ત્યાં રહીને પછી તેઓ તીર્થ કરવા ચાલ્યા. જ્યારે તે ભગવાન એકલિંગ મહાદેવજીના સ્થાનપર પહોંચ્યા ત્યારે ત્યાં એક વિરાગી મહાત્મા સાથે તેમનો મેળાપ થયો. તે મહાત્માશ્રીએ આપણા ચરિત્ર નાયક ચિત્તમાં બ્રહ્મજ્ઞાનનો પ્રાદુર્ભાવ ઉત્પન્ન કર્યો; જેથી તેઓ તેમાંજ નિમગ્ન રહેવા લાગ્યા.

તદુપરાન્ત તત્કાલીન સિરોહીના મહારાજા સાથે તેનો મેળાપ થયો. તેઓ તેમને બહુ આગ્રહપૂર્વક પોતાની રાજધાનીમાં લઇ ગયા. ત્યાં તેઓ બ્રહ્મચિંતનમાં લીન રહેવા લાગ્યા; પરંતુ જ્યારે મહારાજાના સ્વર્ગારોહણ પાછળ લોકોને મહાત્માશ્રીનાં આચારણ ઉપર વૃથા સંદેહ થવા લાગ્યો ત્યારે તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા. પુનઃ કોઇ સ્થાન ઉપર તેઓ સ્થાયી થઇને રહ્યા નહિ; સદૈવ ફરતાજ રહ્યા. કદી કદી ઉદયપુરમાં પણ તેઓ આવતા ને રહેતા હતાં.

તેમના ધાર્મિક વિચારો બહુ ઉદાર હતા. તેઓ હિન્દુ મુસલમાનોના ભેદ ભાવને માનતા નહોતા. એકવાર તેમની પાસે એક કવિ આવ્યો. પોતે તેને પોતાના એક હાથનું વર્ણન કરવા કહ્યું ત્યારે તેણે નિમ્ન પદ ઉચ્ચાર્યું

दोय कर ध्यातो दीन–तौ तौ कर दोय होते।
एक कर ध्यायो दीन–ताते तो कर एक है।

લોકોની એવી માન્યતા હતી કે તેઓ કબિરદાસનો અવતાર હતા. તેથી હિન્દુ મુસલમાન બન્ને તેમને માનતા હતા. એકવાર તેઓ વાગડ પ્રાંતના કોઇ ઠાકોરને ત્યાં રહ્યા હતા. વાતચીતમાં તેમને કોઇ હિન્દુની મટકીનો સ્પર્શ થઇ ગયો, તેથી તેને ફોડી નાંખવા માટે ઉક્ત ઠાકોરે સંકેત કર્યો અને એક ઉંચા પર્વત ઉપરથી તેને ફેંકતા છતાં તે ફુટી નહિ ત્યારે પોતે નિમ્ન પદ ગાયું:—

तुम राखी मटकी सांई–तुम राखी मटकी ॥
हिन्दु मुसलमान जानि आन अटकी ।
तीन भव तें डारि दीन्ही नेक नाहिं तटकी ॥
तुम राखी मटकी सांई ॥ तुम०

કહે છે કે તેમની કવિત્વશક્તિ પણ વિલક્ષણ હતી. પ્રાયઃ સાધારણ વાતો પણ તેઓ કવિતામાંજ કર્યા કરતા હતા. એકવાર ગુજરાત પ્રાંતની ઉત્તરે આવેલા આરાસુર અંબાજી મંદિરમાં તેઓ દર્શન કરવા ગયા હતા. ત્યાં તેઓ માતાજીનાં દર્શન કરી ભક્તિરસમાં એટલા તલ્લીન થઇ ગયા કે તેમના મુખમાંથી નિમ્ન લિખિત પદ નીકળી ગયું:—

सुन माता अम्बे आद्यारासे
समने वाचा दी थी परमाते
संवत अठारह चौत्रिशानावर्षे
मोपै कृपाकरी बनी हरषे
भादरवा सुद सातम दिने
शामव मिल्या साचे मने

આ ઉપરથી વિક્રમાબ્દ ઓગણીશમી સદીના મધ્ય ભાગમાં તેમનું હોવું સિદ્ધ થાય છે તેમણે કવિતા તથા પદોમા ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય આદિના ૭ ગ્રન્થો રચ્યા છે. જેમના નામ આ પ્રમાણે છે (૧) ભજનભંડાર (૨) તત્વસાર (૩) સર્વાંગસાર (૪) ભ્રમતોડ (૫) રાજ ચેતાવની (૬) હરિરસ.

આ સર્વ ગ્રંથો પ્રાયઃ હસ્તલિખિતજ મળી આવે છે તેઓ હિન્દી, મેવાડી તથા ગુજરાતી ભાષામાં કવિતા કરતા હતાં. તેમની કવિતાનો એક નમુનો નીચે આપવામાં આવે છે.

राजा राणा रावकी अपने परवा नाहिं
परवा थी पन्नगकी सो पाया घटमांहिं
सो पाया घट मांहि पट्ट तकिया ना बन्दू
बरूँ न चेला कोय, अकेला रहू अनन्दू
कहै दीन दरवेश निरंजन खुब निराजा
अपने परवा नाहिं राव राणाको राजा ।१।

रोटी चद्दर चाहिये, कहा दामसे काम
वो ही दीन फकीर है, मनै निरंजन नाम
मनै निरंजन नाम, मल सागरमें झूलै
निन्दै बन्दै नाहिं, नाहीं कुम्हलाय न फूलै
कहै दीन दरवेश खरी कहवै ना खोटी
कहा दामसे काम चाहिये चद्दर रोटी ।२।

ઉપરના કુંડળીઆથી આપણા ચરિત્રનાયકની નૈસર્ગિક પ્રતિભા, નવા નવા ઉન્મેષવાળી પ્રસાદનું પ્રાધાન્ય ભોગવતી કવિતા શૈલી અને નિષ્કપટતા–ઋષિ હૃદયને સુલભ નિસ્પૃહતા વગેરેનો સારી રીતે પરિચય થાય છે. મહાત્માઓ અને તેમાંએ કવિ–ઉન્મત્ત મહાત્માઓ સ્વતંત્ર પ્રકૃતિના હોય છે; તે મુજબ દરવેશ પણ પરમ સ્વતંત્ર પ્રકૃતિના પુરૂષ હતા. સંસારની લાલચ કે મોહની તેમને ગંધ પણ નહોતી. બીજા મહાત્માઓની પેઠે તેઓ આશ્રમ બાંધીને બેઠા નહોતા તેમણે કોઇ ખાસ સંપ્રદાય

સ્થાપ્યો નથી અને તેથીજ તેમનું કોઇ સ્થાન પ્રસિદ્ધ નથી. બીજા ધર્મગુરૂઓની પેઠે ચેલાઓના કાન ફુંકીને ધન સંગ્રહ કરવાનો માર્ગ તેમણે પસંદ કર્યો નહોતો. શિષ્યાઓ પાસે ચરણું સેવા કરાવવાની કે જુદાં જુદાં મિષ્ટાન્ન આરોગવાની પ્રથા ઉપર તેમને તિરસ્કાર હતો. તેઓ એક ખરા નિષ્કામ બ્રહ્મયોગી કવિ હતા. તેમની કવિતાઓમાં હૃદયનો સ્વતંત્ર તનમનાટ દૃષ્ટિગોચર થાય છે.

મેવાડ પ્રાંતમાં તેમજ તેની આસપાસનાં ગામડાઓમાં એ મહાત્માના અનેક અનુયાયીઓ-ભક્તો મળી આવે છે. હિન્દુ તથા મુસલમાન તેમને એક સરખી રીતે માને છે. જે મુસલમાનો તેમના શિષ્યો છે; તેઓ મદિરા-માંસનું સેવન કરતા નથી. દરવેશ મહાત્માનાં રચેલાં ભજનો તથા કવિતાઓનું એ તરફ સારૂં માન છે.

તેમના મૃત્યુસમયના સંબંધમાં એક બીજી ઘટના કોઇ કોઇ ઠેકાણે પ્રસિદ્ધ છે. કહે છે કે મત્યુ પહેલાં તેમના શરીરમાં કીડા પડી ગયા હતા! અંતિમ વખતે કેટલાક રાજા મહારાજાઓ તેમની પાસે બેઠા હતા. તેઓ જ્યારે તેમના શરીરમાંથી કીડાઓ પકડી પકડીને બહાર ફેંકી દેતા હતા ત્યારે પોતે તે કીડાઓને પકડી પાછા પોતાના શરીરમાં મૂકતા હતા. એક રાજાએ જ્યારે એમ કરવાનું કારણ પૂછ્યું કે-' આપ આમ ફોગટ શ્રમ શા માટે કરો છો ?' ત્યારે મહાત્માશ્રીએ ગંભીર હાસ્ય કરીને કહ્યું-' આ સર્વ મારા પૂર્વ જન્મનાં કર્મોનું ફળ છે. આ જીવોનો હું ઋણી હતો અને તેથી તેમને પકડી પકડીને મારા શરીરમાં એટલાજ માટે દાખલ કરૂં છું કે કાંઇપણ ઋણ બાકી રહી જતું હોય તો તે પુરૂં થઇ જાય !" ધન્ય! મહાત્મા શ્રી! તમારા ઉદાત્ત વિચારોને ધન્ય છે!

કવિત્વની સાથે આચાર-વિચારમાં ઉત્કૃષ્ટતા હોય તેજ ખરો કવિ છે. કવિયો જગતના ગુરુ છે, તેથી તેનું અંતઃકરણ વિકાર માત્રથી મુક્ત હોવું જોઇએ. બાકી તો સ્વ. કેશવલાલ લખે છે તેમ—

હોઠે હરિ આવે નહિ, હૃદય વિષે નહિ રામ
જૂઠાં જોડે જોડકાં એ કવિનું શું કામ?
પાપી પામર લોકનાં વર્ણન કરે અપાર
કવિત્વને કાળું કરે એ કવિને ધિક્કાર!
નરનારીનાં અંગ કે તેનો વિવિધ વિહાર
એમાં મન જેનું રમે તે કવિને ધિક્કાર!
ઇશ્વરને વિષયી કરે જેવો પોતે હોય,
એવા પામર લોકનો સંગ ન કરશો કોય.

આથી કવિત્વ શક્તિ સાથે ઉદાર ધાર્મિક વર્તનની પણ આવશ્યકતા સિદ્ધ થાય છે. પ્રાચીન કવિયોનાં જીવનચરિત્રોમાં ઘણે ભાગે તેમના કવિત્વ કરતાં તેમની ધાર્મિક ભાવના વધારે પ્રતીત થાય છે, નરસિંહ મહેતો, મીરાંબાઈ, તુલસીદાસ, સુરદાસ, અખો ભગત, વગેરે ભક્ત કવિયોની કૃતિમાં ઉત્તમ નીતિબોધ, ઇશ્વરપરાયણતા અને હૃદયની સ્વતંત્રતા સાથે ઉંચું કવિત્વ નજરે પડે છે. દીન દરવેશની કવિતાઓમાં પણ તેમની બ્રહ્મમયતા, મનની સરલતા તથા અકૃત્રિમ પંડિતતા જણાઇ આવે છે. હિન્દના એવા પ્રાચીન કવિયોની કૃતિને ખોળી સંશોધન કરી પ્રકાશમાં લાવવાની ઘણીજ જરૂર છે. કારણ કે હાલનો લેભાગુ કવિ વર્ગ તેનું પરિશિલન કરીને પણ પોતાનો ખોડો સુધારે તો એ ઓછું મહત્વનું કામ નથી.

# ધૂર્તપુર પટ્ટનની સુંદરી.

( લેખક—મુનિ માણેક મુનિજી.

નવલચંદ શેઠ ભરુચ નગરમાં ઘણા દિવસથી વ્યાપારાર્થે આવેલા હતા, તેમની સાથે તેમની પત્ની સોનબાઇ પણ હતાં ધણીધણીયાણીના પ્રેમી સ્વભાવથી ભરુચમાં સારા ખાનદાનોમાં તેમની ઓળખાણ થયેલી હતી તેથી તેમની જન્મભૂમી કાઠીયાવાડમાં જવાની તેમની ઇચ્છા થતી નહોતી.

નવલચંદ જો કે પોતે દરેક કાર્યમાં પ્રવીણ હતા પણ ભોળા સ્વભાવથી કોઇ કોઇ વખત વાતોમાં ફસી જતા હતા અને હજારો રુપિઆનું નુકશાન ખમીને છુટતા હતા તેથી તેમની પત્ની વારંવાર સમજાવતી હતી કે દુષ્ટ માણસો તમને લાલચમાં ફસાવી વા ધર્મના નામે ઠગીને હજારો રુપિયા ખાઇ જાય છે છતાં તેમના ફંદામાં વારંવાર ફસવા માટે શા કારણે તેમનો પરિચય રાખવો જોઇએ! છતાં પણ સરળ સ્વભાવથી એક વખત હા કહી સ્ત્રીનું કહેવું માનીને પાછા જ્યાં દુષ્ટો આવી બેઠા કે પાછા તેગનાં મીઠાં વચનોમાં ફસી 'પત્નીનું' કહેવું ભૂલીને તેમને વિશ્વાસે ધનની બરબાદી કરતા હતા.

ધનની બરબાદી ગૃહસ્થને બહુ નુકશાન કર્તા છે અને જો દરિદ્રી થયો હોય તો પછી તેનુ મોઢું જોવા પણ કોઇ આવતું નથી એવું પત્નીએ વારંવાર સમજાવવાથી નવલચંદની આંખો ઉઘડી અને પોતે પાકો નિશ્ચય કર્યો સાથે બુદ્ધિનો પણ ઉપયોગ કરવાની મનુષ્યને આવશ્યકતા છે. જ્યારે શેઠે પત્નીનું કહેવું માન્યું ત્યારે લક્ષ્મીનો ઘરમાં સ્થિર વાસ થયો અને પત્નીના દીલમાં પતિ ઉપર વાત્સલ્યભાવ થવાથી ધર્મના દરેક કાર્યમાં સહાયક થવાથી પુણ્યના પ્રકર્ષ સંયોગથી સ્ત્રીને ગર્ભ રહ્યો અને સુકોમળ અંગવાળા સુંદર બાળકને પૂર્ણ માસે પ્રસવ્યો પુત્ર મહોત્સવની ખુશીમાં હજારો રુપિયાનું દાન આપ્યું અને પોતાનાથી બની તેટલી સહાય આપી અનાથ અપંગ વિદ્યાર્થીઓને આશ્રય આપી દેશ પરદેશનું દરિદ્ર દૂર કર્યું.

પુત્રનું મુખ મનોહર હોવાથી તેનું નામ મનોહરદાસ. પાડયું આ મનોહરદાસને જ્યારે ભણવા મોકલ્યો ત્યારે તેની નિપુણ બુદ્ધિથી પંડિત પ્રસન્ન થઇ થોડા વખતમાં પંડિત શિરોમણિ બનાવી શેઠને સોંપ્યો. શેઠનો પુત્ર વિચારશીલ હોવાથી બાપે ઘેરે ભણવાની પણ યોજના કરી આપી.

પછી યોગ્ય કન્યા સાથે પિતાએ તેનું લગ્ન કરી આપ્યું ત્યારે ભણવાને બદલે સ્ત્રીના મોહમાં પડી ભણવાનું ઉંચુ મુકયું અને બાપની પાસે વધારે વખત બેસવું પણ છોડી દીધું. તથા સ્ત્રી પુરુષ બંને ખુશીમાં આવે ત્યાં બગીચામાં અથવા ઘરમાં રાત દિવસ દેવદેવીની માફક ફરવા લાગ્યા ધર્મ શું ચીજ

લહાર શું ચીજ છે તે સમજી ભૂલી પોતાની ઇચ્છામાં આવે તેમ દિવસ ગુજારવા માંડ્યા.

તેનાં માબાપને પુત્રની આવી ચેષ્ટા જોઇ ઘણું લાગી આવતું તો પણ વખતે કહેવા જતાં નુકશાન ન કરી બેસે એટલા માટે કહેવું પણ મુકી દીધું. ત્યારે આ અધિક નિરંકુશ બની વધારે પ્રેમઘેલો બની જેમ કોઇ સ્ત્રીએ વશીકરણ કરી પોતાનાં પતિને પૂરી રાખ્યો હોય તેમ જણાવા માંડ્યું ત્યારે માતપિતાએ ગભરાઇ પુત્રને હિતશિક્ષા આપવા માણસ મોકલી બોલાવ્યો.

મનોહરદાસ પ્રથમ તો માતપિતાને નમસ્કાર કર્યા સિવાય મોઢામાં પાણી ઘાલતો નહોતો મંદિરે જવા વિના કે ગુરૂનો ઉપદેશ સાંભળવા વિના તેને ચેન પડતું નહોતું તેની દશા હવે તો એટલી બગડી ગઇ હતી કે માબાપ, ગુરૂ દેવ વગેરે એક પકકા શત્રુસમાન થઇ પડ્યા તેથી જ્યારે પિતા તરફથી માણસ આવ્યો ત્યારે નફટ થઇને જવાબ આપ્યો કે મારા માતપિતા કંઇ ઘેલાં બની ગયેલાં દેખાય છે કે વારંવાર મારા દેવલોકના સુખમાં વિઘ્ન કારણ થાય છે. શું એટલું સમજતાં નથી કે યુવાવસ્થામાં સ્ત્રી અને બાલ્યાવસ્થામાં માતાના ઉત્સંગમાં બેસનાર પુરૂષો પ્રશંસાને પાત્ર ગણાય છે! તો આ નીતિશાસ્ત્ર ભૂલી, જો માતાપિતા પાસે બેસનારો થાઉં તો મારા જેવો બીજો અધમ કોણ ગણાશે? માટે કૃપા કરીને માબાપને કહો કે જો હવે અહીં રાખવો હોય તો મને સતાવે નહીં, અને ફરીથી જો જરા પણ બોલાવવાની વાત કરશે તો ફરીને શહેરમાં રહેવાના પણ મારે પચ્ચખાણ કરવા પડશે. કારણકે સ્ત્રીને છોડી હું નીતિશાસ્ત્રનું ઉલ્લંઘન નહીં કરૂં!

પરભવનાં સંચિત કર્મ આ ભવમાં ફળ આપે છે તેમાં માણસ ફેરફાર કરવા સમર્થ નથી એમ સંતોષ માની નવલચંદ અને પત્ની બેસી રહ્યાં હતાં પણ અધિક પરિચય રાખતાં શરીરના સત્વનો નાશ છે તથા રોગની ઉત્પત્તિ થાય છે અને એકનું ઓચિંતું મરણ થાય અથવા થાય તો બીજાને જીવવું મુશ્કેલ થાય તથા વૃદ્ધાવસ્થા બંનેની હોવાથી દીકરાને દુકાનનું અને વહુને ઘરનું કાર્ય સમજાવવાનું હોવાથી એક વખતે ભોળા પિતાએ નોકરને મોકલી પુત્રને બોલાવ્યો.

મનોહરદાસને આ માણસ દેખીને તથા તેની વાત સાંભળીને એટલો કંટાળો આવ્યો કે પોતાની પત્નીને કહ્યા વિનાજ પરદેશ જવાનો નિશ્ચય કર્યો અને આ વેળા માણસને ગમે તેમ સમજાવી પાછો મોકલ્યો અને મોડી રાત્રે જ્યારે સ્ત્રી ઘરમાં સુઇ ગઇ ત્યારે એકલોજ થોડાં અમૂલ્ય રત્નોને લઇ રસ્તે પડ્યો.

બીજે દિવસે સવારમાં સ્ત્રીને ખબર પડી અને ઘણી શોધ કરવા છતાં પત્તો ન લાગવાથી પોતે સાસુસસરાને મળી સઘળી વાત કરી માતપિતાને પણ ઘણું દુઃખ થયું તેથી વહુને દીલાસો આપી સાસુએ ઘરમાં રાખી અને ઘરનું કાર્ય શીખવી દરેક વાતમાં નિપુણ કરી અને બાપે પુત્રની શોધ માટે અનેક જગ્યાએ માણસ મોકલ્યાં પરંતુ મનોહરદાસે વણિયાનો વેષ બદલી એક સામાન્ય સ્થિતિના મજુર જેવો બની ચાલતો હોવાથી કોઇ પણ જાણી શકતું નહોતું. તેથી મળવાની આશા છોડી શેઠ શેઠાણી અને વહુ પરમાત્માનું ધ્યાન કરતાં હતાં.

મનોહરદાસ સવારમાં જ્યારે એક ગામડામાં આવ્યો ત્યારે તેને બાપની પીછાણવાળો માણસ મળ્યો પણ પોતે મજુર જેવો હોવાથી તેને ઓળખ્યો નહીં તેથી મનોહરદાસે પૂછ્યું કે